# NALÁKHYÁNA

BY

MAHÁKAVI PREMÁNAND.

( WITH CRITICAL AND EXPLANATORY NOTES AND SKETCH OF THE POET'S LIFE )

*Kadvans* I-XXV.

---

EDITED BY

**DAMUBHAI DAYABHAI MEHTA**
**M. A., B. Sc., LL. B.;**
Late Head Master, Training School, Baroda.
District Judge, Kadi Prant.

AND

**CHHAGANLAL THAKURDAS MODI B. A.;**
Late Head Master, Training School, Baroda.
Educational Inspector, Kadi Prant.

SIXTH EDITION.

---



---

1905.

મહાકવિ પ્રેમાનંદકૃત

# નળાખ્યાન

( સંપૂર્ણ ટીકા, અનેક પાઠ તથા કવિજીવન સહિત )

( કડવાં ૧–૨૫ )


પ્રસિદ્ધ કરનાર

**દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા**

એમ. એ., બી. એસસી., એલએલ. બી.,
માજી હેડ માસ્તર, ટ્રેનિંગ સ્કૂલ, વડોદરા.
ડિસ્ટ્રિક્ટ જડ્જ, કડી પ્રાન્ત.

તથા

**છગનલાલ ઠાકોરદાસ મોદી** બી. એ.,

માજી હેડ માસ્તર, ટ્રેનિંગ સ્કૂલ, વડોદરા.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, કડી પ્રાન્ત.


છઠ્ઠી આવૃત્તિ.




સં. ૧૯૬૧.

# PREFACE.

*Nalakhyana* may be called the best poem by the best Poet in the Gujarati language. At the same time it is one of the most difficult, in our opinion, of all the poems by the great and popular poet Premanand. We long felt the desirability, or rather the necessity, of having an annotated edition of this very interesting work. The absence of the vernaculars from the University curriculum naturally resulted in their disregard by the people who spoke them. The laudable but futile movement for introducing the vernaculars into the higher examinations of the Bombay University, and the selection of *Nalakhyana* as a text-book for the University School Final Examination promoted us to fulfil our long-cherished hope, and we at once determined to annotate the first twenty-five *kadvans* of that poem. In the beginning we had in view the sadly felt want of the students of the High Schools, but we had to extend our scope, and consequently to double the size first contemplated by us, in order to make the work useful to the advanced scholars of Training Colleges and to the general public.

In annotating the present work we have, as far as possible adopted the system generally followed in annotations of English works. The text of *Nalakhyana*, selected by us is that published in *Brihat Kavyadohana*, Vol. I, edited by Mr. Ichharam S. Desai. The Government edition recommended for the University S. Final Examination contains readings which vary in material and important points from almost all other printed and manuscript editions we could lay our hands on, to the extent of destorting the poet's real meaning, and rendering the lines void of poetical beauty in some places.

However, we have not omitted to insert all the important and necessary readings from that edition, along with those from other editions consulted by us.

The *Alankars* ( figures of speech ), not being equally useful to all, have been treated separately in an appendix at the end. A sketch of the poet's life is also given for the convenience of students.

We have to acknowledge our heart-felt thanks to our well-known Pandit Shri Gatulalji, Kavi Savitanarayan and Mr. Ichharam S. Desai, for the valuable assistance rendered by them in the preparation of this book.

Baroda,
*1st June*, 1889.

D. D. Mehta.
C. T. Modi.

# પ્રસ્તાવના.

મહાકવિ પ્રેમાનંદકૃત નળાખ્યાન ગુજરાતી ભાષામાં ઉત્તમ પંક્તિનું કાવ્ય ગણાયછે. તેનાં બધાં કાવ્યોમાં એ વર્ણનશૈલી અને વર્ણનરસમાં સર્વોપરી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જનપ્રિય નળાખ્યાનમાં પુણ્યશ્લોક નળ રાજાનું અને સતી દમયન્તીનું ચરિત્ર વર્ણવવામાં આવેલુંછે. પતિવ્રતા સ્ત્રીનો ધર્મ શો છે, તેનો પતિ પ્રત્યે પ્રેમ કેવો હોયછે, કળિ એટલે ક્લેશ બુદ્ધિના પ્રવેશથી મનુષ્યની કેવી દુર્દશા થાયછે, જુગટું રમવાથી કેવા અનર્થ નિપજેછે, સજ્જનને ભોળવી દુર્જનો તેને કેવે આડે રસ્તે લઇ જાયછે અને પાછળથી કુમતિનો નાશ થતાં પોતાનાં આગલાં કુકર્મો અથવા માઠી વર્ત્તણુક વિષે તે સજ્જન પુરૂષને કેવો પશ્ચાત્તાપ થાય છે, મહાન્ પુરૂષો ઉપર ભયંકર સંકટો પડતાં છતાં પણ તેઓ ન્યાય માર્ગથી ન ચળતાં કેવી રીતે ધૈર્ય ધારણ કરેછે ઇત્યાદિ ઉત્તમ પ્રકારની શિક્ષાથી ભરપુર અને મનોરંજક આ કવિતાગ્રંથ દરેક ગુર્જર ગૃહસ્થના ઘરમાં રાખવા યોગ્ય છે. આવા ઉત્તમ કાવ્યની ટીકા છપાવવાની જરૂર છે એવું અમને લાંબા વખતથી લાગતું હતું. યુનિવર્સિટિની પરીક્ષાઓમાંથી દેશી ભાષાને બાતલ કરવાથી સ્કૂલ અને કૉલેજોના વિદ્યાર્થીઓને તેનો જોઇએ તેવો અભ્યાસ કરવાનું કારણ રહ્યું નહીં અને તેથી તેઓનું પોતાની દેશી ભાષાનું જ્ઞાન ઘણું અપૂર્ણ થવા લાગ્યું છે. મુંબઇની યુનિવર્સિટિની ઉપલી પરીક્ષામાં દેશીભાષાને દાખલ કરાવવાને જે જરૂરનો અને સ્તુત્ય પ્રયાસ ચાલ્યોછે તેથી તથા યુનિવર્સિટિ સ્કૂલ ફાઇનલ પરીક્ષામાં ગુજરાતી કાવ્યના પુસ્તક તરીકે નળાખ્યાન પસંદ કરવાથી આ કામ હાથમાં લેવાનો અમારો વિચાર થયો. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેવા પ્રકારની ટીકા આપવાનો પ્રથમ વિચાર કરેલો, પણ સામાન્ય રીતે ગુજરાતી વર્ગને અને ટ્રેનિંગ. કૉલેજોના ઉપલા વર્ગના અભ્યાસીઓને આ પુસ્તક સાધનભૂત થાય તેવો ઉદ્દેશ રાખી

એના કદમાં ઘણો વધારો કરવો અમને યોગ્ય લાગ્યો. આ ગ્રંથ તૈયાર કરવામાં નળાખ્યાનની છાપેલી તથા હાથની લખેલી જૂદી જૂદી અનેક પ્રતો જોવામાં આવી હતી, ને તે બધીમાંથી સ્કૂલ ફાઇનલ પરીક્ષા માટે પસંદ કરેલી સરકારી આવૃત્તિને આધારભૂત ગણવામાં આવી નથી; પરંતુ ભાઇ ઇચ્છારામ સૂર્યરામે પ્રગટ કરેલા 'બૃહત્ કાવ્યદોહન' ભાગ ૧ લામાં આપેલા નળાખ્યાનને મૂળ તરીકે અમે રાખેલું છે, ને તેનું મુખ્ય કારણ એ છે કે સરકારી આવૃત્તિમાં એટલે બધે દરજ્જે પાઠ ફેર થયેલો માલમ પડે છે કે કેટલાક ભાગમાં કાવ્યની ખૂબી અને રસ બન્ને તેમાંથી જતાં રહેલાં જણાય છે; છતાં સરકારી તથા બીજી પ્રતોમાંથી અગત્યના જણાયલા પાઠો ટીકાની નીચે બતાવેલા છે. પાઠમાં બતાવેલી પ્રતોની સમજુતી આ પ્રમાણે છે:—

પ્રત ૧. 'બૃહત્ કાવ્ય દોહન ભાગ ૧ લા' માં આપેલું નળાખ્યાન.<br>
,, ૨ સં. ૧૮૩૯ માં ઉતારેલી.<br>
,, ૩ ,, ૧૮૮૧ ,, ,,<br>
,, ૪ નર્મદાશંકરના હાથની લખેલી.<br>
,, ૪ ક સં. ૧૮૦૬ માં ઉતારેલી.<br>
,, ૪ ખ ,, ૧૮૨૧. ,, ,,<br>
,, ૪ ગ ,, ૧૮૫૬ ,, ,,<br>
,, ૪ ઘ ,, ૧૮૯૨ ,, ,,<br>
,, ૪ ચ ,, ૧૯૦૭ ,, ,,<br>
,, ૫. નર્મદાશંકરની છાપેલી સરકારી.<br>
,, ૬ સરકારી 'ગૂજરાતી કાવ્યદોહન' તથા 'કાવ્યદોહન ભાગ ૨ જો' કવિ દલપતરામવાળો, તથા 'મોટું કાવ્યદોહન' અમદાવાદવાળું.

સર્વને ઉપયોગી નહીં ધારી, નળાખ્યાનમાં આવેલા અલંકાર સમજવા પૂરતો અલંકારવિચાર પાછલા ભાગમાં આપવામાં આવેલો છે.

આ ગ્રંથ તૈયાર કરવાના સંબંધમાં પંડિત શ્રીગટ્ટૂલાલજી, કવિ સવિતાનારાયણ અને ભાઇ ઇચ્છારામ સૂર્યરામ તરફથી જૂદે જૂદે પ્રકારે અગત્યની મદદ મળી છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

| વડોદરા. | દા. ડા. મહેતા. |
| --- | --- |
| જેઠ શુદ ૩, ૧૯૪૫ | છ. ઠા. મોદી. |

# પ્રેમાનંદ ભટ્ટ.

ગુર્જરકવિશિરોમણિ કૃષ્ણસુત પ્રેમાનંદભટ્ટકૃત, નળાખ્યાનનું સર્વો-પરી કાવ્ય સટીક કરતાં એ કવિનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવું અવશ્યનું છે. આપણા લોકમાં ચરિત્રો લખવાનો ધારો ન હોવાથી આ મહાકવિ ક્યારે જન્મ્યા તે કહી શકાતું નથી; તોપણ એણે બનાવેલા ગ્રંથોપરથી આશરું અનુમાનથી ધારી શકાય છે, કે એ સંવત ૧૭૦૦ થી ૧૭૫૦ સુધીમાં વડોદરામાં થઇ ગયા હતા.

દંતકથા એવી ચાલે છે, કે એ કવિ તદન મૂર્ખ હતો, ને ભણ્યાગણ્યા વગર રઝળ્યા કરતો હતો. એક વખતે વડોદરામાં આવેલા કાશીનાથ ને બહુચરાજીની વચ્ચેના એક મકાનમાં કોઇ સંત પુરૂષ આવી ચઢ્યો. પ્રેમાનંદે તેની ઘણી સેવાચાકરી કીધી. તેથી સિદ્ધ ઘણો રાજી થયો. સિદ્ધ વડોદરેથી મુકામ ઉઠાવનાર હતો, તે વખતે પ્રે-માનંદે ઘણી આજીજી કીધી ને સિદ્ધે પ્રસન્ન થઇ કહ્યું, કે હું કાલે જ-નાર છું, માટે પ્રભાતમાં આવજે, કંઇ આપીશ. પ્રેમાનંદ જાતે એદી રહેલો હોવાથી સવારમાં મોડો ઉઠ્યો, ને સિદ્ધના મુકામપર જતાં મોડું થયું એટલે સિદ્ધ ચાલ્યો ગયો. એ તેની પૂઠે ગયો ને વડોદરા બહાર તેનો મેળાપ થયો. સિદ્ધે કંઇ અપ્રસન્ન વદને સામું જોયું, પણ પ્રે-માનંદને દયામણો ને દાગણો જોઇ દયા લાવીને તેની જીભપર કંઇક સિદ્ધાઇનો મંત્ર લખ્યો. પછી કહ્યું કે જો તું વેહેલો આવ્યો હોત તો સંસ્કૃત મહાકવિ થાત, પણ જા હવેથી તું પ્રાકૃત કવિ તરિકે બહુ પંકાઇશ. આટલી પણ પ્રસાદી પ્રાપ્ત થઇ તેથી બહુ આનંદ માનતો પ્રેમાનંદ ઘેર આવ્યો, ને તે દિવસથી એનામાં કવિત્વશક્તિ આવી કહેવાય છે.

બીજી એવી પણ દંતકથા ચાલે છે કે એ ન્યાયશાસ્ત્ર ભણ્યો હતો, ને પુરાણનું સારૂં જ્ઞાન ધરાવતો હતો; પણ પ્રથમથી તેનામાં કવિત્વશક્તિ નહોતી. એક પ્રસંગે કોઇ મહાત્મા એને ઘેર આવ્યો ને કહ્યું, કે હું બે દિવસનો અપવાસી છું, કંઇ આપ. પ્રેમાનંદે ખાવાનું આપ્યું ને સિદ્ધે પ્રસાદી આપી. આનાકાની કરતાં પ્રેમાનંદે તે પ્રસાદ આરોગ્યો. જો ઉમળકાથી ખાધો હોત તો એનામાં સંસ્કૃત કાવ્ય કરવાની શકિત આવત, પણ અપ્ર-સન્ન વદને ખાધો તેથી પ્રાકૃત કવિતા કરવાને શક્તિવાન થયો હતો.

આ સર્વે દંતકથા જોતાં આટલું તો નક્કીપણાથી કહી શકાય છે કે એ પ્રથમ જડ હશે, ને પાછળથી એનામાં કાવ્ય કરવાની શક્તિ આવેલી. તે સાથે તેને સંસ્કૃતનો પણ થોડો ઘણો સંસ્કાર પાછળથી થયલો જણાય છે. જો તેમ નહિ હોત તો એની કવિતાના મુખ્ય પ્રસંગો જે પુરાણ તથા ભારતમાંના છે તે એના જાણ્યામાં આવત નહિ. વળી એમ પણ કહેવાય છે કે એ પુરાણી હોવાથી કેટલેક પ્રસંગે કથાઓ કરતો હતો, ને તેમાંથી એ કમાઈ ખાતો હતો.

પ્રેમાનંદ કવિનો કાળ તે પ્રાકૃત ભાષાની કવિતાનો કે કવિનો કાળ નહોતો એટલું છતાં એ પ્રાકૃતમાં કવિતા કરવાને કેમ લલચાયો તેનું કારણ સવિસ્તર જણાતું નથી, પરંતુ એની કવિતા એના પોતાના કાળમાં લોકમાં પ્રસિદ્ધ થઇ હતી; ને તેથી કેટલાક તેને નિંદનારા તેમ કેટલાક એને વંદનારા હતા. એ સંસ્કૃત પુરાણ કે મહાભારત વાંચતો હતો ત્યારે શ્રોતાઓ વાહવાહ કરતા નહિ, પણ જ્યારથી પ્રાકૃત કવિતા, કથા તરીકે વાંચવા માંડી ત્યારથી એની કથા સાંભળવાને શ્રોતાઓ ઘણા આવતા હતા, ને તેથી એને પ્રાપ્તિ પણ ઠીક થતી હતી; અને તે પરથીજ એને પ્રાકૃત કવિતા કરવાનો શોખ વિશેષ થયેલો હોવો જોઇએ. એણે પ્રાકૃતમાં કથા કરવા માંડી તેથી એને વડોદરાના પુરાણીઓ સાથે ઘણી તકરાર થઇ હતી. ત્યારે પ્રેમાનંદે ગર્વથી કહ્યું હતું કે તમો ભાગવત ભારતની કથા કરોછો, પણ તમો કોળવાઇ મારીને પથા કરો તેવું કરીશ. હું પ્રાકૃતમાં ભાગવત કરી કથા કરીશ, તો તમને કોઇ સાંભળશેએ નહિ. પછી એણે ભાગવતના જૂદા જૂદા સ્કંધો કાવ્યમાં રચ્યા હતા, ને તેની કથા પણ થયેલી સંભવે છે.

એની કવિતા તથા કથાની ખ્યાતિ સુરત અને નંદરબાર સુધી થયલી હતી. સુરતમાં રહીને પણ તેણે કેટલીક વેળા કથા કીધી જણાય છે. અમારા મિત્ર રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ કરેલી શોધ પ્રમાણે, " પ્રેમાનંદે ત્રણ વખત સુરતમાં કથા કરી છે. એક વાર ચારખાનાને ચકલે, એક વાર ધીને કાંટે ને એકવાર જદાખાડીમાં. સુરતમાં લીંબુશેરીને નાકે મોહનદાસ નાગના કણબીને ત્યાં એ ઉતારો કરતો હતો. આ મોહનદાસ દેવીભક્ત હતો; પણ કથાનો ઘણો શોખીન હતો, ને તેથી તેણે ઘણાક પુરાણી ને ગાગરીયા ભટોને આશ્રય આપેલો છે. " સુરતમાં કથા કરતાં વખતો વખત પ્રેમાનંદ નંદરબાર જતો હતો. તેને ત્યાંના ઠાકોરનો આશ્રય હતો એમ કેટલાક તરફથી કહેવામાં આવે છે. પણ જે

વૃત્તાંત એ કવિ સંબંધી શાખ ઇચ્છારામ મેળવી શક્યા છે તેપરથી જણાય છે કે ત્યાંના રાજાનો પુત્ર વીરસિંહ, એ કવિનું ઓખાહરણ સાંભળીને ઘણો ખુશ થઇ ગયો હતો. તેથી તેણે પોતાના પિતા ભૂપતસિંહના મ્હોડા આગળ કવિની ઘણી તારીફ કીધી, ને ઓખાહરણ દરબારમાં વાંચી સંભળાવવા કવિને તેડાવ્યો. કવિએ ઓખાહરણ ફક્કડ રીતે વાંચ્યું ને તેથી સભા સંતુષ્ટ થઇ. રાજાએ થોડુંક ઇનામ આપ્યું, ને કહ્યું કે કોઇ રાજકુળનું આખ્યાન લખો. એ વખતે રાજાની એક રાણી મરણ પામેલી હતી, ને રાજા શોકમાં હોવાથી, દુઃખમાં દિલાસો મળે તેવા હેતુથી કવિએ નળાખ્યાન લખવું શરૂ કીધું, ને સંવત ૧૭૪૨ માં પૂરૂં કીધું, પણ તેટલામાં ઠાકોરનો પાટવી કુંવર વીરસિંહ મરણ પામવાથી પ્રેમાનંદનો પાછળથી કોઇએ ભાવ પૂછ્યો નહીં; ને તેથી કવિની કેટલીક આશા નષ્ટ થઇ. કવિએ નળાખ્યાન કીધું છે તે એનાં સઘળાં ગ્રન્થોમાં સર્વોપરી છે.

આ કવિએ ઘણાં કાવ્યો લખ્યાં છે. જે ગ્રંથો અમારા જોવામાં આવ્યા છે તે ગ્રંથોની ટીપ અમે હેઠળ આપીએ છીએઃ—

૧ દશમસ્કંધ.
૨ અષ્ટમસ્કંધ.
૩ સપ્તમસ્કંધ.
૪ ડાંગવ આખ્યાન.
૫ ઋષ્યશ્રૃંગ આખ્યાનઃ
૬ નળાખ્યાન.
૭ ચંદ્રહાસ આખ્યાન.
૮ બભ્રુવાહન આખ્યાનઃ
૯ મદાલસાખ્યાન.
૧૦ વામનાખ્યાન.
૧૧ અભિમન્યુ આખ્યાન.
૧૨ સુધન્વાખ્યાન.
૧૩ દ્રૌપદીવસ્ત્રહરણ.
૧૪ સુભદ્રાહરણ.
૧૫ ઓખાહરણ.
૧૬ લક્ષ્મણાહરણ.
૧૭ વલ્લભ ઝઘડો.
૧૮ મામેરૂં.
૧૯ નૃસિંહ મેહેતાની હુંડી.
૨૦ નૃસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ.
૨૧ નૃસિંહ મેહેતાના પુત્ર શામળશાનો વિવાહ.
૨૨ ભ્રમર પચીસી.
૨૩ દાણલીલા.
૨૪ રણયજ્ઞ.
૨૫ રઘુવંશ કાવ્ય ( મહાકાવ્ય ).
૨૬ વિવેક વણજારો.
૨૭ સુદામાચરિત્ર.
૨૮ સ્વર્ગનિસરણી.
૨૯ હરિવંશ
૩૦ દ્રૌપદીહરણ.
૩૧ અષ્ટાવક્રઆખ્યાન.
૩૨ રૂક્મિણીહરણ.
૩૩ માર્કંડેયપુરાણ.
૩૪ રોષદર્શિકા સત્યભામાઆખ્યાન(નાટક).
૩૫ પાંચાળી પ્રસન્ન આખ્યાન (નાટક)
૩૬ તપત્યાખ્યાન ( નાટક ).

એ કવિએ બીજા ગ્રંથો કીધા છે, પણ જે અમારા જોવામાં આવ્યા નથી, પણ માત્ર નામ મળ્યાં છે તેની ટીપ અત્રે આપીએ છીએઃ—

૧ મહાભારત.
૨ સંપૂર્ણ ભાગવત.
૩ સંપૂર્ણ રામાયણ.
૪ હારમાળા.
૫ કર્ણચરિત્ર.
૬ ભીષ્મચરિત્ર.
૭ રેવાખ્યાન.
૮ અશ્વમેધ.

૯ નરકાસુરાખ્યાન.
૧૦ મજવેલ.
૧૧ ત્રણ નાટક (જેનાં નામ માલમ નથી.)

આટલા ગ્રંથોની ટીપ આપી છે, તોપણ પ્રેમાનંદના ઠરેલા નક્કી કેટલા ગ્રંથ છે તે કોઇ પણ રીતે કહી શકાતું નથી.

એના કાવ્ય ગ્રંથો માટે વિચાર આપવાનું કામ દુર્ઘટ નહિ, તોપણ આકરૂં તો ખરૂં. આ સર્વોપરી કવિનાં કાવ્યો ગુજરાતમાં બહુ લોકપ્રિય છે એમાં ના પડાશે નહિ. દશમસ્કંધ ને નળાખ્યાન ચોમાસામાં શહેરમાં ને ગામડામાં ઘેરઘેર ગવાય છે; સામેરૂં સ્ત્રીઓના સીમંત પ્રસંગે રંગ આપે છે; ચૈત્ર માસમાં ઓખાહરણ ગાજી રહે છે; ભાદ્રપદમાં-શ્રાદ્ધપક્ષમાં નૃસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ ગવાય છે; સુદામાચરિત્ર ને હુંડી પણ વખતો વખત લોકોમાં આનંદ આપે છે. સ્વર્ગનિસરણી બારણા આગળ બ્રાહ્મણો ગજાવે છે; એવી રીતે કોઇ પણ કવિની કવિતા ગુર્જર પ્રદેશમાં રંગ આપતી જણાતી નથી. કવિની કવિતા વર્ણનરસ ને વર્ણનશૈલીમાં ખુબીદાર છે; ને વિષયનું રૂપ બાંધી તે દર્શાવવાની શક્તિ, શ્રોતાનાં મન હરણ કરવાની શક્તિ જેટલી પ્રેમાનંદની કવિતામાં છે તેવી બીજા કવિની કવિતામાં નથી. કવિને રસાલંકારનું ઉત્તમ પ્રતિનું જ્ઞાન હોય તેમ લાગે છે, ને તેથી જેવો તેણે પોતાની કવિતામાં રસ મૂક્યો છે તેવો દયારામ ભાઇની કવિતામાં પણ નથી. નૃસિંહ મેહેતા સંબંધી ક-વિતામાં સાંસારિક જ્ઞાન એવી તો ઉત્તમ રીતે દર્શાવ્યું છે કે તેનું ચિત્ર પણ પાડી શકાય. એ પુરાણ કથા વાંચતો હોવાથી શ્રોતાને કેમ રંજન કરવા તે શક્તિ ઉત્તમ પ્રકારની એનામાં હતી.

કવિ નર્મદાશંકર લખે છે કે ' નળાખ્યાનમાં કરૂણાનું પ્રાધાન્ય ને શૃંગાર હાસ્ય એ ( રસો ) છે........એનો ( પ્રેમાનંદનો ) સૌથી શ્રેષ્ઠ ગ્રંથ પો-તાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખાયલો નળાખ્યાનનો છે. '

કવિનો સ્વભાવ કવિતા તરફ જોતાં, માયાળુ, વિવેકી ને સાથે વિનોદી હતો. ઠાવકી મજાક કરવામાં, કોઇને બનાવવામાં એ ચઢતો હતો, પણ તેમાં વિવેક ચૂકતો નહીં. એ વળી નિરભિમાની હતો-જો કે પ્રસંગોપાત અભિમાનનાં વાક્ય જણાય છે તોપણ મહાભિમાન એનામાં નહોતું. એની કવિતા રસિક, બોધક, મોહક, આનંદ દેનારી ને મન હરનારી છે. સંસાર વિષય સમજનાર એ નિપુણ, હસાવવામાં મગ્ન, ને નિવૃત્તિ આનંદમાં નિમગ્ન હતો. તે સંસાર ઉપાધિથી દાઝતો, પણ કાવ્યરસમાં રાજતો.

# નળ અને દમયન્તી ચરિત્ર.

( નર્મકથાકોષ ઉપરથી. )

નળ એ દ્વાપરના અન્તમાં થયલો સૂર્યવંશી રાજા-નિષધ દેશના વીરસેનનો પુત્ર હતો. એ સ્વરૂપે સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદનિપુણ ને પુણ્યશીલ હતો. એની કથા એની સ્ત્રી દમયન્તીના સંબંધમાં આ પ્રમાણે છે. વીરસેનની રાજ સભામાં વિદર્ભદેશના ભીમક રાજાની કન્યા દમયન્તીનાં સ્વરૂપ શૃંગાર વર્ણન થયા કરતાં તેથી નળનું હૃદય વિંધાયું હતું, ને એ ઉદાસ રહેતો. એક દિવસ વનમાં ગયો ત્યાં એણે સુંદર હંસોની પંક્તિ દીઠી. નળનાં કરકમળમાં મુકતા-માળ જોઇને એક હંસ નળના હાથ ઉપર ચઢ્યો ને મનુષ્ય વાણીમાં બોલ્યો કે રાજા મારો ઘાત ન કરીશ-દમયન્તી તને મળે તેવો હું યત્ન કરીશ. નળે કહ્યું તને હું મારા પ્રાણ કરતાં વધારે ગણીશ. પણ હમણાંનો હમણા તું વિદર્ભ દેશ જઇને દમયન્તીને સમજાવ. પછી હંસ દમયન્તીની વાડીમાં જ્યાં તે બેઠી હતી ત્યાં ગયો. સખીઓએ પકડવા માંડ્યો પણ તેઓના હાથમાં ન આવ્યો; પણ જ્યારે દમયંતીએ તેને બોલાવ્યો ત્યારે તે તેની પાસે આવ્યો ને બોલ્યો કે હે રાજપુત્રી, હું ત્રિભુવનમાં ફરી વળ્યો છઊં પણ નળના જેવો સકુમાર સ્વરૂપસુંદર મેં બીજો જોયો નથી ને એવાં ઘણાંક વખાણ કર્યાં. એ સાંભળી દમયન્તી પણ નળ સાથે પરણવાને લોભાઇ ને એણે હંસને કહ્યું કે તું જા ને નળને કહે કે મેં મનથી તમને વરમાળ પહેરાવી છે માટે મારા પિતા સ્વયંવર રચે તેમાં ઉતાવળા આવજો. હંસે જઇ નળને કહ્યું ને થોડા દિવસ પછી ભીમકને ત્યાંથી નળને તેડું આવ્યું. એવું બન્યું કે નારદે ઈંદ્રસભામાં દમયન્તીનાં વખાણ કરેલાં તેથી ઈંદ્ર, યમ, અગ્નિ, ને વરૂણ એ ચાર સ્વયંવરમાં આવતા હતા. વાટમાં નળ મળ્યો તેને ઇંદ્રે કહ્યું કે લોકોમાં તું પુણ્યશીળ કેહેવાય છે માટે તારે પોતાનો સ્વાર્થ છોડી દઇ અમારા દૂતરૂપે થઇ દમયન્તીને એવો બોધ કરવો કે જેથી તે અમારામાંના એકને વરમાળ ઘાલે. નળે કહ્યું કે અંતઃપુરમાં મારાથી કેમ જવાશે? ત્યારે ઇંદ્રે કહ્યું કે એક દમયન્તી વગર બીજું કોઇ તને દેખશે નહીં. પછી નળ અંતઃપુરમાં ગયો એટલે મુખ જોતાં-વારને દમયન્તીએ જાણ્યું કે એજ મારો પ્રિતમ છે. નિષધરાજાએ પોતાનું ખરૂં નામ ના કહ્યું પણ બોલ્યો કે હું ઇંદ્ર, યમ, અગ્નિ, વરૂણનું દૂતત્વ કરવા આવ્યો છું-તેઓ તારા સૌંદર્ય ઉપર આસક્ત છે માટે એ ચારમાંથી એકને તું વરમાળ પેહેરાવ. દમયન્તી બોલી કે ધનુષમાંથી બાણ છૂટ્યું તે પાછું કેમ ફરે, માટે મેં મારૂં મન નળને સમર્પ્યું છે તે બીજા કોઇ ભણી હવે જનાર નથી-નળ વના બીજા પુરૂષ મારે મન પિતા, ભાઇ અથવા પુત્ર સરખા છે. પછી નળે પેલાઓ પાસે આવીને વર્તમાન કહ્યા. ત્યારબાદ સ્વયંવરમાં તે ચાર દેવતાએ

નળનું રૂપ ધારણ કરયું હતું તેથી દમયંતી વિચારમાં પડી ને પછી દેવચિન્હના ઉપર લક્ષ આપી જોયું તો તે દેવતાઓ અંતરીક્ષ આસને હતા ને નિષધનળ પૃથ્વી ઉપર હતો. તરતજ દમયંતીએ નિષધનળને વરમાળ પેહેરાવી દીધી. પછી તે દેવતાઓ નળદમયંતીને આશીર્વાદ દઈ વર આપી અંતર્ધ્યાન થયા; અને નળ દમયંતીને લઈ પોતાને નગર ગયો. પછી દમયંતીને ઇંદ્રસેન કુંવર ને ઇંદ્રસેના કુંવરી એમ બે સંતાન થયાં. એ સમયે કળી સ્વયંવરમાં આવતો હતો તેને ઇંદ્રાદિએ જ્યારે કહ્યું કે દમયંતી તો નળને પરણી ચૂકી ત્યારે તેણે નિશ્વાસ મૂકયો ને પછી ક્રોધે ભરાઈ નળદમયંતીને દુઃખ દેવાનો વિચાર કીધો. એણે નળના પિત્રાઇ ભાઇ પુષ્કરને નળ સાથે દ્યૂત રમવાને ભંભેર્યો. દ્યૂતમાં નળ સર્વસ્વ હાર્યો ત્યારે એણે પોતાનાં કુંવર કુંવરીને ભીમક પાસે મોકલાવી દીધાં. જ્યારે પુષ્કરે કહ્યું કે દમયંતીની હોડ કરી દ્યૂત રમ ત્યારે નળે તે સાંભળ્યા કીધું. પછી પુષ્કરે તેઓનાં વસ્ત્રાભૂષણ હરી લઈને તેમને કહ્યું કે મારા નગરમાંથી નીકળો ને ઢંઢેરો પિટાવ્યો કે જે કોઇ નળ સાથે ભાષણ કરશે તેને તાત્કાળ શિક્ષા કરવામાં આવશે. એ ઉપરથી નળદમયંતી એકેકજ વસ્ત્રે નગર બહાર ત્રણ દિવસ નિરાહાર રહ્યાં—કોઇ બારણે ઉભું ન રાખે ને કોઈ ભાષણ ન કરે. ચોથે દિવસે એઓએ વનમાં પ્રવેશ કર્યો તો ત્યાં એક પુષ્ટ ખગ નજરે પડ્યો. રાજા તેને પકડવા જેમ જેમ પૂઠે દોડે તેમ તેમ તે દૂર જતો જાય તેથી નળે પોતાનું પેહેરેલું વસ્ત્ર કહાડી તેના ઉપર નાખ્યું એટલે તે વસ્ત્ર સહિત ઉડી ગયો ને રાજા નગ્ન થઇ રહ્યો. પક્ષીએ ઉડતાં ઉડતાં નળને કહ્યું કે હું પુષ્કરની તરફનો છું ને તારૂં વસ્ત્ર લઇ જાઉં છું. નળ ક્ષુધાથી પીડિત દીન વદને આમ તેમ જોતો હતો, એવામાં કળી મચ્છ રૂપે એક પાસેના તળાવની બહાર પડ્યો. એને જોતાંજ નળે તેને માર્યો ને દમયંતીના હાથમાં આપ્યો. એ તેને ધોવા તળાવની પાસે બેઠી ને મચ્છના મ્હોમાં આંગળી ઘાલી દુર્ગંધી કહાડવા જાય છે એવે આંગળીમાંથી અમૃત-સ્રાવ થયો ને મચ્છ સજીવન થઈ તળાવમાં જતો રહ્યો. દમયંતીએ બ્હીલે મ્હોડે બનેલી વાત નળને કહી પણ એણે તે ન માન્યું; એજ ખાઈ ગઇ એમ જાણી તેનો તિરસ્કાર કર્યો. પછી દમયંતીએ પોતાના વસ્ત્રનો એક છેડો નળને પહેરવા કહાડી આપ્યો ને સૂર્યાસ્ત થયો એટલે બંને એક વૃક્ષ નીચે સુતાં. દમયન્તી ભર નિદ્રામાં પડી હતી. તેના સામું નળે જોયું તો તેની પૂર્વસ્થિતિનો વિચાર તેને આવ્યો ને એથી તે ઘણું દુઃખ કરવા લાગ્યો. એણે વિચાર્યું કે એને છોડી હું જતો રહું તો મારે એનું દુઃખ જોવું ન પડે. એટલામાં કળી પાળી રૂપે નીચે પડયો ને નળે અર્ધવસ્ત્ર કાપી દમયંતીથી છુટો થઇ ચાલવા માંડયું.

દમયંતીએ જ્યારે જાગીને જોયું તો નળ અર્ધવસ્ત્ર કાપી જતો રહેલો ને એથી તે મુર્છા ખાઇ પડી—પછી કેટલીક વારે સાવધ થઈ નળને પોકારતી તે વનમાં ભટકવા લાગી. માર્ગમાં એક અજગર મ્હોડું વકાશી પડયો હતો.

તેના મુખમાં તેનો પગ પડવાથી તેણે તે ગળવા માંડ્યો. દમયન્તીએ ચીસ પાડી નળને પોકાર કર્યો તે એક પારધીએ સાંભળ્યો ને એણે આવી અજગરને મારી દમયંતીને મુકત કરી. એ પારધી એનું રૂપ જોઇ કામાતુર થયો ને આલિંગન કરવા જતો હતો તે વેળા દમયંતીએ તેને બહુ સમજાવ્યો પણ ન માન્યું ત્યારે તેને શાપ દઇ બાળી ભસ્મ કર્યો. દમયંતી ઉત્તર પંથે જવા લાગી તો માર્ગમાં એક મહાતાપસને દીઠા ને એને તેણે નળ સંબંધી જ્યારે પૂછ્યું ત્યારે તાપસે કહ્યું કે તને તારા સ્વામીનો મેળાપ હવે વેહેલો થશે. આગળ ચાલતાં દમયંતીને નદી તીરે કેટલાક સોદાગરો મળ્યા. તેઓના સંઘમાં તે રાતે રહી. એવું બન્યું કે ત્યાં વનના હાથીઓનું ટોળું પાણી પીવા આવ્યું. તેઓએ સર્વનો સંહાર કરવા માંડયો એટલે સૌ ન્હાસવા લાગ્યા. દમયંતી ન્હાસતી એક વનમાં આવી ને સવાર થઈ એટલે કેટલાક સોદાગરોની પાછળ તેણે ચેદ્યવસુપુરીમાં આવીને નગ્રમાં પ્રવેશ કર્યો. અહીંના રાજા સુબાહુની માએ તેને દીઠી ને પછી દમયંતીને પાસે બોલાવી તું કોણ છે એવું પૂછ્યું. દમયંતીએ પોતાનું નામ જણાવ્યા વગર કેટલીક વાત કહી. પછી રાજમાતાએ કહ્યું કે તું અહીં રેહે. દમયંતી બોલી કે હું કોઇનું ઉચ્ચિષ્ટ ભોજન ન કરૂં, પાદપ્રક્ષાલન ન કરૂં, ને બીજા કોઇ સાથે ભાષણો ન કરૂં એવું હોય ને મારા પતિની ખોળ કરાવો તો રહું. રાજમાતાએ તે કબુલ કર્યું ને પુત્રી પ્રમાણે ગણવાનું વચન આપ્યું. પછી દમયંતી સુનંદા નામની રાજકન્યા સાથે અહીં રહી.

દમયંતીને છોડી નળ ચાલતો થયો હતો. તેણે પ્રથમ તો વનમાં ભયંકર દાવાનળ બળતો દીઠો ને કોઇની ચીસ સાંભળી. પછી તેણે જોયું તો ત્યાં એક મોટો નાગ બળતો હતો. નાગે નળને કહ્યું કે મારૂં નામ કર્કોટક છે ને હું નારદના શાપથી અહીંઆં બળ્યા કરૂં છું; પણ નારદે મને ઉશાપ આપ્યો છે કે નળરાજા તને છોડાવશે માટે મને મુક્ત કર. પછી નળે તેને ઉચકી ખાંધ ઉપર નાંખ્યો ને નીચે મૂકવા જાયછે એટલામાં તેણે નળને હાથે દંખ દીધો. એની વિષજ્વાળથી નળ કાળો ને કદરૂપો થઇ ગયો. કર્કોટકે નળને કહ્યું કે તારૂં રૂપ છુપાવવા મેં દંખ દીધો છે ને પછી એક વસ્ત્ર આપી કહ્યું કે તારી અવધ પૂરી થાય એટલે આ વસ્ત્ર મારૂં સ્મરણ કરી પેહેરજે-તારૂં રૂપ પૂર્વવત્ થશે ને દમયંતી તથા રાજ પાછાં મળશે. પછી નળ અયોધ્યાના ઋતુપર્ણ રાજાને ત્યાં ગયો ને બાહુક નામ ધારણ કરી કહ્યું કે હું નળનો સારથી છું ને અશ્વમંત્ર જાણું છું. પછી ઋતુપર્ણે એને સર્વે સારથીઓનો ઉપરી કરી અશ્વશાળામાં રાખ્યો. અહીં એ નિત્ય રાતે દમયંતીને સંભારી વિલાપ કરે; બીજા સારથીઓએ તેને એમ કરવાનું કારણ પૂછવાથી નળે કહ્યું કે કોઇ ભેદ બુદ્ધિ માણસ પોતાની રત્ન જેવી સ્ત્રીને વનમાં ત્યાગ કરી જતો રહ્યો ને પછી તે મૂર્ખ શોક કરવા લાગ્યો તેની રીતી હું સહજ કરી દેખાડું છું.

દમયંતીના પિતાએ દેશોદેશ નળદમયંતીને શોધવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાં સુદેવે ચૈદ્યનસુપૂરીમાં આવી દમયંતીને ઓળખી. દમયંતીએ પણ તેને ઓળખ્યો ને પછી એ રડી પડી. સુનંદાએ વિસ્મિત થઈ સુદેવને દમયંતી વિષે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે એ તારી મસિઆણ બેન દમયંતી છે. પછી સૌએ તેને પ્રથમ ન ઓળખી તેનો પશ્ચાત્તાપ કર્યો ને દમયંતી સર્વનો ઉપકાર માની સુદેવ જોડે પોતાના પિતાને ઘેર ગઈ. અહીંથી દમયંતીએ નળની શોધ કરવા બ્રાહ્મણો મોકલ્યા હતા તેમાંથી પર્ણાદ નામનો વિપ્ર સમાચાર લાવ્યો કે તમારી વાત સાંભળી માત્ર એક અયોધ્યાના રાજસારથી નામે બાહુક ઘણો શોક કરવા લાગ્યો. પછી દમયંતીએ સુદેવને ઋતુપર્ણ પાસે મોકલ્યો ને કહેવડાવ્યું કે દમયંતી ફરીથી સ્વયંવર કરે છે ને કાલે પ્રાતઃકાળે મુહૂર્ત છે માટે જે રાજા વહેલો આવશે તે વરમાળ પેહેરશે. રાજાએ બાહુકને બોલાવી વર્તમાન કહ્યું. બાહુક બોલ્યો કે સૂર્યોદય પહેલાં પહોંચાડીશ. પછી બાહુકે મરકટ જેવા અશ્વ જોડી રથ તૈયાર કર્યો. ઋતુપર્ણે તે જોઈ પુષ્ટ અશ્વ જોડવાનું કહ્યું. બાહુક કહે કે હાથી મોટા હોય છે ને સિંહ નાનો હોય છે માટે શું હાથી સિંહ કરતાં બળવાન છે ? પછી બાહુકે અશ્વના કાનમાં મંત્ર મૂક્યો કે તે પવન વેગે ઉડ્યા. માર્ગમાં રાજાનું વસ્ત્ર પડી ગયું ત્યારે તેણે બાહુકને રથ ઉભો રાખી તે લાવવાનું કહ્યું. બાહુકે કહ્યું કે તે વસ્ત્ર હવે દશ યોજન દૂર રહ્યું છે. એવામાં ત્યાં એક બ્હેડાનું વૃક્ષ જોઇ રાજાએ ગણિત કરી તેના પાતરાં ને ફળ કેટલાં છે તે કહી આપ્યું. પછી ઋતુપર્ણની ઇચ્છાથી બાહુકે તેને અશ્વમંત્ર આપ્યો ને પોતે તેની પાસેથી ગણિતવિદ્યા લીધી. એ વિદ્યાના બળથી નળના અંગમાંથી કળી નિકળી મૂર્તિમંત ઉભો રહ્યો ને કહ્યું કે મેં તારો બહુ છળ કર્યો છે માટે તારી કથા સાંભળશે તેને હું નહિ પીડું. પછી કળીએ બેડાના વૃક્ષમાં પ્રવેશ કર્યો. બાહુકે રથ હાંક્યો ને વિદર્ભ જઇ પહોંચ્યા. દમયંતી આદિએ રથની ગતિ જોઇ જાણ્યું કે તે નળજ છે. ઋતુપર્ણે ત્યાં સુનકાર જેવું દીઠું પણ ભીમકે તેનું ઘણું સનમાન કર્યું. નળબાહુક અશ્વશાળામાં ઉતર્યો. અહીં દમયન્તીએ તેની પરીક્ષા કરવા કેશિની નામની દૂતી મોકલી ને એણે બાહુકને નળના સમાચાર જાણતા હો તો કહો એમ પૂછ્યું. બાહુકે ઉત્તર દીધો કે તે કાયા કરૂપ કરી કોણ જાણે ક્યાં ગુપ્ત રહ્યો હશે. એ ઉત્તર દમયંતીએ જાણ્યો એટલે દાસીને કહ્યું કે એને કંઇ અન્ન ઉદક આપશો નહીં ને આ બાળકોને લઇ ત્યાં બેસી એની ચિકિત્સા જોયા કરો. દાસી બંને બાળકોને લઇ ત્યાં ગઇ. બાહુકે તેઓને દીઠાં એટલે તેની આંખમાં આંસુ આવ્યાં ને પછી તેણે બાળકોને છાતી સાથે સારી પેઠે ચાંપ્યાં. બાહુકે દાસીને કહ્યું કે મારાં બાળકો મને સાંભરવાથી મેં એમ કર્યું. જ્યારે બાહુકે કોરા કુંભને મંત્ર વડે જળથી ભર્યો ને ઘાસને ફુંકી અગ્નિ પ્રગટ કર્યો ત્યારે દમયંતીનો નિશ્ચય થયો કે તેજ નળ છે. ભીમકે એ સર્વ જાણ્યું ને પછી બાહુકને સભામાં બોલાવ્યા. ત્યાં એ પોતાના લગ્ન સમારંભનું સ્થાન જોઇ ઘણો ખેદ પામ્યો ને

નીચું ઘાલી બેઠો. એવામાં આકાશ વાણી થઇ કે હે નળરાજા, હવે તારૂં રૂપ પ્રગટ કર. પછી બાહુકે નાગનું સ્મરણ કરી તેનું આપેલું વસ્ત્ર પહેર્યું કે તે પૂર્વરૂપ થઇ રહ્યો. દમયન્તી આદિ સર્વે પ્રસંન થયાં ને ઘણાં દાન ધર્મ કર્યાં. પછી નળ રાજા અપાર સૈન્ય લઈ દમયન્તી સહિત પોતાના દેશમાં આવ્યો ને પુષ્કરને બોલાવી કહ્યું કે મારી સાથે દ્યુત રમ કે યુદ્ધ કર. નળે દ્યૂત રમી સર્વે રાજપાટ પાછું જીતી લીધું ને પુષ્કરની દયા જાણી તેને એક ગામ આપ્યું. પછી નળરાજા સ્વસ્થપણે ધર્મરાજ કરી કેટલેક કાળે દમયન્તી સહિત સ્વર્ગે ગયો.

---

પ્રેમાનંદે નળાખ્યાનમાં પોતાના વર્ણનને રસમય અને રમુજી કરી શોભાવવા સારૂ પ્રસંગોપાત મહાભારતના વનપર્વના અધ્યાય ૫૨–૭૯ માં આપેલી નળની કથામાં વધારો તેમજ ફેરફાર કરેલો છે. નર્મકથાકોષમાંથી લીધેલી ઉપરની હકીકત મહાભારતને લગભગ અનુસરતી છે.

---

# સંક્ષિપ્ત શબ્દોનો ખુલાસો. (ABBREVIATIONS.)



સં.=સંસ્કૃત.
આ.=આરબી.
દ્વ. સ.=દ્વન્દ્વ સમાસ.
પ. તત્. સ.=પંચમી તત્પુરૂષ સમાસ.
ષ. તત્. સ.=ષષ્ઠિ તત્પુરૂષ સમાસ.
સ. તત્. સ.=સપ્તમી તત્પુરૂષ સમાસ.
ક. સ.=કર્મધારય સમાસ.
દ્વિ. સ.=દ્વિગુ સમાસ.
બહુ. સ.=બહુવ્રીહિ સમાસ.
દ્વિ. વિ.=દ્વિતીયા વિભક્તિ.
સ. વિ.=સંબોધન વિભક્તિ.
પ્ર=પ્રત.
ક.=કડવું.
લી.=લીટી.
પ્રે. ભા. અં. ક.=પ્રેમાનંદકૃત ભાગવત દશમસ્કંધ અધ્યાય–કડવું.
પ્રે. રણ.=પ્રેમાનંદકૃત રણયજ્ઞ.
પ્રે. ઓ.=પ્રેમાનંદકૃત ઓખાહરણ.
પ્રે. લ.=પ્રેમાનંદકૃત લક્ષ્મણાહરણ.
પ્રે. ચં.=પ્રેમાનંદકૃત ચંદ્રહાસ.
વ. શ. ગ=વલ્લભ ભટનો શણગારનો ગરબો.
સા. શત.=સામળ શતશાઈ.
સા. નં. બ.=સામળકૃત નંદબત્રીશી.
સં. વિ. વા=સામળકૃત વિધાવિલાસીની વાર્તા.
ગિ. રા.=ગિરધરકૃત રામાયણ.
દ. કા.=દયારામકૃત કાવ્યસંગ્રહ.
શુ. આ=શુકદેવ આખ્યાન.

# નળાખ્યાન.



## કડવું ૧ લું. રાગ કેદારો.

શંભૂ સુતનું ધ્યાનજ ધરૂં, સરસ્વતીને પ્રણામજ કરૂં;
આદરૂં, રૂડો નૈષધનાથ રે.

---

**નળાખ્યાન**, ( નળ+આખ્યાન ), નળ, દ્વાપરયુગના અંતમાં થયલો સૂર્યવંશી રાજા; નિષધ દેશના વીરસેનનો પુત્ર; આ કાવ્યનો નાયક. **આખ્યાન**, ( સં. आ+ख्या=કહેવું ), કોઇપણ જનના ગુણનું જે કથન તે; કથા; ચરિત્ર.—નળાખ્યાન, નળરાજાનું આખ્યાન; નળની કથા.

**કડવું**, એક આખા આખ્યાનનો એકેકો જે ભાગ તે,—પછી નાનો મોટો ગમે તે. કડવાંની બધી કડી એકજ રાગમાં ગવાય છે.

**૧-૨.** ગ્રંથને આરંભે દેવોની અને વિશેષે કરીને સરસ્વતીની સહાયને માટે સ્તુતિ કરવાનો સંસ્કૃત તેમજ ગુજરાતી કવિઓનો ધારો છે. નિર્વિઘ્ને આરંભેલું કામ પાર પડે એટલા સારૂ કેયેકેયે અંગ્રેજી ઇ. કવિઓએ વાણીદેવી ( Muse મ્યુઝ ) ની પ્રાર્થના કીધેલી જોવામાં આવે છે.

**શંભૂસુત**, ( શંભૂ+સુત ), **શંભૂ**, ( સં. शंभू, शं=સુખ+भू=થવું, હોવું ), સુખ થાય છે જેથી તે; મહાદેવ; શિવ. **સુત** ( સં. सू=જન્મ આપવો ), પુત્ર.—શંભૂસુત, શિવનો પુત્ર; ગણપતિ. શિવ એકવાર તપશ્ચર્યા કરવા જવા નીકળ્યા ત્યારે પાર્વતીએ કહ્યું કે મને એકલાં ગમે નહીં, માટે એક પુત્ર આપીને જાઓ. શિવ કહે તમે શક્તિ છો માટે તમારી મેળેજ ઉત્પન્ન કરજો. પછી પાર્વતીએ પોતાના અંગનો મેલ કાઢી એક પુત્ર ગણપતિ અને એક કન્યા ઉષા ( ઓખા ) એમ બે બાળક ઉત્પન્ન કર્યાં. લડાઇમાં આનંદ માનનાર નારદે શિવને જઇ ભંભેર્યા કે મહારાજ તમે તો જોગી થઇ તપ કરો છો ને ઘેર તો બે બાળક રમે છે. શિવ ભોળવાઇને ક્રોધાયમાન થઇ ઉતાવળા ઘેર આવ્યા. આ વખતે પાર્વતી ઘરમાં નવસ્ત્રાં ન્હાવા બેઠાં હતાં, તેથી બાળકોને કોઇ અંદર ન આવે તેટલા સારૂ બારણે બેસાડયાં હતાં. જટાવાળા જોગી મહાદેવને એકદમ ઘરમાં ધુસતા જોઇ

## ઢાળ.

**નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;**
**વૈશંપાયન વાણી વદે, આર્ણિક પર્વ મહિમાય.**

---

બાળકોએ અટકાવ્યા. શિવ વધારે ગુસ્સે થયા ને મારવા ગયા, તેમાં ઉષા નાસી મીઠાની ઓરડીમાં ભરાઇ ગઇ, અને ગણપતિ પકડાઇ ગયા. શિવે તેનું ડોકું કાપી નાખ્યું, જે ચંદ્રમંડળમાં જઇ પડયું. પછી શિવે અંદર જઇ પાર્વતીને બાળકો વિશે પૂછ્યું ત્યારે પાર્વતીએ કહ્યું કે તમે રજા આપી હતી તે યાદ કરો. શિવે પસ્તાવો કર્યો અને કહ્યું કે તમારા પુત્રને તો મેં મારી નાખ્યો છે. પાર્વતીએ આક્રંદ કરી કહ્યું કે ગમે તેમ કરી મારા પુત્રને જીવતો કરી આપો. શિવે ડોકું શોધાવ્યું પણ જડયું નહીં. એવામાં એક હાથી મળ્યો તેનું ડોકું ગણપતિના ધડને ચોંટાડી જીવતા કર્યા. મારા પુત્રને કદરૂપો કર્યો, તેથી એને કોઇ બોલાવશે નહીં એમ કહી પાર્વતીએ શોક કીધો, ત્યારે શિવે કહ્યું કે સર્વ દેવોમાં એ પહેલો પૂજાશે ને સર્વ શુભકામમાં એનું આરાધન થશે. ગણપતિને સિદ્ધિબુદ્ધિ નામની બે સ્ત્રી છે. લાભ ને લક્ષ બે પુત્ર છે. એને ઉંદરનું વાહન છે. એનું શરીર ગોરૂં તથા મ્હોં ને સુંઢ લાલ છે. એનો એક દાંત બહાર પડતો છે. કાન મોટા ને લાંબા છે અને તેને ચાર હાથ છે.

**ધ્યાન,** ( સં. ધ્યૈ=વિચાર કરવો ), સ્મરણ; સ્તવન. **ધ્યાન ધરૂં,** સ્મરણ કરૂં; ગુણ ગાઉં. **સરસ્વતી,** શારદા; બ્રહ્માની પુત્રી; વાણીની તથા સર્વ પ્રકારની વિદ્યાકળાની અધિષ્ઠાતા દેવી; ભાષા, ગાયન, અને કળાનો પ્રસાદ આપનારી દેવી; દેવનગરી અક્ષરો ને સંસ્કૃત વાણી એણેજ ઉત્પન્ન કર્યાં કહેવાય છે. એને ચાર હાથ ને કપાળે ચંદ્ર છે. કોઇવાર હંસપર ને કોઇવાર મોરપર એ સ્વારી કરે છે.

**પ્રણામ,** ( સં. પ્ર+નમ્=નમવું ), હાથ જોડીને નમન કરવું તે. **આદરૂં** ( સં. આ+દૃ=માન આપવું. ), સ્વીકારૂં; માથે લઉં; અહીંઆં, આરંભ કરૂં. **નૈષધનાથ,** ( નૈષધ+નાથ ), **નૈષધ,** હિંદુસ્તાનના અગ્નિકોણમાં આવેલા નિષધ દેશ ( હાલમાં બંગાળામા આવેલા દેશ ) ના લોકો. **નાથ,** ધણી; પતિ નૈષધનાથ, નૈષધનો નાથ; નળરાજા.

**ઢાળ,** ટેકરાનો ઢોળાવ. અહીંઆં વાંચવાની ઢબ ફરે છે માટે.

૩. **પુણ્યશ્લોક,** પુણ્યકારક શ્લોક ( યશ ) છે જેનો તે, ( બહુ. સ. ); જેના નામના સ્મરણથકી પુણ્ય લાગે એવો મહા પુરૂષ. આ વિશેષણ નળ, રામ તથા યુધિષ્ઠિરને લગાડવામાં આવે છે. **રાય,** ધનવાન પુરૂષ, રાજા.

રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈત[1] વનમોઝાર; ૫
એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર.

---

૪. વૈશંપાયન, ચાલુ મન્વન્તરમાં જે પ્રસ્તુત અઠ્ઠાવીસમો પર્યાય તેમાંના દ્વાપરયુગને અંતે થયલા કૃષ્ણદ્વૈપાયન નામના અઠ્ઠાવીસમા વ્યાસના ચાર શિષ્યમાંનો બીજો. એ તૈત્તિરિ ઋષિના કુળમાં થયો હતો. ઇતિહાસ કહેવામાં એની પ્રખ્યાતિ ઘણી સારી હતી.

વાણીવદે, પોતાના બોલમાં કહે છે; વદે ( સં. वद्=બોલવું ) આર્ણિક અરણ્યસંબંધી. પર્વ, શેરડી નેતર વગેરેના ગાંઠામાં એકેકના અંતર જેટલો જે ભાગ તે; પેરિયું. એ ઉપરથી લાક્ષણિક અર્થ, ભાગ. આર્ણિકપર્વ, મહાભારતના અઢાર પર્વમાંનું ત્રીજું પર્વ; વનપર્વ. મહિમાય, ( સં. महिमा ), પ્રાસ મેળવવાને માટે કવિ કેટલીકવાર શબ્દોને મચડે છે અથવા અક્ષર ઉમેરીને લંબાવે છે; અહીંઆં ય વધારાનો છે. પ્રતાપ; મોટાઇ; મહાત્મ્ય. “ આર્ણિકપર્વમાં જેનો મહિમાય વૈશંપાયન વાણી (વડે) વદે (છે) તે નૈષધનાથ ઇ.”

૫. હારીગયા, ( સં. हृ, हर्=લઇ લેવું ), જુગટું રમતાં હોડમાં પોતાનું રાજ્ય ખોયું. પાંડવ, પાંડુરાજાના પાંચ પુત્ર. પાંડુની સ્ત્રી કુન્તીને દુર્વાસા ઋષિએ આપેલા મન્ત્રથી તેણે યમથી ધર્મ ( યુધિષ્ઠિર ), વાયુથી ભીમ, ઇન્દ્રથી અર્જુન, એ ત્રણ પુત્ર વર્ષવર્ષને આંતરે ઉત્પન્ન કર્યા. અશ્વિનીકુમારનો મન્ત્ર પાંડુની આજ્ઞાથી તેની બીજી સ્ત્રી માદ્રીને આપ્યો, જેથી તેને નકુલ ને સહદેવ એ જોડ પુત્ર થયા. વસ્યા, ( સં. वस्=રહેવું ), રહ્યા. દ્વૈતવન, એ વન સરસ્વતી નદીને તીરે આવેલું છે, ને તેની પાસે મરૂધન્વ દેશ આવેલો છે. પાંડવ હસ્તિનાપુરથી વનવાસ નીકળ્યા તે વખતે પહેલા આ વનમાં આવ્યા હતા. અહીંઆં કેટલોક વખત રહ્યા બાદ કામ્યક વનમાં ગયા, જ્યાં દ્વૈપાયન વગેરે અનેક ઋષિઓ તેમને મળ્યા. પછી સઘળા પાંડવો આ વનમાં આવી રહ્યા. મોજાર, મોઝાર; માં “ પાંડવ રાજ્ય હારી ગયા ( તેથી ) દ્વૈતવનમોજાર ( જઇ ) વસ્યા.”

૬. અર્જુન, પાંડુરાજાને તેની સ્ત્રી પૃથા અથવા કુન્તીથી થયલા ત્રણ પુત્રમાં સૌથી નાનો; ઇન્દ્રને આરાધી ઉત્પન્ન કીધેલો તેથી તે ઇન્દ્રનો પણ કહેવાય છે. એણે દ્રોણાચાર્ય પાસે શસ્ત્રાસ્ત્ર વિદ્યા સંપાદન કીધી

---

૧. “ સ્વાતિક ” ( પ્ર. ૬ ).

પશુપતાકાસ્ત્ર પશુપતિયે આપ્યું, પછે ગયો સ્વર્ગમાંહે;
કાલકેત પુલોમા માર્યો, પંચ વર્ષ રહ્યો તાંહે.

હતી, અને તેમાં ઘણો હોશીયાર હોવાથી દ્રોણનો પ્રેમ એનાપર વિશેષ હતો. દ્રૌપદીના સ્વયંવરમાં એણેજ મચ્છ વીંધ્યો, ને દ્રૌપદીએ એને વરમાળ પેહેરાવી. પાંડવ કૌરવની લડાઇમાં એણે ઘણું પરાક્રમ બતાવ્યું હતું. કુરૂક્ષેત્રમાં કૃષ્ણને એણે કહ્યું કે મારા વડીલ, ગુરૂ, સંબંધીઓને કેમ મારૂં, ને પછી પ્રેમમોહથી મૂર્છા પામી પડયો હતો. કૃષ્ણના જ્ઞાનબોધથી સાવધ થયો અને તેણે કૌરવોને હરાવ્યા. ધર્મરાજાના અશ્વમેધમાં તેણે મુખ્ય ભાગ લીધો હતો. પારથ, સવ્યસાચી, ગાંડીવપાણિ વગેરે એનાં બીજાં નામ છે. કૈલાસ, શિવ અને કુબેરની નગરી; હિમાલય પર્વતનું એક શિખર, આરાધ્યા, ( સં. આ+રાધ્=પ્રસન્ન કરવું ), સેવા કીધી; પૂજા કીધી. ત્રિપુરાર, ત્રિપુરારિ ( ત્રિપુર+અરિ ), ત્રિપુર રાક્ષસનો અરિ–શત્રુ; શિવ. ત્રિપુરનું અગ્નિ શસ્ત્ર ને જળથી અભેદ્ય એવા દુર્ગ ( કિલ્લા ) વાળું નગર હતું. એ અસુરને અને એના નગરને શિવે કાર્તિક શુદ પુનેમે બાળી નાખ્યું હતું. તેના નગરનું નામ પણ ત્રિપુર હતું. શિવ વર આપવામાં ઘણા ભોળા હતા તેથી ઘણાઓ એની પાસે વરદાન લેવા જતા. એના ભોળપણનો લાભ રાક્ષસો પણ લેતા, અને તેઓ મનુષ્યને તેમજ દેવોને શિવના વરના બળે કરી દુઃખી કરતા, એ સહેલથી સાધ્ય થતા હતા. જુઓ મહાદેવ લી. ૪૪૭.

૭. **પશુપતાકાસ્ત્ર**, ( પશુપતાક+અસ્ત્ર ), **પશુપતાક**, પશુ છે પતાકા ( ચિન્હ ) જેનું તે; ( બહુ. સ. ), શિવ; વૃષધ્વજ. **અસ્ત્ર**, ( સં. અસ્=ફેંકવું ), મન્ત્ર ભણીને ફેંકવાનું બાણ. **પશુપતાકાસ્ત્ર**, પશુપતાકનું અસ્ત્ર; ( ષ. તત્. સ. ) અર્જુનને શિવે આપેલું અસ્ત્ર. **પશુપતિ**, પશુઓનો પતિ; પશુ એટલે જીવોનો સ્વામી; મહાદેવ જુઓ લી. ૪૪૭. **સ્વર્ગ**, ઇન્દ્રાદિ દેવને રહેવાનું ધામ.

૮. કાલકેત, * કાલકેય, મારીચ નામના અસુરની સ્ત્રી કાલકાના છોકરા. એમને કાલખંજ પણ કહેતા હતા. એ હિરણ્યપુરમાં રહીને ઇન્દ્રને ઘણો હેરાન કરતા હતા, પણ ઇન્દ્રનું એમના આગળ કંઇ ચાલતું

૨. ' પશુપતાકા પશુપતિયે આપ્યું, પછી ગયો સુરલોક; આધી વ્યાધી નહી જરા, જ્યાં નહી સંકટ ને શોક. ' ( પ્ર. ૬ ).

યુધિષ્ઠિરરાય અતિ દુઃખ પામ્યા, ઉપન્યો ઉદ્વેગ;
પુનરપિ પારથ નહીં આવ્યો, ભાઇએ કીધો તાંહાં નવો નેગ. ૧૦
એહવે સમે એક તાપસ આવ્યો, વૃહુદશ્વ એહેવું નામ;
પૂજા કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ.

---

નહીં; પછી દ્વાપરયુગને અંતે પાંડુપુત્ર અર્જુન સ્વર્ગમાં ગયો હતો તેને ઇન્દ્રે તેમની સામા મોકલ્યો. એઓ વચ્ચે લાંબા વખત સુધી યુદ્ધ થયું, ને આખરે તેઓ તથા પુલોમા અર્જુનને હાથે મરાયા. પુલોમા, પૌલોમ, વૈશ્વાનર દાનવ (અસુર)ની કન્યા પુલોમા, જે મારીચ દાનવની બે સ્ત્રીઓમાંની પહેલી હતી તેનો પુત્ર. માર્યો, (સં. મૃ=મરવું), હરાવી નાશ કીધો. કાલકેત તથા પુલોમા એ બે ક્રિયાનાથ છતાં 'માર્યો' ક્રિયાપદ કવિએ એકવચનમાં વાપર્યું છે.

૯. યુધિષ્ઠિર, યુદ્ધમાં સ્થિર, (સ. તત્. સ. સપ્તમી વિભક્તિના પ્રત્યયનો અહીંઆં લોપ થયો નથી), ધર્મરાજા; અર્જુનનો મોટો ભાઇ. એના પિત્રાઇભાઇ કૈરવો સાથે એ દ્યૂત રમવામાં હાર્યા તેથી પોતાના ચાર ભાઇ તથા દ્રૌપદી સાથે એણે બાર વર્ષ વનવાસ ભોગવ્યો હતો. કૈરવની હાર થયા બાદ હસ્તિનાપુરની ગાદીએ એ બેઠા હતા. પણ કૃષ્ણ સ્વધામ ગયાની વાત સાંભળી ત્યારે હિમાલય ગયા. એ સત્યવાદી, શસ્ત્રવિદ્યામાં પ્રવીણ, રાજનીતિમાં કુશળ, અને ધર્મનિષ્ઠ હતા. અતિ દુઃખ પામ્યા, (યુધિષ્ઠિરને) ઘણો સંતાપ થયો. ઉપન્યો, ઉપજ્યો. ઉદ્વેગ, સંતાપ; ચિંતા.

૧૦. પુનરપિ, (પુનઃ+અપિ), ફરીથી; પાછો. પારથ, પૃથા અથવા કુન્તીનો પુત્ર; અર્જુન. નેગ, (સં. સ્નેહ), પ્રીતિ; પ્યાર; સ્નેહ. સરખાવો 'માટે હું છીં તારો નેગીયો.' લી. ૮૮૫.

૯-૧૦. પારથ પાછો આવ્યો નહીં તેથી યુધિષ્ઠિર રાજા ઘણું દુઃખ પામ્યા ને તેમના મનમાં ઘણી ચિંતા થઇ, અને તેણે ધાર્યું કે ભાઇએ (અર્જુને) ત્યાં કોઇ સાથે નવી પ્રીત બાંધી કે શું.

૧૧. એહવે સમે, એટલામાં; એવામાં. તાપસ, (સં. તપ્=તપવું), તપ-દેહદમન કરનાર; યોગી; તપસ્વી. વૃહુદશ્વ, બૃહદશ્વ, દ્વૈતવનમાં પાંડવ પાસે આવેલા ઋષિ. યુધિષ્ઠિરને એણે અનેક ઇતિહાસ સંભળાવ્યા હતા, અને અક્ષવિદ્યા (દ્યૂતવિદ્યા) તથા અશ્વહૃદયવિદ્યા (અશ્વપરીક્ષા) પણ શીખવી હતી. આ બન્ને વિદ્યાનો ઉપયોગ એવો હતો કે ફરીથી દ્યૂત રમવાનો પ્રસંગ આવે તો પાસા અનુકૂળ પડે, અને યુદ્ધમાં પરાજય ન થાય.

ચાતુર માસ તાંહાં રહ્યા, કુંતીસુત કરે સેવાય;
રાત રાતના વારાફરતી, પાંડવ ચાંપે પાય[3].
એક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ; ૧૫
તે સમે અર્જુન સાંભર્યો, ભરાયું અંતસ્કર્ણ,
ધર્મરાયને ઋષિજી પૂછે, જળે ભીના પગ માહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા[4].

---

૧૨. પૂજા કીધી, મહાન સંત વગેરે પુરૂષો આપણે ઘેર આવે ત્યારે અર્ધ્યપાદ્યથી પૂજા કરી આદરકાર દેવાનો રિવાજ છે. **વસવાનો ઠામ**, ઉતારો.

૧૩. **ચાતુર માસ**, ચાર માસ; ચોમાસું; આશાડ શુદ એકાદશીથી તે કાર્તિક શુદ પુનેમ સુધીનો કાળ. તપસ્વી લોકો ચાતુર માસમાં એકજ જગ્યાએ સ્થિર મુકામ કરીને રહે છે. **કુંતીસુત**, કુન્તીના સુત એટલે પુત્ર; ખરૂં જોતાં યુધિષ્ઠિર, ભીમ ને અર્જુન. નકુળ તથા સહદેવ માદ્રીને પેટે અવતર્યા હતા, પણ એ કુન્તીને મળેલા મન્ત્રથીજ ઉત્પન્ન થયલો હોવાથી કવિ બધાને સારૂ કુન્તીસુત શબ્દ વાપરે છે **કુંતી**, સુરસેન જાદવની પુત્રી, ને વસુદેવની બેહેન. એનું મૂળ નામ પૃથા; પણ કુન્તીભોજ નામના સુરસેનના મિત્રને સંતાન ન હોવાથી તેને આપેલી, માટે કુન્તી નામ પડ્યું. ત્યાં દુર્વાસા ઋષિની સેવા કરવાથી વિદાય થતી વેળા ઋષિએ પ્રસન્ન થઇ સૂર્ય, યમ, વાયુ, ઇન્દ્ર અને અશ્વિનીકુમાર એ પાંચ દેવતાના પાંચ મન્ત્ર આપ્યા હતા. ( એમાં સૂર્યના મંત્રથી કુમારિકા અવસ્થામાં કર્ણ થયો હતો ). **સેવાય**, ( સં. સેવ્=સેવવું, ચાકરી કરવી ). ચાકરી; બરદાસ્ત.

૧૪. **પાય**, પગ.

૧૫. **તળાંસવું**, ધીમે ધીમે ચાંપવું; દાબવું. **ચર્ણ**, ચરણ, પગ.

૧૬. **સાંભર્યો**, ( સં. સં+સ્મૃ= યાદ કરવું ), યાદ આવ્યો. **ભરાયું અંતસ્કર્ણ**, અંતઃકરણ—હૈયું ભરાઇ આવ્યું.

૧૭. **ધર્મરાય**, યુધિષ્ઠિર. જુઓ લી. ૯. **ઋષિજી**, તપસ્વી; મુનિ; એના ત્રણ વર્ગ છેઃ—મહર્ષિ, દેવર્ષિ, ને રાજર્ષિ. અહીંઆં વૃહદશ્વ.

---

૩. 'રાતના રાતે વારા પરઠી, પાંડવ ચાંપે પાય' ( પ્ર. ૨, ૩ ). ૪. 'શું દુખ છે સત્યવાદી રાજા, નેત્રે વહે જળધારા.' ( પ્ર. ૬. )

ધર્મ કેહે સાંભળીએ સ્વામિ, ઉઠી ગયો અર્જુન;
અવળા સવળા સાલે સવ્યસાચી, માટે કરૂં છૌં રૂદન[5]. ૨૦
ભીમસેનની પાસે જો હું, માગું દાતણ પાણી;
ખડખડતો જાએ રીસાવી, લાવે વૃક્ષ મોટું તાણી.

---

જળે...માહારા, મારા પગ જળે (તમારી આંખમાંથી પડતાં આંસુથી) ભીના થયા.

૧૮. સતવાદી, સત્યવાદી, જુઓ લી. ૯. નેત્રે...ધારા, આંખમાં જળની ધારા (આંસુ) લાવે છે. હે સત્યવાદી રાજા ! તને શું દુઃખ છે કે તારી આંખમાંથી દડદડ આંસુ પડે છે.

૧૯. ધર્મ, જુઓ યુધિષ્ઠિર લી. ૯. સ્વામી, ધણી, ગુરૂ, દેવ, મુનિ, સાધુ સંતને બોલાવતી વખતે સ્વામી, ભગવન્, એ શબ્દો વપરાય છે. ઉઠીગયો, જતો રહ્યો; (અર્જુનનો) વિયોગ થયો. સરખાવો, 'જ્યારે પુષ્કર ઉઠી વનમાં ગયો.' લી. ૮૭.

૨૦. સવ્યસાચી, (સં. सव्य=ડાબું+षच्=ફેંકવું) ડાબે હાથે બાણ મારી શકતો હતો તેથી પડેલું અર્જુનનું નામ. એ બેઉ હાથે બાણ મારી શકતો હતો. અવળા...સાચી, સવ્યસાચી–અર્જુન સાંભરી આવે છે તેથી મનમાં અતિશય દુઃખ લાગે છે. અર્જુન યુધિષ્ઠિરની મનમાનતી રીતે સેવા બજાવતો હતો, તથા બીજા ભાઇઓ કરતાં યુધિષ્ઠિર માટે વિશેષ માન રાખતો હતો; હાલ તે ગયલો હોવાથી અને બીજા ભાઇઓ પોતાનો ભ્રાતૃધર્મ બરાબર બજાવતા નહોતા તેથી અર્જુન સાંભરવાનું વિશેષ કારણ હતું.

૨૧. ભીમસેન, પાંડુ રાજાની સ્ત્રી કુન્તીને વાયુના મંત્રથી થયલો બીજો પુત્ર. જન્મથીજ એની આકૃતિ ભવ્ય અને બળવાન હતી, તેથી એનું નામ ભીમ પડ્યું હતું. એનો જઠરાગ્નિ ઘણોજ પ્રદીપ્ત હોવાથી આહાર પણ મોટો હતો, તેથી એને વૃકોદર કહેતા. એ દ્રોણ પાસે શસ્ત્રાસ્ત્ર વિદ્યા, અને બળરામ પાસે ગદાયુદ્ધ શીખ્યો હતો. ગદા યુદ્ધમાં જરાસંધના મરણ પછી દુર્યોધન શિવાય એનો બરોબરીઓ કોઇ નહોતો.

---

૫. 'આડાઅવળા સાલે છે માટે કરૂં છાં રૂદન' (પ્ર. ૨). 'આડા સવળા સાલે પારથ પાખે, માટે... (પ્ર ૩). 'આડા ઘા સાલે છે સબળા...' (પ્ર. ૪, ગ, ઘ). 'આડા અવળા ઘાય મુજને, સાલે છે અનુદિન્ન.' (પ્ર. ૪ ચ). 'દુખ ઘણું સાલે હ્રદયમાં...' (પ્ર. ૬).

પ્રાતઃસામગ્રી નકુળ પાસે, કદાપી જો મેં માગી;
એક પોહોર તો વાર લગાડે [૬], એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ દઉં, સાધુ મન ન આણે રોષ; ૨૫

લાક્ષાગૃહમાંથી સહિસલામત બચી ગંગાપાર ઉતર્યા પછી માર્ગમાં હિડિમ્બ રાક્ષસને તેણે માર્યો, અને તેની બેહેન હિડિમ્બાને તે પરણ્યો. દુર્યોધને પાંડવોની સઘળી સંપત્તિ હરણ કરી લીધા પછી તેઓને અરણ્ય મોકલ્યા ત્યારે યુધિષ્ઠિરની મર્યાદાને લીધે નિરૂપાય થઇને તે વનમાં ગયો; પણ જતી વેળા ધૃતરાષ્ટ્રના સો પુત્રને મારવાની પ્રતિજ્ઞા લીધી, અને દ્રૌપદીનાં ચીર કાઢનાર દુઃશાસનનું લોહી પીવાનો નીમ લીધો. કુરૂક્ષેત્રમાં કૌરવ પાંડવ વચ્ચે ઘોર યુદ્ધ થયું તેમાં સઘળા કૌરવો હણાયા અને યુધિષ્ઠિરને રાજ્યાભિષેક થયો. આ પછી કૃષ્ણ સ્વધામ ગયા સાંભળી યુધિષ્ઠિર મહાપ્રસ્થાનથી નીકળ્યા, તેની સાથે ભીમ અને બીજા ભાઇઓ પણ હતા, પણ માર્ગમાંજ એમણે દેહ છોડયો. **દાતણ**, ( सं. दंतधावन, दंत=દાંત+धावन=ધોવાનું સાધન ). બાવળ, આવળ, લીમડા વગેરેની સોટીના કકડા જેનો કુંચો દાંત ઘસવાના કામમાં આવે છે તે.

૨૨. ભીમનું બળ બતાવે છે.

૨૩. **પ્રાતઃસામગ્રી**, ( सं. प्रातस्-સવાર-सामग्री સાહિત્ય ), સવારના પોહોરમાં સંધ્યાપૂજા કરવાનો સામન. **નકુળ**, પાંડુરાજાની બીજી સ્ત્રી માદ્રીનો અશ્વિનીકુમારથી થયલો વડો પુત્ર; જુઓ લી. ૫. એ નીતિધર્મજ્ઞાનમાં તથા રણવિદ્યામાં કુશળ હતો. રૂપસૌંદર્ય તથા વરણાગી ને વિવેક એનામાં બહાર પડતાં હતાં. **કદાપી**, ભોગજોગે; કોઇવાર; કોઇ દહાડો.

૨૪. **પોહોર**, ( सं. प्रहर ), ત્રણ કલાકનો કાળ તે. **એક...લગાડે**, ઘણીવાર લગાડે. **વરણાગી**, ટાપટીપ; ચાપચીપ ; છેલાઇ.

૨૫. **સહદેવ**, નકુળનો નાનો ભાઇ; જુઓ લી. ૫. એ ભૂતભવિષ્યનો જાણનાર જોશી અને રણવિદ્યામાં કુશળ હતો. દ્રોણાચાર્ય પાસે એ ધનુર્વેદ શીખ્યો હતો, છતાં ખડ્ગ યુદ્ધમાં એની ખ્યાતિ વિશેષ થયલી છે. અશ્વચિકિત્સા એને સારી આવડતી હતી. **કામ દઉં**, કામ સોંપું. **સાધુ રોષ**, સાધુ હોવાથી મનમાં ગુસ્સો ન લાવે. **સાધુ**, ઇંદ્રિયો વશ કરી ઇશ્વરના ધ્યાનમાં રહેનાર; ભલો પ્રમાણિક ગૃહસ્થ.

૬. ' પહોર દીવસ ચઢિ જાય,... ' ( પ્ર. ૬ ).

પણ મધ્યાન્હે ઘરમાંથી નીસરે, જોતો જોતો જોષ.
દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરૂં તો, ચંદ્રનું ઘર છે સાહામું.
એહેવી રીત તો ત્રણે ભાઇની, મુજથી નવ સેહેવાય;
દ્રૌપદીને મોકલું તો, હરણ કરી કો જાય. ૩૦

---

૨૬. મધ્યાન્હે, (સં. मध्य=વચલો+अन्ह–अहन्=દિવસ), દિવસનો મધ્ય ભાગ; બપોર. (ષ. તત્. સ.) જોષ, (સં. ज्योतिष्, जुष्–तर्क કરવો), મુહૂર્ત; ગૃહફળ.

૨૭. જોગણી, (સં. योगिनी), ઇશ્વરશક્તિનાં કલ્પેલાં સ્ત્રીજાતિવાચક રૂપોમાંનું એક; દેવી; માતા. એ ૬૪ કહેવાય છે. એમાંની ઘણી ખરી વિકાળ ને ભયંકર છે. પડવાથી પુનેમ સુધી પંદર તિથિ અને અમાસ મળી સોળ દિવસમાંથી જૂદે જૂદે દિવસે આઠ દિશા પૈકી અકેક દિશામાં એ રહેછે. તેરસ તથા પાંચમને દિવસે તે દક્ષિણ દિશામાં હોય છે.

૨૮. પરવરૂં, (સં. प्र+वृत्=જવું), જાઉં. ચંદ્રનું...સાહામું, મેષ, સિંહ, ને ધન રાશિનો ચંદ્ર હોય ત્યારે ચંદ્રનું ઘર પૂર્વમાં છે એમ કહેવાય છે; અને ચંદ્રનું ઘર જે દિશામાં હોય તે તરફ જવું લાભકારક ગણાય છે.

૨૭-૨૮. 'આજે જોગણી દક્ષિણ દિશામાં છે, માટે તેમ જાઉં તો દુઃખી થાઉં; જો પૂર્વ દિશામાં જાઉં તો આજે તે દિશામાં ચંદ્રનું ઘર સામું છે, તેથી લાભકારક છે,' એવા એવા અનેક વિચારો તેના મનમાં આવ્યા કરે એમ યુધિષ્ઠિર દાખલા તરીકે બૃહદશ્વને કહે છે.

૨૯. સેહેવાય, (સં. सह्+ખમવું), ખમાય.

૩૦. દ્રૌપદી, દ્રુપદ રાજાની પુત્રી, કૃષ્ણા. દ્રુપદ રાજાના યજ્ઞમાં શચીના અંશથી અગ્નિમાંથી એ ઉત્પન્ન થઇ હતી; તેથી તેના શરીરની કાન્તિ ગૌર તથા શ્યામ વર્ણે મિશ્રિત હતી. આ કારણને લીધે એનું નામ કૃષ્ણા પાડ્યું હતું. સ્વયંવરમાં એણે અર્જુનને વરમાળ પહેરાવી હતી. પાંડવો દ્યૂતમાં રાજપાટ વગેરે સઘળું હાર્યા, ને છેલ્લી વાર દ્રૌપદીને હોડમાં મૂકી ને તે પણ હારી ગયા, ત્યારે દુર્યોધને દુઃશાસન પાસે સભાની વચ્ચમાં તેનાં વસ્ત્ર કઢાવ્યાં હતાં. ભરસભામાં આ વખતે કૃષ્ણે 'પાંચાળીનાં પટકુળ પૂર્યાં હતાં.' નવસેં નવાણું વસ્ત્ર ઉતર્યાં ત્યારે બંધ રાખ્યા, દ્રૌપદી પરમ પતિવ્રતા

વણુ માગે વેળાએ આપે, જે જોઈએ તે આણી;
ફળ જળ મુખ આગળ લઈ મેહેલે, તે તો ગાંજીવપાણી.
તેહેના ગુણુ હું નથી વિસરતો, રહ્યો છોં રૂદયા રાખી;
સુખ સંતોષ વિના છો સૂનો, મુનિ હું પારથ પાખી.
નિશ્વાસ મુકી ધર્મ એમ પૂછે, કોહોને વૃહદશ્વ રૂખી; ૩૫
વન વસવું ને વિજોગ પડિઓ, હું સરખો કો દૂખી.

---

સદ્ગુણી તથા ક્ષમાશીળ હતી. અહલ્યા, તારા, દ્રૌપદી, સીતા ને મંદોદરી એ પાંચ મુખ્ય સતી ગણાય છે. સ્ત્રીઓ ન્હાતી વેળા એ પાંચ સતીઓનું સ્મરણ કરે છે. **હરણ,** ( સં. हृ–हर्=લઇ લેવું ), લઇ જવું તે. **હરણ... જાય,** કોઇ લઇ જાય.

૩૨. **ગાંજીવપાણી,** ( સં. गांडीवपाणि), ગાંડીવ ધનુષ પાણિ (હાથ) માં છે જેના તે. ( બહુ. સ. ); અર્જુન. **ગાંડીવ,** અગ્નિએ અર્જુનને આપેલા ધનુષનું નામ.

૩૩. ગુણુ, ઉપકાર; યુધિષ્ઠિરની અર્જુને કરેલી સેવા. **વિસરતો** ( સં. वि+स्मृ=ભૂલી જવું ), ભૂલી જતો. **રહ્યો...રાખી,** મનમાં રાખી રહ્યો છું.

૩૪. **સંતોષ,** ( સં. सम्+तुष् સંતોષ પામવો ), પ્રસન્ન સ્વભાવ; શાતા. **સુનો,** ( સં. शून्य ), એકલો. **સુખ...પાખી,** હે મુનિ ( વૃહદશ્વ ઋષિ ), પારથ પાખી ( વિના ) હું સુખ સંતોષ વિનાનો હોવાથી એકલો મુઝાઉં છું.

૩૫. **નિશ્વાસ,** ( સં. नि+श्वस् =ઉંડો શ્વાસ લેવો, નિસાસો નાખવો ), નિસાસો. **રૂખી,** ( સં. ऋषि ), મુનિ. નળાખ્યાનમાં ષનો ખ થયલાં અપભ્રંશ રૂપો વારંવાર આવે છે; જેમકે, વિંખ, દોખી ( દોષી ), ખટપદ, ખંટ-રસ ૪.

૩૬. **વિજોગ,** ( સં. वियोग, वि+युज्= છુટું પાડવું ), છુટા પડવું તે. **વિજોગ પડીઓ,** અર્જુનનો વિયોગ થયો. **હું સરખો,** મારા સરખો; મારા જેવો. સરખો, જેવો, પાસે, ઇ. શબ્દો આગળ સર્વનામ આવ્યું હોય તો તે બેને જોડવાને સારૂ છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય આવવો જોઇએ. નાગની સાથે તે પ્રત્યય અધ્યાહાર રહી શકે છે. 'હું સરખો,' આવું રૂપ માત્ર કવિતામાંજ વપરાય છે.

રાજ્યાસન ધન ભુવન રિધિ, તેહ હમો સર્વ હારી;[૭]
એહેવું કોને હશે સ્વામી, પીડા પામી નારી.
વળતા વાણી વદે વૃહદસ્વજી, શું આણે વૈરાગ;
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહનો સોમો ભાગ. ૪૦
રૂપ રાજ્ય ને ધંન બળ તે, ન મળે નર સમાન;
અનેક કષ્ટ તેહના જેવું, કો ન ભોગવે રાજાન.
ભીમકકુમારી નળની નારી, રૂપ શું કહું મુખ માંડી;
તે રાણી જાહાં નહીં ફળ પાણી, નળે વનમાં છાંડી.

---

૩૭. **રાજ્યાસન**, ( રાજ્ય+આસન; રાજ્ય, સં. राज्=પ્રકાશવું; આસન, (સં. आस्=બેસવું ), રાજ્યનું આસન; રાજગાદી; તખ્ત. **ભુવન**, (સં. भवन, भू=હોવું ), ભવન, ઘર, મહેલ. **રિધિ**, સં. ऋद्धि, ऋध्=આબાદ થવું ), પુષ્કળતા; દોલત; લક્ષ્મી. **હારી**, ભૂતકાળનું રૂપ છે; એનો ક્રિયાનાય ' હમો ' છે; તેથી 'હાર્યા' જોઇએ; પરંતુ કાંતો પ્રાસ મેળવવાને સારૂ કે કાંતો 'રિધ' સ્ત્રીવાચક શબ્દ છેલ્લો છે તેની સાથે સંબંધને લીધે કવિએ આ પ્રમાણે અનિયમિત ઉપયોગ કરેલો જણાય છે.

૩૮. **હવું હશે**, થયું હશે. **પીડા...નારી**, દ્રૌપદીને દુઃખ વેઠવું પડ્યું. જુઓ ' દ્રૌપદી ' લી. ૩૦.

૩૯. **વળતા**, પછી. **વૈરાગ**, ( સં. वैराग्य, वि=ઉલટું+राग=પ્રેમ ), સંસાર-વિષયવાસના ઉપરથી મન ઉઠી જવું તે.

૪૦. **પાંડવ**, અહીંઆં એકલા યુધિષ્ઠિર માટે વાપરેલું છે. **નથી...ભાગ**, તેની સાથે સરખાવતાં તારૂં દુઃખ કિંચિત્-માત્ર છે.

૪૨. **અનેક...રાજાન**, હે રાજાન, તેના (નળના) જેવું અનેક કષ્ટ કો ( કોઇ ) ન ભોગવે.

૪૩. **ભીમકકુમારી**, વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી; વૈદર્ભી; દમયન્તી. **કુમારી** ( સં. कुमार्=રમવું ), છોડી; છોકરી. **મુખ માંડી**, મુખે માંડી; મુખથી માંડી; સવિસ્તર. **રૂપ...માંડી**, દમયંતીના રૂપનું સવિસ્તર વર્ણન મારા મ્હોથી શું કરૂં ? તે સહેજમાં થાય એવું નથી.

૪૪. **રાણી** ( સં. राज्ञी ), રાણી ( ને ), રાજાની—નળની સ્ત્રીને. **તે...**

---

૭. ' રાજ્યાસન ધન ભવન રિધસિધ, સરવે બેઠા હારી.' ( પ્ર. ૬ )

દાસીરૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળગાત્ર;
તેહેનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહારૂં દુઃખ કોણમાત્ર.
કર જોડીને ધર્મ એમ પૂછે, કોહો સુજને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા, શા કારણ કહેવાય.
કોણ દેશને નરેશ કહાવે, કેમ પરણ્યો દમયંતી;
તે રાણી નળે કેમ છાંડી ને, કાંહાં મૂકી ભમયંતી. ૫૦
ઉત્પત્ય કોહો નળદમયંતીની, અથ ઇતિ કથાય;
દુખીઆનું દુઃખ સાંભળતાં સાહારી, લાગે મનની વ્યથાય.

---

છાંડી, દમયન્તીને ફળ કે પાણી કંઈ ન મળે એવા વનમાં નળે છાંડી—તજી, છોડી દીધી. જુઓ ક. ૩૩.

૪૫. દાસીરૂપ, નળે છોડ્યા પછી દમયન્તી રખડતી રખડતી ચૈધવસુ-પુરીમાં આવી. ત્યાં સુબાહુ રાજાની માએ પુત્રી પ્રમાણે ગણવાનું વચન આપવાથી સુનંદા નામની રાજ્યકન્યા સાથે તેની દાસી તરીકે રહી. નળા-ખ્યાનમાં પ્રેમાનંદે સુનંદાને બદલે ઇંદુમતિ નામ વાપર્યું છે. જુઓ ક. ૪૩. ધર્યું, (સં. धृ=ધારણ કરવું), ધારણ કીધું, લીધું. કુબડું, (સં. कुब्ज), કદરૂપું; બદસુરત. કુબડું...ગાત્ર, નળનું ગાત્ર ( શરીર ) કદરૂપું થયું. જુઓ ક. ૩૪—૩૫.

૪૬. કોણમાત્ર, શી ગણત્રીમાં, શા હિસાબમાં. તેહેનાં...માત્ર, હે યુધિષ્ઠિર, તેના ( નળનાં ) દુઃખની સાથે સરખાવતાં તારૂં દુઃખ કશી ગણ-ત્રીમાં નથી.

૪૭. કર જોડીને, હાથ જોડીને. ઋષિરાય, ઋષિમાં રાજા જેવો; મોટો ઋષિ.

૪૮. નરેશ, (સં नर+ईश; ईश, ईश्=રાજ કરવું ), નરનો ઇશ; માણ-સનો રાજા; રાજ્ય કરનાર. કાહાવે, કહેવાતો હતો. કેમ, કેવી રીતે. પરણ્યો, ( સં. परि=આસપાસ+नी-नय् લઇ જવું; परि+नी=કન્યાને ચોરીમાં કીધેલા અગ્નિની આસપાસ લઇ જવી, પરણવું ), લગ્ન કીધું; મેળવી.

૫૦. ભમયન્તી, (સં. भ्रम्=ભટકવું ), ભમતી; રખડતી.

૫૧. ઉત્પત્ય, ( સં उत्पत्ति, उत्+पद्=પેદા થવું ), જન્મ; મૂળ. અથઇતિ, પહેલેથી તે છેલ્લે સુધી.

વલણ.

વ્યથા ભાગે માહારા મનની, કેહે યુધિષ્ઠિર રાજાન રે;
વદે વિપ્ર પ્રેમાનંદ તે, નળતણું આખ્યાન રે.

**કડવું ૨ જું. રાગ ગોડી.**

વૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હ્રદે; ૫૫
નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભુપાળ.
તેહુને સુરસેન બાંધવજંન, તે બેહુને એકેકો તંન;
તે રૂપે કુટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ. ૯

---

૫૨. **વ્યથાય**, ( સં. व्यथा, व्यथ्=દુઃખ થવું ), શરીર કે મન સંબંધી દુઃખ. **ભાગે...વ્યથાય**, મનનું દુઃખ દૂર થાય. એ સ્વાભાવિક નિયમ છે કે બીજાના દુઃખની વાત સાંભળ્યાથી આપણું દુઃખ વિસારે પડી ઓછું લાગે છે. **વલણ**, ( સં. वलन, वल्= વળવું ), કવિતારૂપ આખ્યાનોમાં એકેકાં કડવાંને અન્તે જૂદા ઢાળમાં કડવાનું છેવટ બતાવતી જે સાખી-ઉથલો તે.

૫૪. **વિપ્ર**, વેદ ભણ્યા પછીની સ્થિતિવાળો બ્રાહ્મણ; બ્રાહ્મણ.

૫૫. **મુખ**, મુખે; મ્હોડેથી. **ધરતા હ્રદે**, ધ્યાન દઇ સાંભળે છે.

૫૬. **વિશાળ**, મોટો, વિસ્તીર્ણ. **વીરસેન**, નિષધ દેશનો સૂર્યવંશી રાજા; નળનો પિતા. **ભુપાળ**, ( સં. भूपाल, भू=પૃથ્વી, पाल, पाल्=રક્ષણ કરવું, પાળવું ), પૃથ્વીનો પાળનાર, રાજા.

૫૭. **સુરસેન**, વીરસેનનો ભાઇ, પુષ્કરનો પિતા. **બાંધવજંન**, ( બાંધવજન ); **બાંધવ**, ( સં बन्ध्=બાંધવું ), સગો; સ્નેહી; ભાઇ. **જન**, સામાસિક શબ્દના છેલ્લા પદ તરીકે ધણીવાર એકેકાના અથવા સર્વના અર્થમાં વપરાય છે;–' બાંધવજન ' એકના અર્થમાં છે. લી. ૧૪૨ માં પક્ષીજન, લી. ૩૪૮ માં ' પંખીજન' તથા લી. ૯૫૩ માં ' જોગીજન ' માં પણ ' જન' એકના અર્થમાં છે. લી. ૩૫૨ માં ' પંખીજન ' તથા લી. ૧૦૨૨ માં ' બંદીજન ' માં ' જન ' સર્વ—સમૂહના અર્થમાં છે. **બાંધવજન**, ભાઇ. **તંન**, ( સં. तनय, तन्=ખેંચવું, વધારવું ), વંશને—કુટુંબને વધારનારો પુત્ર.

---

૮. ' વૃહદશ્વ વાણી ઉચરે, રાય યુધિષ્ઠિર શ્રવણે ધરે. ' ( પ્ર. ૬ )
૯. ' રૂપે કુટડા જેવા કામ, નળ પુષ્કર બેઉનાં નામ. ' ( પ્ર. ૬ )

પછે નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન;
ચલાવે રાજ્ય નળ મહામતી, પુષ્કરને કીધો સેનાપતી. ૬૦
જીત્યા દેશ વધારી ખ્યાત[10], શત્રુ માત્ર પમાડ્યા શાંત;
ભૂપતિ સર્વ નૈષધને ભજે, નળપુષ્કરે કીધો દિગવજે.

---

૫૮. ફુટડા, રૂપાળા, સ્વરૂપવાન. જેવા કામ, કામદેવના જેવા. કામ, કામદેવ; સ્ત્રીપુરૂષમાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન કરાવનારો દેવ. ઇશ્વર અને માયાનો પુત્ર. એની સ્ત્રી રતિ. બ્રહ્માના હૃદયમાંથી તે પ્રથમ સ્ત્રી-રૂપે ઉત્પન્ન થયો હતો, ને તેથી બ્રહ્મા પોતેજ મોહ પામ્યા હતા. પછી પ્રજાપતિઓએ કહ્યું કે એ તો તમારી પુત્રી થાય, ત્યારે બ્રહ્મા લજ્જિત થયા હતા. કામને શિવે પોતાના ત્રીજા નયનની જ્વાળાથી બાળી નાખ્યો હતો. પછી તેની સ્ત્રી રતિએ ઘણા વિનવ્યા ત્યારે શિવે કહ્યું કે કામ કૃષ્ણ રૂક્ષ્મણીના પુત્ર રૂપે અવતરશે, અને તને વરશે. એનાં પાંચ પુષ્પબાણ છે જેથી તે મોહ ઉપજાવે છે. આ ઉપરથી એનું 'પંચશર' એવું નામ પડ્યું છે. વસંત એનો પ્રિયમિત્ર છે. અનંગ, મદન, મકરધ્વજ, કંદર્પ, મનસિજ, કુસુમાયુધ, ઇ. એનાં નામો છે.

૫૯. ગયા વંન, વનમાં જઇને રહ્યા. ઘડપણમાં રાજ્ય કારભાર વગેરે સંસાર ખટપટ છોડી બાકીની જીંદગી ઇશ્વરભક્તિમાં ગાળવાને સારૂ રાજ-પાટ વડા પુત્ર અથવા યુવરાજને સોંપીને વનમાં જઇ રહેવાનો અસલ રિવાજ હતો.

૬૦. મહામતી, મહા-મોટી છે મતિ-બુદ્ધિ જેની તે, ( બહુ. સ. ); મોટો બુદ્ધિશાળી. સેનાપતી, ( સં. सेनापति ), સેનાનો પતિ-ઉપરી; સઘળા લશ્કરનો ઉપરી; ફોજનો સરદાર.

૬૧. જીત્યા, ( સં. जि-जय्=જીતવું ), વશ કર્યા; તાબે કર્યા. ખ્યાત, ( સં. ख्याति, ख्या=કહેવું ), આબરૂ; કીર્ત્તિ; યશ. શત્રુમાત્ર, શત્રુનામે; સઘળા શત્રુ-દુશ્મન. માત્ર, આ શબ્દ સમાસને અન્તે આવીને સઘળા, તે વર્ગમાંના બધા, એવા અર્થમાં વપરાય છે. જુઓ લી. ૧૦૩૭ માં 'પ્રાણીમાત્ર,' અને ક. ૩પમામાં 'સેવકમાત્ર કરે નમસ્કાર.' પમાડ્યા શાંત ( સં. शम्=શાંત થવું ), ટાઢા પાડ્યા; દબાવી દીધા; હરાવ્યા.

૬૨. નૈષધ, નિષધ દેશનો રાજા; નળ. ભજે, ( સં. भज्=ભજવું ),

---

૧૦ 'દેશ દેશ જીત્યા કરિ ખ્યાત, ... ... ... ... ... ...' ( પ્ર. ૬ )
'જીત્યા દેશ વધારી ખ્યાત નળે શત્રુ, ... ... ... ...' (પ્ર. ૪, ૫)

પ્રજા સુએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર;
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ.[1]
કનકે ભરીઆ છે કોઠાર, જેહેવાં ધન તેવા દાતાર;[2] ૬૫

સ્તુતિ કરે; પૂજન કરે; માન આપે. નળાખ્યાનમાં વપરાયલા ભજવું શબ્દના બીજા અર્થ માટે જુઓ લી. ૧૮૪ માં 'ભજિયો,' અને ક. ૩૭ મામાં 'શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય.' નળ પુષ્કરે, નળે અને પુષ્કરે (દ. સ.). દિગવજે, (સં. दिग्विजय, दिश्, दिक्=દિશા, विजय=જીત) (સઘળી) દિશાઓમાં (અનેક દેશોનો) વિજય, (સ. તત્. સ.); મોટો જય.

૬૩-૭૪. આ લીટીઓમાં કવિ નળના રાજ્યનો બંદોબસ્ત, તે કાળની જનસ્થિતિ, પ્રજાનું સત્ય આચરણ, તેનો ધર્મ, નળનું ઔદાર્ય વગેરેનું વર્ણન કરે છે.

૬૩. **પ્રજા**, રૈયત; લોક. **ઉઘાડે બાર**, બારણાં દીધા વગર; નિર્ભયપણે; નિરાંતે. **ચખાર**, ચાડીઆ, ચુગલીખોર. આ શબ્દનો ઉપયોગ ચોરની સાથે થાય છે; અને ત્યાં 'ચોર ચખાર' એટલે ચોર અને લુચ્ચા હરામખોર એવો અર્થ થાય છે. સરખાવો, 'કરે પ્રતિપાલન નગર પ્રજાનું, ટાળ્યા ચોર ચખાર.'– પ્રે. ભા. આ. ૪૬; ક. ૧૨૪.

૬૪. **સત્યે**, સત્યવડે; સત્યના બળથી. **યમપતિ**, યમરાજા; અદિતિના બાર પુત્રો એટલે આદિત્યમાંનો એક. એ ન્યાય કરનાર દેવ છે. એને યજ્ઞમાં બળિદાન આપવામાં આવે છે, તેમ શ્રાદ્ધમાં પણ એનો લાગો પહોંચે છે; આ ઉપરથી એ શ્રાદ્ધદેવ કહેવાય છે. યમને બે રૂપ છે—એક સત્ય ને પરોપકાર બુદ્ધિ દેખાડવતું તેજસ્વી છે, ને એ રૂપે તે ધર્મરાજ કહેવાય છે; બીજે રૂપે તે યમરાજ કહેવાય છે, જેને દુષ્ટ અધર્મી જીવ જોય છે. **કીધો સાધ**, (સં. साध्=સાધવું), વશ કીધો; હાથમાં લીધો. **વ્યાધ**, (સં. व्यध्=ભોકવું), વ્યાધિ; રોગ. **સત્યે...વ્યાધ**, નળે પોતાના સત્યવડે ધર્મરાજા જેવાને પણ વશ કીધા, અને તેના નગરમાં કોઇને રોગ પીડી શકતો નહીં.

૬૫. **કનકે**, સોને. **કોઠાર**, (સં. कोष्ठागार), અનાજ ભરવાની જગ્યા; ભંડાર. **દાતાર**, (સં. दातृ, दा=આપવું), આપનાર; ધર્મ–પરોપ-

૧. 'સત્યે યમને કીધો સાધ્ય, પુરમાં કોને ન વ્યાપે વ્યાધ્ય' (પ્ર. ૬)
૨. 'કનકે ભરિયા બહુ કોઠાર, જેવું ધન તેવો દાતાર.' (પ્ર. ૨, ૬)

જાચકનાં દારિદ્ર કાપીઆં, નળે મુખમાગ્યાં ધન આપીઆં.
ભિક્ષુક કહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાજ[3];
કીર્ત્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજનાં પ્રસરે કીર્ણ[4].
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ;

કાર કરનાર; ધર્મી; ઉદાર. કનકે...દાતાર, 'તેવા દાતાર' અનેક વચનમાં હોવાથી કેટલાક આ લીટી લોક–પ્રજાને લગાડે છે. પ્રજાના કોઠાર સોને ભરેલા હતા અને તે જેવી ધનવાન હતી તેવીજ ઉદાર હતી. પણ ૬૬ મી લીટીપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે એને પ્રજા સાથે સંબંધ નથી, પણ નળ સાથે છે. કવિએ માનાર્થે અનેકવચન વાપર્યું હશે. પ્રત ૨ તથા ૬ માં 'જેવું ધન તેવો દાતાર' પાઠ છે. ધનસંપત્તિ અને ઉદારતા સાધારણ રીતે એકજ માણસમાં જોવામાં આવતી નથી, પણ નળ જેટલો ધનવાન હતો તેજ પ્રમાણમાં સખી મનનો હતો.

૬૬. જાચક, (सं. याचक, याच्=માગવું), ભિક્ષુક. દારિદ્ર, (सं. दरिद्रा=ગરીબ હોવું), દુઃખ; કષ્ટ. કાપીઆં, દૂર કીધાં, ફેડ્યાં. મુખ માગ્યાં, મુખે–મ્હોએ માગ્યાં; મ્હોડે માગે તેટલાં; વાંછિત.

૬૭. ભિક્ષુક, (सं. भिक्ष्=ભીખ માગવી), જાચક; માગનાર. હોલાણી, હોલવઈ; દૂર થઈ; 'હોલાણી' હોલવ ધાતુનું ભૂત કૃદંત. આ રૂપ કાઠીઆવાડમાં વપરાય છે. દાજ, (सं. दाह, दह्=બળવું), બળતરા; સંતાપ.

૬૮. થઈ વિસ્તીર્ણ, (सं. वि+स्तृ=વિસ્તારવું), પ્રસરી; ફેલાઈ. કીર્ત્તિ...કીર્ણ, જેમ સૂર્યનાં કિરણ ચારે દિશામાં ફેલાઈ જાયછે તેમ નળરૂપી સૂર્યનાં કીર્ત્તિ રૂપી કિરણ ચારેગમ–સઘળા દેશોમાં પ્રસર્યાં.

૬૯. ધરાવ્યું નામ, (सं. धृ=ધારણ કરવું), નામ ધારણ કીધું; કહેવડાવ્યું. તેના સદ્‌વર્તનને લીધે તથા પ્રજાને તેણે પોતાનાં છોકરાં તરીકે પાળી તેથી એને લોકોએ પુણ્યશ્લોક નામ આપ્યું. વૈષ્ણવ, (सं. विष्=વ્યાપવું), વિષ્ણુ જે વ્યાપક દેવ તેના ભક્ત; વિષ્ણુને માનનારા. બાધું, બધું. કાઠીઆવાડ તથા ઉત્તર ગુજરાતમાં આ રૂપ વપરાય છે.

૩. 'ભિક્ષુક......................,દરિદ્ર ગયાં ઓલાઈ દાઝ.' (પ્ર. ૬)
૪. 'કીર્તિ......................જેમ એક સૂરજને ઘણાં કીર્ણ.' (પ્ર. ૪, ૨)

ઘેર ઘેર થાયે હરિ કીર્તન, એકાદશી વ્રત કરે હરિજન[5]. ૭૦
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ[6];
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ.
જો આવે મસ્તક માગનાર, તો આપતાં ન લગાડે વાર[7];
ઉત્તર દક્ષિણ પુરવ દશ[8], વીરસેન સુતનો વાધ્યો યશ.
ત્યારે પુષ્કરને થઈ અદેખાઈ, મુજ થકી વાધ્યો પિતરાઈ; ૭૫

---

૭૦. **હરિકીર્તન**, (સં. कृत्=સ્તુતિ કરવી), ઇશ્વરના ગુણનું ગાન; ઇશ્વરભજન. **એકાદશીવ્રત**, અગીયારસનું વ્રત. **વ્રત**, પાપ જાય ને મનનો હેતુ પાર પડે તે અર્થે કહેલા નિયમ સાથે કરવાનું કર્મ તે; નીમ. **હરિજન**, હરિની ભક્તિ કરનારા; ભક્ત.

૭૧. **ચારે વરણ**, આર્ય લોકો હિંદુસ્તાનમાં પ્રથમ આવ્યા ત્યારે તેમનાં કર્તવ્ય કર્મ અને વર્ણ એટલે રંગને અનુસરીને પાડેલા જનસમૂહના ચાર વર્ગ :–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. **નિજધર્મ**, પોતપોતાનો ધર્મ **ધ્યાયે**, (સં ध्यै=વિચાર કરવો), ધ્યાન કરે; ચિંતન કરે; ભજે, સરખાવો 'નવ ભક્તિ કહી વેદ પુરાણે, ધાવા વૈકુંઠનાથ.' 'જે જન જાનકીનાથને ધાયે, તે જનુનીને જઠર ન આવે.'–પ્રે. રણ. 'વર્ણ અઢાર વસે તહાં, તે ધાયે સત ધર્મ.' સા. શત. **વ્યાપક**, (સં. वि+आप्=વ્યાપવું), વ્યાપી રહેલો; સઘળી જગ્યાએ રહેલો એવો. **પરિબ્રહ્મ**, (સં. परब्रह्म), જ્ઞાન બ્રહ્મથી પણ પર–ઉપર તે; અહીંઆં જગદીશ્વર.

૭૨. **નેમ**, (સં. नियम), નિયમ; વ્રત. **દાન**, (સં. दा=આપવું), ભિક્ષા.

૭૩. જો કોઇ નળનું માથું માગે તો તે આપવામાં પણ તે વિલંબ કરે નહીં–અટકે નહીં–પાછો પડે નહીં.

૭૪. દશ દિશા (માં).

૭૫. **વાધ્યો**, વધ્યો. **મુજ...પિતરાઇ**, મારાથી પિતરાઇ ચઢયો. **પિતરાઇ**, (સં. पितृव्यज), કાકાનો છોકરો.

---

૫. 'મંદિર મંદિર હરિ કીર્તન, એકાદશી કરે સહુકો જન.' (પ્ર. ૪)
૬. 'ચારે વર્ણ પાળે કુળ ધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ' (પ્ર. ૪)
૭. 'કોય આવે મસ્તકમાગનાર, તે આપતાં ન લગાડે વાર'. (પ્ર ૨.૬)
'જો માગે મસ્તક માગનાર, તો આપતાં નળ ન લગાડે વાર'. (પ્ર. ૪.૫)
' લીટી ૭૪ની ઉપર પ્ર. ૨ માં નીચલી લીટી વધારે છે:—
'ભગવંત ઉપર કેવળ ભાવ, મન ચિત્ત હરિ સાથે દ્રઢાવ.'
૮. 'દેશ' (પ્ર. ૨); 'પક્ષ' (૪ ક, ૪ ચ).

નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એહવું જાણી મન આણી વૈરાગ, ગયો વંન ઘર કીધું ત્યાગ;
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારૂણ વનમાં પોતે પળ્યો.
જઇને સેવ્યું પર્વત શૃંગ, તળે વહેછે નિર્મળ ગંગ;
શલ્યાનું કીધું આસંન, પાનડાનું કીધું છત્ર રાજંન[9].
માનસી રાજ માંડયું વનતણું, કોકિલા ગાન કરે છે ઘણું;[10]
આ મૃગ તે[1]અશ્વ આહારે કારણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે.
શુંડ હસ્તી પૃથ્વી પરજંગ, એ રાજ કેમે ન પામે ભંગ;[2]
કો લુટી લેવા આવી નવ ચઢે, ઉઘાડે બાર ખાતર નવ પડે.

---

૭૬. સમસ્ત, બધી; સઘળી. એ આગળ, એના આગળ. હું...અસ્ત, મારૂં ગાન ઘટી ગયું; હું ઢંકાઇ ગયો-નિસ્તેજ થયો.

૭૮. નળનો...વળ્યો, નળે તેને પાછા વળવાને-ઘેર આવવાને સારૂ સમજાવ્યો, પણ તે પાછો આવ્યો નહીં. દારૂણ, ભયંકર; અઘોર; બિહામણું. પળ્યો, ગયો.

૭૯. જઈને...શૃંગ, પર્વતના શિખરપર જઇને રહ્યો-વાસ કીધો. નિર્મળ, ( નિઃ+મલ=મલ વગરનું ), સ્વચ્છ પાણીવાળી. ગંગ, ગંગાનદી.

૮૦. હે યુધિષ્ઠિર રાજા, પુષ્કરે વનમાં શલ્યા-પથ્થરની બેઠક-ગાદી કીધી અને પાંદડાંનું છત્ર કીધું.

૮૧. માનસી, મન કલ્પિત. કોકિલા, કોયલ.

૮૨. મૃગ, હરણ. કારણે, વાસ્તે; માટે. દ્રુમ, ઝાડ. પ્રતિહાર, રાજાના મેહેલપરનો દરવાન; પોળીઓ, ચોબદાર, છડીદાર.

૮૩. હસ્તિ, હાથી. પરજંગ, ( સં. પર્યંક ), સુવાનો ખાટલો; પલંગ. કેમે...ભંગ, કોઇ પણ કારણથી-કોઈ પણ પ્રકારે નાશ પામે નહીં.

૮૪. ખાતર, ( સં. ખન્=ખોદવું ), ઘરમાં પેસવા સારૂ ચોર લોક જે બાકોરૂં પાડે છે તે. ખાતર નવ પડે, ચોરી થાય નહીં.

---

૯. 'શલ્યાનું કીધું સિંહાસન, વૃક્ષપત્ર તે છત્ર રાજન'. ( પ્ર. ૨ )
'શલ્યાનું કીધું સિંહાસન, પત્રનું છત્ર ધરે રાજંન'. ( પ્ર. ૬ )

૧૦. 'કોકિલા સ્ત્રી ગાન ... ...' ... ... ( પ્ર. ૪, ૫ )

૧. 'અશ્વત્થ અશ્વ. ... ... ... ... ...' ( પ્ર. ૬ )

૨. 'શુંડ હસ્તી પૃથવી પરસંગ, એ રાજ્ય મારૂં નવ થાએ ભંગ.' ( પ્ર. ૬ )

એણી પેરે માંડ્યું રાજ્યાસંન, અણુચાલતે વશ કીધું મંન[3]; ૮૫
એ કથા એટલેથી રહી, નળરાજા શું કરતો તહીં.
જારે પુષ્કર ઉઠી વનમાં ગયો, ભાઇ વિના ભુપ એકલો રહ્યો;
નિષ્કંટક રાજ્ય એકલો કરે, ધર્મઆણ રાજાની ફરે.
માગાં મોકલે દેશદેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ;
શરીર કુળમાંહે કાહાડે ખોડ, કહે ન મળે કો સારી જોડ.

---

૮૫. **માંડ્યું રાજ્યાસંન**, રાજ્ય કરવા લાગ્યો. **અણુચાલતે**, ન-છુટકે; નિરૂપાય હોવાથી. **વશ કીધું મંન**, મન માર્યું, મન કબજામાં રાખ્યું.

૮૦—૮૫. પોતાના પિત્રાઇ ભાઇ નળની ચઢતી જોઇ પુષ્કરને અદેખાઇ આવવાથી જંગલમાં જઇ તેણે મનકલ્પિત રાજ્ય કરવા માંડ્યું:—રાજ્યાસનને ઠેકાણે તેણે પથ્થરની શિલા મૂકી, પાંદડાનું છત્ર બનાવ્યું, ગાન કરનારી સ્ત્રી —રામજણી, અશ્વ, પ્રતિહાર, હાથી, પલંગ વગેરે રાજ્યચિન્હો પણ તેણે કુદરતમાંથી શોધી કાઢ્યાં. કોયલ ટૌકા કરતી હતી તે રાજદરબારમાં રામજણી ગાતી હોય એમ વિચાર્યું; જંગલમાં હરણ દોડતાં હતાં તેને ઘોડા કલ્પ્યા; ઝાડોને બારણે ઉભેલા છડીદાર ગણ્યા; ભૂંડને હાથી માન્યા; અને પૃથ્વીને પલંગ ધાર્યો. આવી રીતે તે પોતાના દિવસ નિર્ગમન કરવા લાગ્યો.

૮૬. **એ કથા**, પુષ્કરની કથા—હકીકત.

૮૭. **ઉઠી વનમાં ગયો**, જુઓ લી. ૧૯.

૮૮. **નિષ્કંટક**, ( सं. निः=વિના, कण्टक=શૂળ, કાંટો), હરકત વિના; નિર્વિઘ્ને. **ધર્મ...ફરે**, ધર્મ પ્રમાણે રાજાની દુવાઇ ફરી; ધર્મનીરીતે તેણે રાજ્ય કીધું. સરખાવો 'ધર્મ પડો વાજે પુરમ્હાંય, ઉગ્રસેનની આણ દેવાય' પ્રે. ભા. અ., ૪૫. ક. ૧૨૩. **આણ**, ( सं. आज्ञा ), હુકમ; દુવાઇ.

૮૯. **માગાં**, વિવાહને સારૂ કહેણ—માગણી. **જોવડાવે**, તપાસ કરાવે.

૯૦. **કાહાડે ખોડ**, દોષ કહાડે; ભૂલ કહાડે. **જોડ**, બરોબરીઉં; જોડી.

---

૩. 'એણીપેરે... ... ...અચળ તેણે વશ કીધું મંન'- ( પ્રે. ૪ )

બત્રીસ હોય લક્ષણ સંપૂર્ણ, તેહેનું હું કરૂં પાણિગ્રહણ[4];
એમ કરતાં વહી ગયા દિન, એહેવે આવ્યા નારદ મુંન.

વલણ.

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ઠિર ભૂપાળ રે;
પછે વેણુપાણીએ કેમ મેળવ્યું, નળનું વેવીસાળ રે.

---

૯૧. **લક્ષણ,** ( सं. लक्ष्=જોવું ), ચિન્હ; ગુણ.

**બત્રીસ લક્ષણ,** નીચે પ્રમાણે:—

ન્હાનું અને મોટું કામ, કરવે સમર્થ ઘણો, [૧]પરાક્રમિ સિંહ ગુણ, લેવાને લાયક છે;
ઈંદ્રજીત થઈ કરી, દેશ સમો જોઈ કરી, સવારથ સાધે [૨]બગ, ધ્યાન ગૂણ છેક છે.
સર્વ થકી પેલ [૩]ઊઠે, મરતાં [૪]લગી ન હઠે, પરીવાર [૫]પેટપોષી, પછે જમે ટેક છે;
સ્ત્રી પર [૬]પલટે પ્રીત, ચાર કુકડાની રીત, પાળે તે પંડિત નીત, ચતુરાઈ નેક છે.
અવાસ [૭]નિવાસ ઊંચો, રિપૂ મારી [૮]કરે ફૂંચો, બોલતો [૯]મધુરી વાણી, સ્વરૂપે [૧૦]સુંદરતા;
સારો [૧૧]કળાવાળો કાળો, [૧૨]ગર્વહીન મ્હાલે વ્હાલો, થનથન નાચે મોર, છ ગુણોનો ધરતા.
થોડે ધણે [૧૩]સંતોષી જે, ઊંઘ [૧૪]બહુ થોડી રાખે, લઘુ ચિતે [૧૫]જાણે વ્હેલું, સ્વામિ [૧૬]ભકિત કરતા;
[૧૭]શૌર્યતા [૧૮]શીકારી સહુ, લોકે છે વખાણી ઘણી, છ ગુણ ધારણ શ્વાન, પુર્ષ વ્હાલે સરતા.
ભાર તો [૧૯]અત્યંત વેહે, દંડ [૨૦]નહીં લેશ લેહે, [૨૧]સંતોષથી સદા રેહે, ધણો ગુણી ખર છે;
ભરૂંસો [૨૨]કરે ન કહીં, રમે રાત [૨૩]છાનો રહી, અગર્વિષ્ઠ [૨૪]સમો [૨૫]સાધુ, કાગડો [૨૬]ચંચળ છે.
યુદ્ધે [૨૭]પરાક્રમ કરે, વિપતે ધીરજ [૨૮]ધરે, ચડતીએ ક્ષમા [૨૯]સજે, પુરૂષ [૩૦]ચતુર છે;
સભામાં [૩૧]વાચાળ બહુ, [૩૨]જશનો ભૂખ્યો તે સહુ, છ ગુણ સહિત સાર, સલખણો નર છે.

( દોહરો ).

એક્કેકો સહિં બગતણો, કુકડાના તો ચાર, ત્રણ વળિ ગદ્ધાના કહ્યા, પાંચ કાગનાં ધાર.
પુરૂષ મોર કુતરાતણા, ષડગુણ લેતાં થાય, પૂરાં બતરિશ લક્ષણો, જેથી જન શોભાય.

નર્મકવિતા. આવૃત્તિ ૩. પૃ. ૯૧૪.

વળી જુઓ-સામળભટનાં પ્રીતનાં બત્રીસ લક્ષણ; દલપતરામનું કાવ્યદોહન ભાગ ૧ લો પૃ. ૩૭૧. દયારામકૃત કાવ્યસંગ્રહ, પૃ. ૫૭૫.

**પાણિગ્રહણ,** પાણિ-હાથનું ગ્રહણ-પકડવું તે; પરણવું તે; લગ્ન.

૯૨. **વહી ગયા,** (सं. वह् વહેવું, લઇ જવું), જતા રહ્યા. 'વહ્યા જવું' ચાલ્યા જવાના અર્થમાં કાઠીયાવાડમાં વપરાય છે. **નારદમુંન,** નારદમુનિ; બ્રહ્માના પુત્ર. સ્વાયંભુ મન્વંતરમાં બ્રહ્માએ દશ પ્રજાપતિ ઉત્પન્ન કર્યા તેમાંના એક; એણે પ્રજોત્પત્તિનું કામ માથે લીધું નથી. એ

---

૪. 'અંશ વંશ લક્ષણ પૂરણ, તેહેનું. ... ... ...( પ્ર. ૪, ૫ )

## કડવું ૩ જું. રાગ રામગ્રીની દેશી.

ઓણીપેર બોલ્યા વૃહદશ્વ વાણીજી,નળને ઘેર આવ્યા વેણાપાણીજી;૯૫
વીરસેનસુતે દીધું માનજી, અર્ઘપાદ્યે પૂજ્યા ભગવાનજી.

### ઢાળ.

પૂજ્યા નારદ આદર આણી, રૂદેસાં અતિ પ્રેમ;
અન્યોઅન્ય પૂછીઓ, સમાચાર કુશળી ક્ષેમ.[૫]

---

દેવર્ષિઓમાં મુખ્ય છે. નારદ મસ્તકે જટાભાર ને ખાંધે વીણા રાખે છે, ને કપાળે ઉભું ટીલું કરે છે. એણે ધર્મસ્થળ ઉપર એક સ્મૃતિ, તીર્થસ્થળ ઉપર એક અને ગાયન ઉપર એક એમ ગ્રંથ કર્યા છે. તે ધર્મ–બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવામાં સમર્થ વક્તા છે, તેમ ગાયનમાં એક્કા કહેવાય છે. એ સદૈવ ત્રિલોકમાં અહીં તહીં ફર્યાજ કરે છે. નારદ બ્રહ્મચારીજ છે. લડાઇ કરાવવામાં એ આનંદ માને છે. ઞુંન, મુનિ, ઋષિ; તપસ્વી.

૯૪. વેણાપાણી, ( સં. वीणापाणी ), વીણા–તમ્બુરો છે પાણિ–હાથમાં જેના તે ( બહુ. સ. ); નારદજી. વેવીશાળ, વિવાહ; વેસવાળ.

૯૬. દીધુંમાન, આદરસત્કાર કર્યો; આવકાર દીધો. અર્ઘપાદ્ય, અર્ઘ અને પાદ્યવડે ( દ. સ. ). અર્ઘ, ( સં. अर्ह्=લાયક થવું ), દેવને અથવા બ્રાહ્મણને માન આપવાને સારૂ ચોખા, દુર્વા ( દરભ ), ફૂલ, પાણી ઇત્યાદિ પૂજાનો સામાન. પાદ્ય, ( સં. पाद्य=પાદ, પગને સારૂ પાણી ), માન આપવાને સારૂ પગ ધોવાનું પાણી. અર્ઘ...પૂજ્યા, હાથમાં અર્ઘ આપી પગ ધોઇ પૂજન કીધું. ભગવાન, સકળ ઐશ્વર્યવાળો, ઇશ્વરી અંશવાળો, ઋષિ; અહીંઆં નારદને માટે.

૯૭. આદરઆણી, માન સહિત; માનથી.

૯૮. અન્યોઅન્ય, ( સં. अन्योन्य ), એક બીજાને; પરસ્પર. સમાચાર, ( સં. सम्+आ+चार, चर्=ચાલવું ), ખબર અન્તર, કુશળીક્ષેમ, ક્ષેમકુશળ. પુછીઓ...ક્ષેમ, સારાતાજાની ખબર પૂછી. બે જણ મળે ત્યારે પરસ્પર ક્ષેમકુશળ પૂછવાનો ધારો છે. સામા માણસની તથા તેના કુટુંબના માણસોની તન્દુરસ્તી વિશે મળતી વખતે સૌથી પહેલાં પૂછવામાં આવે છે.

૯૯–૧૦૦. ઋષિ જેવા મહા પુરૂષને માન આપતી વેળાએ તથા ધર્મ

---

૫. ' અન્યો અન્યે એ સમે, પૂછ્યું કુશળ ક્ષેમ '. ( પ્ર. ૬ ).

રાજ્યઆસન નળનું દેખી, નારદ રૂખી એમ પૂછે[૬];
પટરાણી દિસતાં નથી એ, કોહોની કારણ શૂં છે. ૧૦૦
આસને બેસવું રાણી વિના, તેહેનો મોટો દોષ;
પછે પ્રતિઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ.
નળ કહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;

---

સંબંધી કાર્ય કરવામાં પતિપત્ની જોડે રહે છે તેથી આદરસત્કાર વખતે નળને એકલો દેખીને નારદે પૂછ્યું કે પટરાણી જણાતાં નથી તેનું શું કારણ છે?

૧૦૦. **પટરાણી,** ( સં. पट्टराज्ञी, पट्ट=રાજગાદી, राज्ञी=રાણી ), જે રાણીને સિંહાસન ઉપર અભિષેક થયલો હોય છે તે, જેની સાથે રાજા પ્રથમ પરણ્યો હોય તે સ્ત્રી, મુખ્ય રાણી. **કોહોની,** નારદ નળની સાથે બોલતાં અહીંઆં અનેક વચન વાપરે છે, પણ નીચે 'તાહારા સરખું નવ ગળે' એ લીટીમાં એક વચન વાપરે છે. સાધુઓ સંસારી માણસને એક વચનમાં બોલાવે છે.

૧૦૧. **આસન,** ( સં. आस्=બેસવું ), બેઠક; ગાદી; રાજગાદી. **દોષ,** ( સં. दुष्=બગડવું ), પાપ; ધર્મથી વિરૂદ્ધ હોવું તે.

૧૦૨. **પ્રતિઉત્તર,** ઉત્તર; જવાબ. **ધરીશોષ,** ( સં. शुष्=સૂકાઇ જવું ) ગદગદ કંઠે; અચકાતાં અચકાતાં.

૧૦૩. **પ્રજાપતિ,** બ્રહ્મા. સાધારણરીતે આ શબ્દ બ્રહ્માને માટે વપરાય છે. ખરૂં જોતાં સ્વયંભૂ બ્રહ્મા ઉત્પન્ન થયા પછી એણે સૃષ્ટિ વધારવાના કામમાં મદદ કરવાને સારૂ દશ પ્રજાપતિ ઉત્પન્ન કર્યા તે. **વેણાધારી,** ( સં. वीणाधारी ), વીણાને ધારણ કરનાર; નારદ ( દ્વિ. તત્. સ. ) સરખાવો 'વેણાપાણી' લી. ૯૪.

૧૦૪. **બ્રહ્માજી,** સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર. બ્રહ્માની જે ઉત્પત્તિ, સ્થિતિ, ને લય એ ત્રણ શક્તિ, તેમાંની પહેલી તે બ્રહ્મામાં રહેલી છે. બ્રહ્મા શેષશાયી નારાયણના નાભિકમળમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાને પેદા થયા છે. એનું વાહન હંસ છે. એની પુત્રી સરસ્વતી છે. બ્રહ્મા ચાર મ્હોડેથી નિરંતર ચારે વેદ ભણ્યા કરે છે. પ્રજાપતિ, વિરંચી, ચતુરાનન

---

૬. 'રાજ્ય સુનુ દેખી નળનું, નારદજી વળિ પૂછે'. ( પ્ર. ૧ )

જાણતા હશો બ્રહ્માએ, માહારે નિરમી છે કો નારી.
સપ્તદ્વીપ નવખંડમાંહે, કાંઇ કન્યા કોટાકોટ; ૧૦૫
રૂખી હું વરૂં એહેવી નવ મળે, શકે છે કન્યાની ખોટ.
રૂપ તાંહાં કુળ નહીં, કુળ તાંહાં નહીં ચાતુરી ચાલ[૭];
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તતકાળ.

---

વગેરે બીજાં એનાં અનેક નામ છે. **માહારે**, મારે સારૂ; મારે માટે. **નિરમી છે**, ( સં. निर्मा=ઉત્પન્ન કરવું, ઘડવું ), ઘડી છે; પેદાકરી છે; નકકી કરી રાખેલી છે. **કો નારી**, કોઇ સ્ત્રી.

૧૦૫. **સપ્ત**, સાત, **દ્વીપ**, ( સં. द्वि=બે+अप्=પાણી. સંસ્કૃત વ્યાકરણના નિયમ પ્રમાણે अप् નો इप् થાય છે. ), જેની બે બાજુએ એટલે—બે અર્ધગોળ ~ મળી સઘળી બાજુએ પાણી હોય તે. પૃથ્વીનો પાણીથી ઘેરાયલો ભાગ. **સપ્તદ્વીપ**, સાત દ્વીપ આ પ્રમાણે છેઃ—જંબુ, પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાક, ને પુષ્કર. પ્રત્યેક દ્વીપની સાથે એકેકો સમુદ્ર છે. **નવખંડ**, હિંદુ શાસ્ત્ર પ્રમાણે પૃથ્વીના ( જંબુદ્વીપના ) નવ ભાગ કર્યા છેઃ—ઇલાવૃત, ભદ્રાશ્વ, હરિવર્ષ, કિંપુરૂષ, કેતુમાલ, રમ્યક, ભરત, હિરણ્યમય, ને ઉત્તરકુરૂ. બીજા મત પ્રમાણેઃ— ભરત, વર્ત, રામ, દ્રામાળા, કેતુમાલ, હિરે, વિધિવસ, મહિ, ને સુવર્ણ. **કોટાકોટ**, કોટાનકોટી; કરોડો; અગણિત.

૧૦૬. **શકે...ખોટ**, તેથી મને લાગે છે કે કન્યાની ખોટ છે. **શકે**, ( સં. शंके ), શકે જાય છે કે; એમ લાગે છે કે. આ ઉત્પ્રેક્ષાવાચક શબ્દ છે.

૧૦૭. **ચાતુરી**, ચતુરાઇ; હોશીઆરી. **ચાલ**, રીતભાત; આચરણ. **રૂપ...ચાલ**, જ્યાં—જે કન્યાનું રૂપ સારૂં હોય છે તેના કુળમાં ખોડ હોય છે, અને જેનું કુળ સારૂં હોય છે તેનામાં ચતુરાઇ તથા ચાલની ખોટ હોય છે.

૧૦૮. **સકળ લક્ષણ**, સઘળાં લક્ષણ; બત્રીસે લક્ષણ. જુઓ લી. ૯૧. **તતકાળ**, ( સં. तत्कालम्, ), તેજ વખત, તરત.

૧૦૯. **તવ**, ત્યારે. **ઓચર્યા**, ( સં. उद्+चर्=ઉચ્ચાર કરવો, બોલવું ), બોલ્યા. **કીજે**, કહીએ. ' કહેવું ' નાં કીજે, કીધું ( કહ્યું ), એવાં રૂપો

---

૭. ' જહાં કૂળ ત્યાં રૂપ નહિ, રૂપ તહાં નહિ ચાલ '. ( પ્ર. ૬ )

નારદ રૂખી તવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ;
તાહારા સરખું નવ મળે, કો શ્યામાનું સ્વરૂપ. ૧૧૦
પણ તે કન્યા અલૌકીક છે[૮], વેદ જેહેને વરણે;
તે ઇંદ્રને ઇચ્છે નહીં તો, તૂંને કાંહાંથી પરણે.
નળ કહે એ મહામુની તે, કન્યાનું કોણ નામ;
કવણ રાયની દીકરી ને, કવણ તેહનું ગામ.

---

ગુજરાતના કેટલાક ભાગમાં વપરાય છે. સરખાવો ક. ૨૯ ' તારા પિતાસું અમારે મૈત્રી, તે માટે હિત ( હિતની વાત ) કીજે રે. '

૧૧૦. **શ્યામા**, ( सं. श्यामा, श्याम=કાળું ), જેને છોકરાં ન થયાં હોય તેવી આઠથી તે સોળ વર્ષની વયની અથવા એકવડા નાજીક બાંધાની અથવા શ્યામવર્ણની પરણેલી સ્ત્રી; સ્ત્રી.

૧૧૧. **પણ તે કન્યા**, તારા લાયક કોઇ કન્યા નથી એમ કહે નહીં; એક કન્યા એવી છે, પણ. **અલૌકીક**, ( सं. अलौकिक, अ=નહીં+लौकिक=આ લોક–દુનિઆ–સંબંધી ), લોક વ્યવહારમાં ન હોય તેવું; અસાધારણ અદ્ભુત. **વેદ જેને વરણે**, વેદમાં પણ જેનું વર્ણન કરેલું છે.

૧૧૨. **ઈંદ્ર**, દેવતાઓમાં જે મુખ્ય તે; સ્વર્ગનો રાજા. એ વાયુ, આકાશ; વિદ્યુત ( વીજળી ), ગર્જન, વૃષ્ટિ અને પૂર્વ દિશાના પ્રદેશનો અધિપ છે. એ અમરાપુરીમાં રહે છે; એની સભામાં ગાનારા તે ગંધર્વ ને નૃત્ય કરનારી સ્ત્રીઓ તે અપ્સરા કહેવાય છે. એની સ્ત્રીનું નામ શચિ; ઇંદ્રને હજાર આંખ છે તેથી એને સહસ્રાક્ષ કહે છે. એ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળનો લોકપાળ કહેવાય છે. **ઇચ્છે નહીં**, ચ્હાય નહીં; ( ઇંદ્રને ) પરણવાની મરજી કરે નહીં.

૧૧૩. **મહામુની**, મોટાઋષિ. **કોણ નામ**, શું નામ.

૧૧૪. **કવણ**, કયા.

૧૧૫. **વિદર્ભદેશ**, દક્ષિણ હિંદુસ્તાનમાં આવેલો એક દેશ. હાલમાં એને બરાર ( Berar )–વરાડ કહે છે; ભીમકરાજાનો દેશ.

---

૮. ' પણ એક કન્યા અલૌકિક છે'. ( પ્ર. ૪, ૫ ). એક કન્યા અલૌકિક છે. ( પ્ર. ૬ )

નારદ કહે સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભદેશ; ૧૧૫
ત્યાંહાં રાજ્યાસન કરે છે, ભીમક નામ નરેશ.
તેહેને ઘેર એક તારૂણી, વજ્રૂવતી નામ નિદાન[૯];
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટે નહીં સંતાન.
એહેવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડયો ખટ રસ. ૧૨૦

---

૧૧૬. રાજ્યાસન કરે છે, રાજ્ય કરે છે; અમલ ચલાવે છે. સાધારણ ભાષામાં 'રાજ્યાસન કરવું' વપરાતું નથી.

૧૧૭ તારૂણી, (સં. तरुणी), જુવાન સ્ત્રી. વજ્રૂવતી, વિદર્ભદેશના રાજા ભીમકની સ્ત્રી, દમયંતીની મા. નિદાન, સંસ્કૃતમાં 'પ્રથમ કારણ' એવો અર્થ થાય છે તે ઉપરથી પરિણામ, અવ્યય તરીકે આખરે, છેવટે એવો અર્થ થાય છે. પ્રેમાનંદે નક્કીના અર્થમાં 'નિદાન' શબ્દ વાપર્યો છે. સરખાવો 'વિનેચટને કરાવ્યું સ્નાન, પછી ધરાવ્યું વસ્ત્ર નિદાન' સા. વિ. વા.

૧૧૮. પુણ્યદાન, પુન્યને સારૂ આપેલું દાન; ધર્મનાં કામ. અપાર, પાર વગરનાં; ઘણાં. સંતાન, (સં. सं+तन्=વિસ્તારવું), વંશને-કુટુંબને વિસ્તારનાર-લંબાવનાર; છોકરાં; વસ્તાર. પણ...સંતાન, પણ તેને છોકરાં થયાં નહીં.

૧૧૯. દમન, એક બ્રહ્મર્ષિ. તેના પ્રસાદથી ભીમક રાજાને ત્રણ પુત્ર ને દમયન્તી એક પુત્રી થઇ હતી.

૧૨૦. આતિથ્ય, 'અતિથિ' ઉપરથી ભાવવાચક નામ. અતિથિ, (સં. अत्=ફરવું, ભટકવું), જે એક જગ્યાએ સ્થાયી ન રહે તે. 'अ=નહીં+तिथि=દિવસ' આ ઉપરથી પણ લેવાય છે. પરંતુ તેમાં પણ અર્થ બેસાડવામાં મતભેદ છે:—(૧) તિથિએ તિથિએ-દરરોજ-ન આવનાર તે અતિથિ. (૨) તિથિ એટલે પર્વ. ઉત્સવ એ સઘળાં જે મહાત્માએ તજેલાં છે તે. (૩) એક જગ્યાએ એકજ તિથિ—એકજ રાત્રી રહેનાર બ્રાહ્મણ. આતિથ્ય, અતિથિ—યાચકવૃત્તિવાળા પરોણાની સેવા; પરોણાચાકરી. ખટરસ, છએ રસવાળાં ભોજન; ભાતભાતનાં ભોજન. ૭ રસ નીચે પ્રમાણે છે:-મધુર, ખાટો, ખારો, કડવો, કટાણો ને તીખો.

---

૯. 'તેહેને........, વજ્રૂવતી નામ અભિધાન.' (પ્ર. ૪, ૫)
'તેને [illegible] એક તારૂણી વજ્રવંતી નિધાન' (૫ ૬)

ઘણા દિવસની ગઈ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાને જાણીઓ, રાણીનો વંઝાદોષ[10].
પૂછીને તાંહાં ખરૂં કીધું, નિશ્ચે નહિં સંતાન;
કરુણા આણી આપીઊં, રાયરાણીને વરદાન.
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ[1]; ૧૨૫
એંધાણી રાખજે એટલી, જે માહારે નામે નામ.
એહેવું કહીને ઋષીજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન.
દમન દંતુ દુર્દમન, દમયંતી નામજ ધર્યાં;

---

૧૨૧. **ક્ષુધા**, ભૂખ.

૧૨૨. **ત્રિકાળજ્ઞાને**, ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળના જ્ઞાન વડે–એ ત્રણ કાળની હકીકત જાણવાની શકિત વડે. **વંઝાદોષ**, ( સં. वंध्यादोष ), વાંઝણી–જેને છોકરાં ન થતાં હોય એવી હોવાનો દોષ. **દોષ**, ખોડ; ખામી.

૧૨૩. **ખરૂં કીધું**, નક્કી કીધું; ખાતરી કરી.

૧૨૪. **વરદાન**, ( સં. वर, वृ=પસંદ કરવું; दान, दा=આપવું ), ઇશ્વર, દેવ, દેવી ઇત્યાદિએ પ્રસન્ન થઇને ભકતની ઇચ્છા પૂરી પાડી આપવાને તેને કહેલું જે વચન તે.

૧૨૫. **હશે...ધામ**, રૂપના ભંડાર થશે; ઘણાંજ સ્વરૂપવાન થશે.

૧૨૬. **એંધાણી**, નિશાની; ચિન્હ. **એંધાણી...નામ**, મારા વરદાનથી છોકરાં થયાં છે તેની નિશાની દાખલ મારા નામ ઉપરથી તેમનાં નામ પાડજે.

૧૨૭. **પામીઆ અંતરધાન**, (સં. अन्तर्धान, अन्तर्+धा=ગુપ્ત થવું), અલોપ થયા, અદર્શ થયા.

૧૨૮. **કેટલે દિવસે**, કેટલેક દિવસે; થોડાક દિવસ પછી.

૧૨૯. **ધર્યાં**, ( સં. धृ=ધારણ કરવું ), રાખ્યાં, પાડ્યાં. સરખાવો ક. ૩૫ ' હરખ્યો નળ થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરિયું નામ. ' ' ધર્યું ' ના બીજા અર્થ માટે જુઓ લી. ૪૫ તથા ૨૦૩.

---

૧૦. ' ત્રિકાળ જ્ઞાનિયે જાણીયો, રાણીને વંઝા દોષ. ' ( પ્ર. ૬ )
૧. ' હશે રૂપ ઉદામ. ( પ્ર. ૬ )

હર્ષ પામ્યો ભૂપતી, બાળક ચાર ઉછર્યાં. ૧૩૦
દમયંતી જે દીકરી તે, સુખે વરણી ન જાય;
અંગ તણી તો ઉપમા, નળ કશીએ ન અપાય[૨].

વલણ.

ઉપમા ન અપાય નળ મેં, એમ બોલ્યા વેણાધારી રે;
નળ કહે નારદ પ્રત્યે, તેહેનું રૂપ કહો વિસ્તારી રે.

કડવું ૪ થું. રાગ આસાવરી.

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી; ૧૩૫
ભીમક તણી કુંઅરી છે, કેહેવી કૂટડી રે.

ઢાળ.

કૂટડી કેહેવી દમયંતી, કોહો તેહેનું વીખાણ;
નારદ કેહેરે સાંભળો, વીરસેનસુત સુજાણ.

---

૧૩૦. ઉછર્યાં, મોટાં થયાં.

૧૩૧. સુખે...જાય, તેનું મ્હોડેથી વર્ણન કરી શકાય નહીં.

૧૩૨. ઉપમા, ( સં. ઉપ+મા=સરખાવવું ), સુકાબલો; સરખાપણું; સાદૃશ્ય. અંગ...અપાય, હે નળ, દમયંતી એવી તો સમ્પૂર્ણ કાન્તિવાન છે કે તેના અંગ–શરીરને બીજી કોઈ પણ વસ્તુ સાથે સરખાવી શકાતું નથી.

૧૩૩. મેં, મારાથી.

૧૩૪. રૂપ કહો, રૂપનું વર્ણન કરો. વિસ્તારી, ( સં. वि+स्तृ=વિશેષ ફેલાવવું ), વિસ્તાર કરીને; લંબાણથી.

૧૩૫. નૈષધધણી, નળરાજા.

૧૩૬. કુંઅરી, કુંવરી, ( સં. कुमारी ), દીકરી.

૧૩૭. વીખાણ, વખાણ (સં. व्याख्यान, वि+आ+ख्या=તારીફ કરવી), તારીફ; ગુણ ગાવા તે. અહીંઆં 'વર્ણન' ના અર્થમાં છે. જુઓ લી. ૧૫૧, ૩૮૪, ૪૧૭ ને ૪૧૮. કૂટડી...વીખાણ, દમયન્તી કેવી રૂપાળી હતી તેનું વર્ણન કરો.

૧૩૮ સુજાણ, ( સં. सुज्ञान, सु=સારું+ज्ञा=જાણવું ), દુનિયાદારીની જાણવાળો; પ્રવીણ; ચતુર.

---

૨. 'તન વદન ને લોચને ઉપમા કશી ન અપાય.' ( પ્ર. ૪, ૫ )

ગુણુ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર વેશ;
તેહેને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ[3]. ૧૪૦
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વરણન[4];
જયમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજન.

---

૧૩૯. અદ્ભુત, અલૌકિક; નવુંજ; અસાધારણ. વેશ, ( સં. વિશ્= દાખલ થવું ), લૂગડાંલત્તાં પહેરવાની, સણગારવાની જે રીત તે; પોશાક-લૂગડાંનો દેખાવ; કાન્તિ. ગુણ...વેશ, ગુણ ચાલ અને ચાતુરી એ અંદરનાં લક્ષણને માટે ને અદ્ભુત સુંદર વેશ એ બહારનાં લક્ષણ અથવા રૂપને માટે છે.

૧૪૦. શેષ, શેષનાગ; કશ્યપ ને કદ્રુનો પુત્ર; નાગનો રાજા. એનું અનન્ત એવું પણ નામ છે ને એને એક હજાર જીભ છે. એ હંમેશાં પાતાળમાં રહે છે, અને ત્યાંના પ્રદેશનો અધિપ છે. પ્રલય કાળને વિશે વિષ્ણુ નારાયણને રૂપે તેના ઉપર શયન કરે છે. એણે રામાવતારમાં લક્ષ્મણનો અને કૃષ્ણાવતારમાં બળરામનો અવતાર લીધો હતો. એ પૃથ્વીને પોતાની ફેણુપર ધારણ કરી રાખે છે તેથી ધરાધર પણ કહેવાય છે.

૧૩૯-૪૦. શેષનાગ પોતાની હજાર જીભથી તેના ગુણ, ચાલ અને ચતુરાઇને તથા અદ્ભુત સુંદર વેશને વર્ણવી શકે તેમ નથી તો હું મારી એક જીભ વડે તેનું શી રીતે વર્ણન કરી શકું. બરોબર વર્ણન કરવાની શક્તિ મારામાં નથી. સરખાવો લી. ૫૨૮.

૧૪૧. બુદ્ધિ પ્રમાણે, યથામતિ; મારી બુદ્ધિ ચાલે તે મુજબ. માનની, ( સં. માનિની ), માનવંતી સ્ત્રી; ( રસશાસ્ત્રમાં ) પ્રિયના ઉપર રીસે ભરાયલી પ્રિયા; ભારેખમ સ્ત્રી; માનની ઇચ્છા રાખનારી સ્ત્રી.

૧૪૨. સાગર, ઇક્ષ્વાકુ કુળના સગર રાજાને તેની સ્ત્રી વૈદર્ભીથી સાઠ હજાર છોકરા થયા હતા. સગરે કરેલા યજ્ઞમાં ઘોડો ખોવાઇ ગયો તેની શોધ ઘણી કીધી પણ કંઇ જડયો નહીં, તેથી તેઓએ સમુદ્ર ખોદાવ્યો. આથી સમુદ્રની વૃદ્ધિ થઇ તેપરથી તેને સગર પુત્રનું નામ ધારણ કીધું. તે અદ્યાપિ ચાલે છે. પક્ષીજન, પક્ષી જુઓ લી. ૫૭.

---

૩. ' તેને હું શું વરણવું, વરણવી ન શકે શેષ. ' (પ્ર. ૬)
૪. ' બળી બુધ્યમાને માનુનીનું, કરૂં છો વરણંન. ' ( પ્ર. ૪ )

દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠા નાગ.
ભીમકસુતાનું વદન સુધાકર, દેખીને શોભાય[5]; ૧૪૫
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય[6].

૧૪૧-૧૪૨. જેવી રીતે વિશાળ સાગરમાંથી પક્ષી જળ-પાણીની એક ચાંચ ભરે પણ તે કંઇ હીસાબમાં નથી તેમ દમયન્તીનું મારી શક્તિ પ્રમાણે વર્ણન કરૂં છું તે પણ કિંચિત્ માત્ર છે. સરખાવો 'વર્ણન કરૂં છું તાહારૂં, ગુણ તુજ અપરમપાર; સમુદ્રમાંથી પક્ષી હરે, એક ચંચનો હાર.' સા. વિ. વા. વલ્લભભટે શ્રીમદ્ભાગવતમાં સ્કન્ધ ૧ લો, અ ૧ લામાં એવી-જ બે લીટી મૂકી છે:-'પણ બુદ્ધિમાને પ્રભૂજીનું, કરૂં છઉં વર્ણન; 'જેમ સાગરમાંથી ચંચ જળની, ભરે પક્ષીજન.'

૧૪૩. સોહાગ, ( સં. सौभाग्य ), શોભીતો.

૧૪૪. અભિમાન મૂકી, ( સં. अभि+मन्=ઇચ્છવું ), ગર્વ તજી દઇ-છોડી દઇ. લજ્જા આણી, લાજ પામી, શરમાઇ જઇને. પાતાળ, ( સં. पाताळ ), પૃથ્વીની નીચેનો પ્રદેશ. એનો અધિષ્ઠાતા અનન્ત-શેષ છે. એમાં નાગ રહે છે. પાતાળ સાત છે:-અતલ, વિતલ, સુતલ, મહાતલ, રસાતલ, તલાતલ ને પાતાલ.

૧૪૩-૧૪૪. દમયન્તીનો ઘણો શોભીતો ચોટલો જોઇને નાગ તેના આગળ હલકો પડવાથી ગર્વ છોડીને શરમનો માર્યો પાતાળમાં જતો રહ્યો.

૧૪૫. ભીમકસુતા, ભીમક રાજાની પુત્રી; દમયન્તી. વદન, મુખ; મ્હો. સુધાકર, ( સં. सुधा=અમૃત+आकर=ખાણ ), અમૃતની ખાણ અથવા તેનો જથો; ચંદ્ર.

૧૪૬. ક્ષીણ પામી, ( સં. क्षि, क्षय्=ઘસાઇ જવું ), નિસ્તેજ થતો જઇ; કળાહીન થઇ. આભ, ( સં. अभ्र ), વાદળાં.

૧૪૫-૪૬. ભીમકસુતાનું જે વદન સુધાકર-મુખચંદ્ર તેની શોભા જોઇને ચંદ્રમા ઇ. પ્રત ૪ માં 'દેખી નવ સોહાય' એવો પાઠ છે, તેનો અર્થ નીચે પ્રમાણે:-દમયન્તીના મુખરૂપ ચંદ્રને જોઇને આકાશના ચંદ્રનો સોહાય નહીં એટલે ઠીક ન પડે-ગમે નહીં. દમયન્તીના મુખ ચંદ્રની

૫. 'દેખી નવ સોહાય.' ( પ્ર. ૪ ); 'દેખીને સોહાય.' ( પ્ર. ૪ ખ, ગ, ઘ, ચ. )
૬. 'જોઈ જોઇને ચંદ્ર ક્ષીણ પામે, તે અભ્રમાં સંતાય.' ( પ્ર. ૪ )

સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ ઘડયું, દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો[૭];
બ્રહ્માયેં એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો. ૧૫૦
નળ કહે નારદને, એ વખાણભાવ ન પહોતો;
દમયંતિ હમણાં અવતરી; ચંદ્ર[૮] પહેલો નહોતો ?
નારદ કહે બ્રહ્માજીએ, સઉ પહેલી ઘડીને રાખી;
પણ પૃથિવમાં અવતારિ નહિ, ભરથાર એવા પાખી.

---

પોતાથી અધિક શોભા જોઇ ગ્લાનિ થવાથી ક્ષીણ પામીને આભમાં સંતાય છે એટલે પોતાનું મ્હોડું છુપાવે છે.

૧૪૭. **સૃષ્ટિ કરતાં**, ( સં. સૃજ્=સરજવું ), સૃષ્ટિ-દુનિયા ઉત્પન્ન કરતી વેળાએ. **તેજ**, પૃથ્વી, અપ ( પાણી ), તેજ, વાયુ ને આકાશ એ પંચ મહાભૂત ( Quintessence ) માંનો એક; પ્રકાશ; શોભા. **પાત્ર**, વાસણ.

૧૪૮. **પ્રજાપતિ**. જુઓ લી. ૧૦૩. **ઘડયું**, ( સં. ઘટ્=ઘડવું ), બનાવ્યું; પેદા કર્યું.

૧૪૯. **શેષ**, ( શિષ્=રહેવા દેવું ), બાકી રહેલું; વધારો. **વાધ્યું**, વધ્યું; રહ્યું. **ખેરો**, ભૂકો; કરચ; રજ. સરખાવો લી. ૪૩૨-૪૩૪.

૧૫૦. **વખાણભાવ**, વખાણમાં ગુપ્ત રહેલો અર્થ; મતલબ.

૧૫૧-૧૫૨. નળ નારદને કહે છે કે એ વખાણ ભાવ (ઉપલી બે લીટીમાં કીધેલા દમયંતીની ઉત્પત્તિના વર્ણનનો અર્થ ) પહોતો નહીં-હું સમજ્યો નહીં; દમયન્તી હમણા અવતરી-પેદાથઇ; તો શું ચંદ્ર ત્યાર પહેલાં નહોતો ? ચંદ્ર પહેલાંથીજ હતો તેથી નળને આવો સવાલ ઉઠે છે.

૧૫૨. **અવતરી**, ( સં. અવ = નીચે+તૃ =ઓળંગવું, તરવું ), જન્મી; પેદા થઇ.

૧૫૪. **અવતારિ નહિ**, દમયન્તીને જન્મ આપ્યો નહીં; પૃથ્વીપર મોકલી નહીં. **ભરથાર**, ( સં. ભર્તૃ, ભૃ=ભરવું ) ભરણ પોષણ કરનાર; પતિ; વર. **પાખી**, વિના; વગર. **પણ...પાખી**, એના લાયક પૃથ્વીમાં કોઇ વર ન હોવાથી અત્યાર સુધી એને જન્મ આપ્યો નહીં.

---

૭. ' કાંઇ એક શેષજ વાધીયું, ઘડતાં તે ગેરો પડીયો;'
' વિરંચાયે એકઠું ... ... ... ... ' ( પ્ર. ૪ )

૮. ' શું ચંદ્ર ( પ્ર. ૪ )

વિરંચિયે વૈદર્ભ નાંખી, ઉદય હવડે પામી; ૧૫૫
તે જો અહિંયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી.
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો[૯];
ચંદ્ર પહેલી ચતુરાં, સંદેહ મનનો ટળિયો.
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર[૧૦];
નેત્ર ભ્રૂકુટિ દેખીને, જળ કમળ કીધાં ઘર. ૧૬૦
નાસિકા વેસર દેખીને, કળાધર ને કીર[૧];

૧૫૫. વિરંચિ, બ્રહ્મા. જુઓ લી. ૧૦૪. વૈદર્ભ નાંખી, વિદર્ભદેશમાં અવતાર આપ્યો. ઉદય પામી, (સં. उत्=ઉંચે+इ, अय्=જવું), બહાર પડી, પેદા થઇ.

૧૫૬. સ્વામી, પતિ; ભરતાર. તે જો...સ્વામી, જો તેને અહીંઆં પેદા કીધી તો એના લાયક કોઇ ભરતાર તેને માટે બ્રહ્માજીએ નિર્મ્યો હશે-પેદા કીધોજ હશે.

૧૫૭. આગળ વિસ્તારો, અગાડી વર્ણન ચલાવો; બાકીની શોભાનું વર્ણન સંભળાવો. જુઓ લી. ૧૩૩. ભેદ, (સં. भिद्=ભાંગવું), ભાવ; ગુપ્ત અર્થ. એ...સાંભળિયો, મારી શંકાનું નિવારણ થયું.

૧૫૮. ચતુરાં, ચતુર, હોશીયાર સ્રી; સ્રી. ટળિયો, દૂર થયો.

૧૫૯. મીન, માછલું. મધુકર, (સં. મધુ=મધ+कर=કરનાર, कृ=કરવું), ભમરો.

૧૬૦. ભ્રૂકુટિ, ભવાં; ભમ્મર.

મીન...ઘર, દમયન્તીની આંખ ઘણી ચંચળ છે તે જાણીને લજ્જાથી માંછલાંએ પાણીમાં વાસ કીધો-રહેવા માંડયું, અને તેની ભમ્મર ઘણીજ કાળી જોઇ ભમરાએ શરમાઇને કમળમાં વાસ કીધો. મીનનો વાસ પાણીમાં અને ભમરાનો વાસ કમળમાં છે તે દમયન્તીના રૂપની ઇર્ષાથી કીધો એવું કવિ કલ્પે છે.

૧૬૧. નાસિકા, નાક. વેસર, નાકની વાળી; વીટલી. કળાધર, પોતાનાં પીછાં ઉભાં કરી તથા પ્રસારીને કળા કરે છે તે પરથી પડેલું મોરનું નામ; મોર. કીર, પોપટ.

---

૯. 'નળ કેહે આઘ વિસ્તારે, ભેદ મેં સાંભળિયો.' (પ્ર. ૪)

૧૦. 'કેહે નારદ સાંભળિયે રાજા, ખંજન મીન મધુકર;
નેત્ર ભ્રૂકુટી જોઇ વન, જળ કમળ કીધાં ઘર.' (પ્ર. ૪)

૧. 'નાસિકાને વેણુ દેખીને, નાઠા કલાકર ને કીર; તેણે અરણ્ય સેવીયું',

તેણે અરણ્ય પર્વત સેવિયાં, ધારી શકયા નહિ ધીર.
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળિ, કોકિલા થઈ કાળી[2].
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ; ૧૬૫
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મહોને[3];

---

૧૬૨. ધીર, ધૈર્ય, ધીરજ.

૧૬૧-૬૨. પોતાની કળાના આકાર કરતાં સુંદર અને ગોળ એવી દમયન્તીની વીટલી જોઇ મોર, અને દમયન્તીનું સુંદર અણીઆળું નાક જોઇને પોપટ, શરમાઇને ધીરજ ન રાખી શકયા, તેથી તેઓ જંગલમાં (પોપટ) ને પહાડપર (મોર) જઇ રહ્યા. જુઓ લી. ૫૮૦.

૧૬૩. અધર, નીચલો હોઠ; હોઠ. વેધ્યું; વીંધ્યું, છિદ્રવાળું કીધું. **પ્રવાળી**, (સં. प्रवाल), પરવાળું, એક જાતનાં દરિયાઇ જીવડાંએ બનાવેલું ચાકનું લાલ રંગનું ઘર. પરવાળાના રંગની હોઠને ઉપમા અપાય છે.

૧૬૪. **કામની**, (સં. कामिनी, कम्=ચ્હાવું), પ્રેમ-હેત રાખનારી સ્ત્રી; સ્ત્રી. કંઠ, સાદ; અવાજ; સ્વર. **કોકિલા...કાળી**, દમયન્તીનો મધુર સ્વર સાંભળીને કોયલ અદેખાઇથી બળીને કાળી થઇ ગઇ. કોયલનો ટૌકો મધુર ગણાય છે. સ્ત્રીના કંઠને એના સ્વર સાથે સરખાવવામાં આવે છે. સરખાવો 'કંઠ કોકિલા કપોત, જ્યોત પોતની રે લોલ.' વલ્લભ. સ. ગ. 'તારો કંઠ સુણી કોકિલા થઇ દીન.' દયારામ-રાધિકાનું વખાણ.

૧૬૫. **રસના વાણી**, રસના જીભની વાણી; શબ્દોચ્ચાર.

૧૬૬. **કુંવારી**, (સં. कुमारी), પરણ્યા વગરની. **સંસાર...ત્યાગ**, દુનિયા તજી દીધી; દુનિયાદારીથી દૂર રહી.

૧૬૭. **દાડમ**, (સં. दाडिम), એક જાતનું ફળ. એના દાણા-બીજ સાથે દાંતને સરખાવવામાં આવે છે. **દંત...ફાટયું**, દમયન્તીના દાંતની ગોઠવણ જોઇને તે ન ખમાયાથી દાડમ ફાટયું. જુઓ. ક. ૨૭ 'શોભીત દાડમ, બીજ રદ જયમ, ચિબુક મધુકર બાળરે.' કપોત, જેની ડોકે રંગની છાંટ

---

નવ્ય રાખીયું ધીર.' (પ્ર. ૨) 'નાસિકાવેસરને દેખી, નાહાઠા કળાકર ને કીર; તેણે વન ને પર્વત સેવ્યાં, નવ રખાયાં ધીર.' (પ્ર. ૪)

૨. 'કામનીના સ્વરથકી, કોકિલા બળી થઈ કાળી' (પ્ર. ૨)

૩. 'દંત દેખી દાડેમ ફાટયું, ગ્રીવાથી કપોત સંતાડે મોહોને.' (પ્ર. ૪)

તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને.
દમયંતીના કુચ દેખી[4], હાર્યું કુંજરકૂળ;
તે હીંડંતાં ચાલંતા હાથી, માથે ઘાલે ધૂળ. ૧૭૦
હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર.

વલણ.

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા[5];
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંઝા.

---

હોય છે તે ખબુતર. એની ડોક સાથે સ્ત્રીની ડોકને સરખાવવામાં આવે છે. સરખાવો 'તારી ગ્રીવાએ કપોત કંબુ રેખા રાજે રે.' દયારામ-રાધિકાનું વખાણ. 'ગ્રીવા પોત કપોત શી, ઉજ્વળ ઓપિત વાન.' સા. નં. બ. સંતાડે મહોંને, લોકની નજરથી દૂરનો દૂર એકાંતમાં જઇ રહે છે.

૧૬૮. નાદ કરતો, સાદ કરતો; બૂમ મારતો. કપોત...કોને, દમયન્તીની ડોક-ગરદન ઘણી મરાઉ જોઇને કપોત પક્ષી શરમનો માર્યો અવાજ કરતો વનમાં ફરે છે ને કહે છે કે મારું દુઃખ કોના આગળ કહું.

૧૬૯. કુચ, સ્તન. હાર્યું, હાર પામ્યું; હલકું પડ્યું. કુંજરકૂળ, હાથીનો વર્ગ; હાથી.

૧૬૯-૭૦. દમયન્તીના સ્તનની કઠણાશ આગળ હાથીના કુંભસ્થળની કઠણાશ પણ હલકી પડી તેથી હાલતાં ચાલતાં હાથી પોતાના માથાપર ધૂળ ઉરાડે છે. સરખાવો ક. ૨૭ 'ગુચ્છ કુસુમ ઉદે, કુચરૂદે, કુંજરકુંભસ્થળ માન રે.'

૧૭૧. હસ્તકમળ, હાથરૂપી કમળ; હાથ તેજ કમળ (ક. સ.). હસ્ત...ઘર, દમયન્તીના કમળ જેવા હાથ-હથેલીની શોભા ખરા કમળની શોભા કરતાં વધારે હોવાથી કમળને શરમ લાગી ને તેથી તેણે પાણીમાં રહેવા માંડ્યું.

૧૭૨. ઉદર, પેટ. સરોવર, (સં. सरस्=તળાવ+वर=મુખ્ય), મોટું

---

૪. 'દમયંતીના કૂચમંડળ દેખી.' (પ્ર. ૪)
૫. 'સરોવર સૂકાય ને કદલી લાજી વન માંહેરે;
દમયંતીની જંઘા દેખી, તે કાહાવે કાગવંઝારે.' (પ્ર. ૪)

## કડવું ૫ મું. રાગ સામેરી.

દમયંતી છે દોષ રહીતા, તેના ગુણની ગાઉં ગીતા; ૧૭૫
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારૂણીની તોલે[*];
દમયંતી દોષ રહીતા, તેના ગુણની ગાઉં ગીતા. ટેક.
જોઇ ભિમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઇ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી.દમયંતી.

વિશાળ તળાવ. સરખાવો કવિવર, તરુવર, મુનિવર. ઉદર...સરોવર, દમયન્તીનું તરતું પેટ જોઇ સરોવર પણ લજ્જાથી સુકાઇ ગયું.

૧૭૩. રંજયા, ( સં. रञ्ज्=ખુશી કરવું ), ખુશી થયા; આનંદ પામ્યા.

૧૭૪. જંઘા, જાંગ. વંઝા ( સં. वन्ध्या ), વાંઝણી; છોકરાં ન થતાં હોય તેવી સ્ત્રી. કાકવંઝા, ( સં. काकवन्ध्या ), કાગડાની પેઠે બીજીવાર વિઆય નહીં તે. કેળ એકજવાર ફળે છે. સરખાવો 'કેળ ફળે એકવાર ને વાઘણ જણે પણ એકજ વાર.' દમયંતી...વંઝા, દમયન્તીની જાંગ કેળના કરતાં વધારે ગોળાકાર અને સુંદર હોવાથી કેળને ઈર્ષા લાગી ને તેથીજ તે કાકવંઝા રહી.

૧૭૫. દોષ રહીતા, દોષ રહિત; ખોડખાંપણ વિનાની. રહિત, ( સં. रह्=છોડીદેવું ), વિનાનું. ગીતા ( સં. गै=ગાવું ), કવિતારૂપે વખાણ.

૧૭૬. વાયક, ( સં. वाक्य, वच्=બોલવું ), વાણી; શબ્દ; વચન. નહિ...તોલે, તે તારૂણી, જુવાન સ્ત્રીની બરોબરી કરી શકે તેવું કંઇ નથી; એવી કોઇપણ વસ્તુ નથી કે જેની સાથે દમયન્તીને સરખાવી શકાય.

૧૭૮. કટી, કેડ, કમ્મર. સિંહના જેવી સાંકડી કેડ શરીરની શોભા ગણાય છે. ઘટી, ઓછી થઇ. જોઇ...ઘટી, દમયન્તીની કેડ ઘણી પાતળી છે એવું જોઇને સિંહનું પોતાની પાતળી કેડ વિશેનું અભિમાન ઓછું થયું, અને તેથી તેની સંખ્યાનો ઘટારો થયો.

૧૭૯. ચટપટી, અકળામણ; સંતાપ; ચિંતા. ચાલ્ય, ચાલ; ચાલવાની રીત-ઢબ. સ્ત્રીની ચાલને હંસની ચાલ સાથે સરખાવવામાં આવે છે. ગોરી, ( સં. गौरी ), કુંવારી છોકરી. મટી, હલકી પડી. હંસને...મટી, દમયન્તીની ચાલ હંસની ચાલ કરતાં સારી હોવાથી હંસના મનમાં ઘણો સંતાપ થવા લાગ્યો.

* 'નારદજી વાએક બોલે, નહીં કો તારૂણીને તોલે.' ( પ્ર. ૪ )

રામા અંગની રોમાવળી, વનસ્પતિ દવે મરે છે બળી; ૧૮૦
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી.
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો. દમયંતી.
વરણથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજીયો;

---

૧૮૦. રામા, ( સં. रम्=રમવું ), સુંદર સ્ત્રી. રામાઅંગની, રામાના-સ્ત્રીના-દમયન્તીના અંગની-શરીરની. રોમાવળી, ( સં. રોમ=ચામડી પરની રુવાંટી+आवलि=હાર ), રુવાંટીની હાર. દવ, વનમાં લાકડે લાકડાં ઘસાવાથી એની મેળે જે આગ લાગે છે તે, અગ્નિ; દાવાનળ.

૧૮૧. રહ્યાં જળહળી, પ્રકાશી રહ્યાં; ઝળકી રહ્યાં.

૧૮૨. પગપાની, પગની પાની. પાની, ( સં. पार्ष्णि ), એડી. સ્ત્રીની પાનીના રંગને અળતાના રંગ સાથે સરખાવવામાં આવે છે. અળતો, ( સં. अलक्त ) લાખનો રંગ, પોથીનો રંગ. અબળા, ( સં. अबला, अ=અલ્પ+बला, बल=જોર ) અલ્પ બળવાળી; સ્ત્રી. પાગે, પગે. લળતો, નમતો.

૧૮૩. નેપુર, ( સં. नूपुर ), સ્ત્રીઓના પગનું ઘરેણું; ઝાંઝર. નાદ, શબ્દ; અવાજ; ઝણકાર. ગાંધર્વ, ગંધર્વ; દેવના ગવૈયા; સ્વર્ગના ગાનારા; એ અડધા મનુષ્ય ને અડધા દેવ છે. કશ્યપની તેર સ્ત્રીમાંની અરિષ્ટાથી ગંધર્વ ઉત્પન્ન થયા છે. સાથ, ટોળું; સમુદાય. નેપુર...બળતો, ગંધર્વનું ગાયન ઉત્તમ ગણાય છે; તેમનાં ગાયન કરતાં સારો સુર દમયન્તીના નૂપુરમાંથી નીકળતો સાંભળી સઘળા ગંધર્વના મનમાં બળાપો થવા લાગ્યો.

૧૮૪. વરણ, ( સં. वर्ण ), રંગ. ચંપક, ચંપાનું ફૂલ; ચંપો; આ જગાએ સોનચંપો અથવા પીળો ચંપો. છેક ગોરી ચામડી ખૂબસુરતીનું લક્ષણ ગણાતી નથી. ચંપકવર્ણી દેહ વખણાય છે. સરખાવો કી. ૧૭૭. ભજવું, દીપવું; શોભવું. વરણથી...તજિયો, વર્ણમાં-રંગમાં ચંપો દમયન્તીથી ચઢ્યો નહીં તેથી ભમરાએ તેની પાસે જવાનું બંધ કીધું. સરખાવો 'ચંપા તુજમે તીન ગુન, રૂપ રંગ ઔર બાસ; પણ એક અવગુણ તુજમે ભયો, કે ભ્રમર ન આવે પાસ.'

**એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઇ નથી નીપજિયું.[7] દમયંતી.૧૮૫**
**હવે સણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;**
**ઉઠે સુગંધના કલ્લોળ, અંગે અરગજાના રોળ.[8] દમયંતી.**
**શીશફૂલ રત્નરાખડી, શોભે ભમરમાં ચુની જડી;**

---

૧૮૫. **સજિયું,** ( સં. સૃજ્=પેદા કરવું ), ઉત્પન્ન કીધું. **બીજું... નીપજિયું.** દમયન્તીના જેવું બીજું કોઇ પેદા થયું નથી.

૧૮૬. **સણગાર,** ( સં. શૃંગાર ) સારાં વસ્ત્ર ઘરેણાં; વસ્ત્રાભૂષણ; તે પરથી, એકાદી વસ્તુને ( શરીરને ) શોભાવનાર તેને અડકેલો જે સાજ–સામાન તે. **હવે...સોળ,** હવે તેના સોળે સણગારનું વર્ણન કરું છું.

૧૮૬–૯૫માં સોળ સણગારનાં નામ આપ્યાં છે તે નીચે મુજબ:– ૧. મંજન; ૨. ચીર; ૩. હાર; ૪. તંબોળ; ૫. અરગજાનો રોળ; ૬. શીશફૂલ; ૭. રાખડી; ૮. ચુની; ૯. ગોફણો; ૧૦. કટી મેખળા; ૧૧. ગળુબંધ; ૧૨. મુક્તાહાર; ૧૩. કંકણ ને ચુડી; ૧૪. નેપુર; ૧૫. અણવટ ને વીછુવા; ૧૬. ઝાંઝરી. સોળ સણગાર કયા કયા તે વિશે કવિઓમાં મતભેદ છે. જુઓ નર્મકવિતા આ. ૩ જી પાનું ૫૧૩, તથા દયારામકૃત કાવ્યસંગ્રહ પાનું ૫૬૨.

૧૮૬. **મંજન,** ચોળી ઘસી સ્વચ્છ કરવું તે. **ચીર,** સ્ત્રીને પહેરવાનું સારું રેશમી લુગડું. **હાર,** ફૂલનો હાર. **તંબોળ,** ( સં. તાંબૂલ) ખાવાનાં પાન.

૧૮૭. **કલ્લોળ,** ( સં. कल्लोल ), મોજાં; લ્હેર; તે ઉપરથી, સુગંધના કલ્લોલ ઉઠે એટલે સુગંધી બ્હેક બ્હેક થઇ રહે છે. **અરગજો,** ઘણી જાતની સુગંધી મેળવીને તૈયાર કરેલો જે પીળો ભૂકો તે. **રોળ,** વ્યાપી રહેવું તે.

૧૮૮. **શીશફૂલ,** માથે પહેરવાનું એક ઘરેણું. **રત્નરાખડી,** રત્નજડિત રાખડી. **રાખડી,** ( સં. रक्षा, रक्ष्=रक्षण કરવું ), વિઘ્ન, સંકટ ન નડે ને આવરદા સુખ વધે એવા હેતુથી હાથને કાંડે જે દોરાવડે ગુંથેલું ઘરેણું સ્ત્રીઓ પહેરે છે તે. **ભમરમાં,** બે ભમરની વચ્ચે; નિલવટપર. **ચુની,** માણુક, નીલમ, પોખરાજ, સફેદ હીરા વગેરેની કરચ. **શોભે...જડી,** નિલવટપર ચોઢેલી ચુની શોભે છે.

---

૭. ' સ્વરૂપ બ્રહ્માએ સરજીયું, એહેવું કોઈ નથી નીપજીયું. (પ્ર. ૪)

૮. ' ચંદન અરગજાના રોળ, ઉડે સુગંધીના કલ્લોળ. ' ( પ્ર. ૪ )

ગોફણો રહ્યો અંગશું અડી, કટિમેખળાશું પડે વઢી. દમયંતી.
ગળુબંધ કંઠે નવરંગ, મુગતાહાર છે બે સંગ; ૧૯૦
શકે ગિરી કરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ*. દમયંતી.
વાયે ઓઢણી રહિ છે ઉડી, ખળકે કંકણ ને કર ચુડી[૯];
રૂપે રતિ તો સંભ્રમે બુડી, એવી કોઇ મળે નહિ રૂડી. દમયંતી.

---

૧૮૯. ગોફણો, સ્ત્રીઓને અંબોડે લટકતું રાખવાનું સોના રૂપાનું ઘુઘરીવાળું ઘરેણું. અંગશું અડી, શરીરની સાથે અડકીને. કટિમેખળા, કટિની મેખળા; કેડે પહેરવાનો કંદોરો. ગોફણો...વઢી, ગોફણો કેડના કંદોરાની સાથે લડી પડતો હોય એમ દેખાય છે, મતલબ કે ચોટલો લાંબો હોવાથી તે કેડ સુધી પહોંચે છે, ને તેની સાથે અથડાય છે.

૧૯૦. ગળુબંધ, ગળાનું ઘરેણું; ગળચવો. નવરંગ, ઘણા રંગવાળો; અનેક રંગના રત્નોથી જડેલો. મુગતાહાર, ( સં. मुक्ताहार ), મોતીનો હાર. ગળુબંધ...સંગ, કંઠે નવરંગ ગળુબંધ છે ને તેની સાથે બે મુક્તાહાર છે.

૧૯૧. ગિરી, ( સં. गिरि ) પર્વત. શકે..ગંગ, દમયન્તીના બે મોતીના હાર જાણે તેનાં સ્તનરૂપી પર્વતને ફાડી ગંગા નદી વહેતી હોય તેવા દેખાય છે.

૧૯૨. વાયે, પવનથી. ઓઢણી, છોકરીઓને શરીર અને માથે ઓઢવાનું જે લુગડું તે. ખળકે, અવાજ કરે છે; અનુકરણવાચક શબ્દ છે. જુઓ અગાડી રણકો, ઝણકો, ઠણકો, ઝાંઝરી. કંકણ, સોનારૂપાનું કાંડા ઉપર પહેરવાનું જે કાંગરાવાળું ઘરેણું તે. કર, હાથ-હાથે. ચુડી, સ્ત્રીઓને હાથે પહેરવાનું સોનાની ચીપથી મઢેલું અથવા સાદું, લાકડાં, કચકડાં, દાંતનું ગોળાકાર ઘરેણું.

૧૯૩. રતિ, કામદેવની સ્ત્રી. એ ઘણી સ્વરૂપવાન હતી. જુઓ 'કામ' ટી. ૫૮. સંભ્રમ ( સં. संभ्रम्=ગભરાવું ), ભ્રમણા; બહાવરાપણું. રૂપે...બુડી, તેનું રૂપ જોઇને રતિ પણ પોતાના રૂપની ગહતા ઘટશે એવી ધાસ્તીથી બાવરી બની ગઇ.

---

* 'શકે ગિરિ શૃંગ કરી ભંગ, તે જાણે મધ્યે વહે છે ગંગ.' ( પ્ર. ૪ )
૯. 'ખળકે કર કંકણ ચૂડી.' ( પ્ર. ૪ )

વાજે નેપુરકેરો ઝણુકો, અંગુઠે અણુવટનો ઠણુકો;
અંગુળિયેવીછવાનોરણુકો,બોલે મધુર ઝાંઝરિનો ઝણુકો.દમયંતી.૧૯૫
જેણે દમયંતી નવ જોઇ, તેણે ઉમર એળે ખોઇ;
જાણે કાયા કનકની લોઇ, એવી જગમાં બીજી ન કોઈ[10].દમયંતી.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શાસ્ત્રામાં સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમયંતી.

---

૧૯૪. ઝણુકો, ઝણકાર; રણકો. અણુવટ, પગને અંગુઠે ઘાલવાનું ઘુઘરીવાળું રૂપાનું ઘરેણું.

૧૯૫. અંગુળિ, ( સં. अङ्गुलि), આંગળીઓ; પગની અંગુઠા શિવાયની આંગળીઓ. વીછવા, પગની આંગળીઓએ પહેરવાનું રૂપાનું ઘરેણું; છવાટીઆં. ઝાંઝરી, ઝાંઝર; સ્ત્રીઓને પગે પહેરવાનું ગુંથણનું ઝીણી ઝીણી ઘુઘરીવાળું રૂપાનું ઘરેણું.

૧૯૬. એળે, ફોકટ; મિથ્યા.

૧૯૭. જાણે, ( સં. जाने ), આમ હોયની શું એવો અર્થ સૂચવે છે. ઉત્પ્રેક્ષાવાચક શબ્દ છે. કનકની લોઇ, સોનાના રંગની લુગદી. તેના શરીરનો વર્ણ કનકના જેવો હતો પણ તે ઘણીજ સુકુમાર હતી.

૧૯૮. ભાગીરથી, ગંગા. સગર રાજાના ભગીરથ નામના એક વંશજે પોતાના પૂર્વજોનો ઓદ્ધાર કરવા સારૂ તપશ્ચર્યા કરીને ગંગાને સ્વર્ગમાંથી મૃત્યુ લોકમાં આણ્યાં. સ્વર્ગમાંથી નીચે પડતાં તેનો ઘોષ કોઇથી ઝીલાય નહીં, માટે શિવે તેને પોતાની જટામાં લઇ લીધાં. જ્યારે ભગીરથે શિવને વિનવ્યા, ત્યારે એણે એક લટ છોડી પ્રવાહ ચલાવ્યો. આ ઉપરથી એ ભાગીરથી કહેવાય છે. જેમ...સર્વથી, નદીઓમાં જેમ ગંગા શ્રેષ્ઠ ગણાય છે તેમ સર્વ સ્ત્રીઓમાં દમયંતી છે.

૧૯૯. ત્રણ લોક, સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ. જાણે...મથી, સમુદ્રનું મંથન કરી ( વલોવી ) તેમાંથી કાઢેલાં ચૌદ રત્નમાંની રંભાજ જાણે હોયની તેવી એ છે.

---

૧૦. 'જાણે કાયા કણકની લોઇ, એહવી હવી ન હોશે કોઈ.' ( પ્ર. ૪ )

ઈંદ્રાદિક પરણવા ફરે, મહેલા મનમાં નવ ધરે;[1]            ૨૦૦
અશ્વનીકુમાર આગળ પળે, તે ન આવે આંખ્યજ તળે. દમયંતી.
જ્યારથી એ પુતળું અવતરિયું, નારીમાત્રનું માન ઉતરિયું;
દમ્યું જગત સ્વરુપ ઉદ કરિયું, માટે દમયંતી નામ ધરિયું. દમયંતી.
જોગી થઇ તજ્યું હશે સર્વસ્ત, તીર્થ નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત. દમયંતી. ૨૦૫

---

૨૦૦. ઈંદ્રાદિક, ઇંદ્ર છે આદિ-પહેલો જેમાં તે (બહુ. સ.); ઇંદ્ર વગેરે દેવો. મહેલા, (સં. महिला), સ્ત્રી. મનમાં...ધરે, દરકાર કરતી નથી; ગણતી નથી; લેખવતી નથી.

૨૦૧. અશ્વનીકુમાર, (સં. आश्विनीकुमार), સુવર્ણા નામની સૂર્યની સ્ત્રીએ એનું તેજ ન ખમાયાથી અશ્વિની-ઘોડીનું રૂપ ધારણ કર્યું; સૂર્યે અશ્વરૂપ ધારણ કરી તેનાથી બે સુંદર જોડ પુત્ર ઉત્પન્ન કીધા તે અશ્વિનીકુમાર. એ બન્ને અશ્વિનીના નાકમાંથી નીકળ્યા હતા. એ દેવના વૈદ્ય છે. પળે, (સં. पलाय्, पला-परा+इ=જવું) જાય; દોડે. અશ્વની... તળે, અશ્વનીકુમાર તે સ્ત્રીની આગાડી આગાડી દોડે છે પણ તેના તરફ તે નજર સરખી પણ કરતી નથી.

૨૦૨. પુતળું, (સં. पुत्तल), અહીંઆં ખૂબસુરત સ્ત્રીના અર્થમાં આ શબ્દ વાપર્યો છે. એ લાડવાચક શબ્દ છે, સરખાવો લી. ૩૪૬ માં 'પુતળું.'

૨૦૩. દમ્યું જગત, જગતને-જગતના પ્રાણીને દુઃખ દીધું. એના અતિ સુંદર રૂપને લીધે લોકો ઇર્ષા વગેરેથી દુઃખ પામ્યા.

૨૦૪. જોગી, (સં. योगी), વિરાગી; ત્યાગી, જેણે સંસાર વિષય ઉપરથી ભાવ ઉઠાડયો હોય તે. સર્વસ્ત, પોતાનું સઘળું. તીર્થ, ધર્મ-ક્ષેત્ર; જેમાં ન્હાવાથી પાપ જાય ને પુણ્ય લાગે એવું પાણીનું સ્થાન-નદી, સરોવર; તીર્થ ૬૮ ગણાય છે. સમસ્ત, સઘળાં.

૨૦૫. હીમાળે, (સં. हिमालय, हिम=બરફ+आलय=ઠેકાણું), હિમાલય પર્વતપર. અસ્ત, (સં. अस्थी), હાડકાં. ગાળ્યાં...હસ્ત, જેણે હિમાલય પર્વતપર જઇને તપ કરવામાં પોતાનાં હાડકાં ગાળી નાખ્યાં હશે તે દમયન્તીનો હાથ ઝાલશે, એટલે તેને પરણશે.

---

૧. 'ઈંદ્રાદિક પરણવાને આફળે, પણ મહિલાનું મન ન મળે.' (પ્ર. ૪)

વખાણ સાંભળીને સબળ, રૂધિર અટવાયું પળ પળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ. દમયંતી.
નારદ કહે મારૂં કહેણુ ન લાગે, હું નવ જાઉં તારે માગે;
મને મોહનાં બાણુજ વાગે, બ્રહ્મચર્ય વ્રત મારૂં ભાગે. દમયંતી.
એવું કહી પામ્યા અંતરધાન, મોહ પામ્યો નળ રાજાન; ૨૧૦
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વન્હિ સમાન. દમયંતી.
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઇયે ન સમાવે, મંત્રી કહે શું થાશે હાવે. દમયંતી.

વલણ.

હવે શું થાશે કહે મંત્રી, વિચારે છે મન રે;
નીલાં વસ્ત્રપહેરી અશ્વે બેશી, નળરાય ચાલ્યો વન રે.[2] ૨૧૫

---

૨૦૬. સબળ, ઘણાં, પુષ્કળ. રૂધિર અટવાયું, લોહી ધમ ધમ વહેવા લાગ્યું; લોહી ઉકળવા લાગ્યું. પળ પળ, દર પળે; નિરંતર.

૨૦૭. કળ, (સં. कला), કળા, યુક્તિ.

૨૦૮. કહેણુ, કહેવું તે; સંદેશો. મારૂં...લાગે, મારા કહેવાની તેનાપર અસર ન થાય; મારી મારફત સંદેશો મોકલવાથી તારી મતલબ સરશે નહીં. તારે માગે, તારી તરફનું માગું કરવાને માટે.

૨૦૯. મોહ, રૂપ, ગુણ, કર્મમાં રહેલી જે શક્તિથી સામાનું ચિત્ત પરવશ થઇ રહે તે. મોહનાં બાણુ, જુઓ 'કામ' લી. ૫૮. બ્રહ્મચર્યવ્રત, સ્રીનો સંગ ન કરવો એવું જે પુરૂષનું વ્રત-નિયમ તે. જુઓ 'નારદ' લી. ૯૨, તથા 'બ્રહ્મચારિ' લી. ૪૫૯. ભાગે, તુટે.

૨૧૧. લાગ્યું...ધ્યાન, દમયંતીનાજ વિચાર મનમાં આવવા લાગ્યા; તેનીજ લ્હે લાગી. કામજ્વર, કામને લીધે આવેલો તાવ. વન્હિ-સમાન, અગ્નિ–દેવતાના જેવો.

૨૧૨. વગડાની ઔષધિ, જંગલમાંની વનસ્પતિ દવા; રાનની જડી બુટ્ટી.

૨૧૩. તાપ, તાવ. સમાવે, (સં. शम्=શાંત થવું), શાંત પાડે; દૂર કરી શકે.

૨૧૪. મંત્રી, (સં. मन्त्र्=મસલત કરવી), સલાહકાર; પ્રધાન; વજીર.

૨૧૫. નીલાં વસ્ત્ર, ઘેરા આસમાની રંગનાં કપડાં; ગળીના રંગનાં ગળીઆર કપડાં.

---

૨. 'નીલાંબર પેહેરી હયે બેસી, નળ રાજા ચાલ્યો વંનરે.' (પ્ર. ૪)

## કડવું ૬ ઠું. રાગ વસંત.

અનંગઅનળ તે નળને પ્રગટ્યો,વન ગયો વન્હિ સમાવ્વા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા.અનંગ.ટેક.
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર[3];
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર. અનંગ.
સુભટ સાથે કોય મળે નહિ, એકલો[4] ન પડે ગમ્ય; ૨૨૦
હયથકો હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય. અનંગ.

---

૨૧૬. અનંગ (સં. अन्=વિનાતું+अंग=શરીર ), કામદેવનું અંગ શિવે બાળી નાખ્યું હતું તેપરથી પડેલું તેનું નામ. જુઓ 'કામ' લી. ૫૮. અનળ, (સં. अनल ), અગ્નિ. અનંગઅનળ, કામનો અગ્નિ; કામાગ્નિ. નળને પ્રગટ્યો, નળમાં વ્યાપ્યો; નળરાજા કામાગ્નિથી પીડાવા લાગ્યો.

૨૧૭. હયે, ઘોડાપર. લાગ્યો...થાવા, ગભરાવા લાગ્યો; બાવરો થયો.

૨૧૮. વાઘો, વાગો; ગરદનથી તે ઘુંટણ સુધી પહેરવાનું વસ્ત્ર; પોશાક. મૃગયા, ( સં. मृग्=શોધવું ), શિકાર.

૨૧૯. અઘોર, ભયંકર; બિહામણું; ભયાનક. માનસરોવર, હિમાલયપર વૈદ્યુત શિખરની તળેટી પાસે આવેલું સરોવર. એમાંથી સરયૂ નદી નીકળેલી છે. સાર, સારું; ઉત્તમ. કવિતામાં વપરાય છે.

૨૨૦. સુભટ, જોધ્ધો; લડવૈયો. એકલો...ગમ્ય, એકલો હોવાથી કંઇ સૂઝ પડી નહીં.

૨૨૧. રમ્ય, આનંદ પમાડે તેવું; રમણીય. વન...રમ્ય, આ વનના તથા ક. ૧૪માનાં દમયન્તીના ઘરની વાડીના વર્ણન સાથે સરખાવો પ્રે. ભા. અ. ૧૫. ક. ૫૧ માંનું વૃંદાવનનું વર્ણન.

---

૩. 'નીલાં વસ્ત્ર સસ્ત્ર નીલો વાજી, ધરી મૃગયાના શૃંગાર; દૂરપંથે પોતો પ્રાક્રમ દીઠું, માનસરોવર સાર.' ( પ્ર. ૨ ); 'લીલાં વસ્ત્રને લીલો વાજી, ધરી મૃગયાનો સણગાર; દૂરપંથ પોહોતો તે પ્રાક્રમી, દીઠું માનસરોવર સાર.' (પ્ર. ૪)

૪. 'એકલાં '( પ્ર. ૪ )

વૃક્ષ વારૂ ચારોળીનાં, ચંદન ચંપા અનંક;
નાનાવિધનાં પુષ્પને ભારે, વળિ રહ્યાં છે વંક.
મોગરો મરડાઇ રહ્યો ને, મગી અરણી ને સરેઠી;
આંબલિ આવળ ને અગથિયા, ખેખરા ને અરેઠી. અનંગ. ૨૨૫
કદળી થંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવિંગ લતા ને લિંબુ લલિત વળી, વિરાજે વૃક્ષવેલડી.અનંગ.
નાળીકેરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;

૨૨૨. વારૂ, ( સં. वरम् ) સારાં; વિશેષણ. જુઓ લી. ૮૭૯. અનંક, ( સં. अन्+अङ्क ), આંક વગરના; અગણિત, અસંખ્ય.

૨૨૩. નાનાવિધનાં, અનેક પ્રકારનાં; તરેહ તરેહનાં. વંક, વાંકાં.

૨૨૪. મોગરો...રહ્યો, મોગરો ફુલના ઝુમખાના ભારથી નમી ગયો છે–નમી ગયો છે. મગી, મધી—મ્હેકી રહેલી છે. અરણી, એક જાતનું સુગંધીદાર ફુલવાળું ઝાડ. એનાં લાકડાંને એક બીજા સાથે ઘસવાથી અગ્નિ પેદા થાય છે; હુક્કાની નળ એની બને છે. એનાં ફુલ ચંપેલીનાં જેવાં ધોળાં અને સુવાસિત હોય છે. સરેઠી, એક જાતનો ખુશબોદાર ફુલવાળો છોડ.

૨૨૫. અગથિયા, ( સં. अगस्ति ), એક જાતનું ઝાડ. એનાં ફુલ શ્રાદ્ધમાં તથા ખાવાના કામમાં આવે છે. અરેઠી, અરીઠી; અરીઠાનું ઝાડ.

૨૨૬. કદળી થંભ, ( સં. कदलीस्तम्भ ), કેળનું થડ. સાકર... શેલડી, શાકરના જેવી મીઠી શેરડી.

૨૨૭. લવિંગલતા, લવેંગનું ઝાડ. સંસ્કૃત કવિઓએ 'લવંગલતા' વાપરેલું કે તે પરથી પ્રેમાનંદે લીધેલું હોય એમ લાગે છે. ખરું જોતાં લવેંગનો વેલો થતો નથી. જુઓ લી. ૫૪૫. લલિત, સુંદર. વિરાજે, ( સં. वि=વિશેષ+राज्=પ્રકાશવું ), શોભે. વેલડી, ( સં. वल्ली ), નાનો વેલો. વૃક્ષવેલડી, ઝાડના આસપાસ વીંટળાયલા વેલા.

૨૨૮. નાળીકેરી, નાળીએરી. નૌતમ, ( સં. नवतम, नव=નવું +तम=સર્વસાપેક્ષ તુલના દર્શક પ્રત્યય ), ઘણી શોભીતી; ઉત્તમ. નીચાં... નેત્ર, તેમાં નેત્ર–નેતરનાં ઝાડ લાંબાં ઉગવાથી નીચાં નમ્યાં–વળી ગયાં હતાં.

ફોફળિ ફાલસિ સુંદર દીસે, ખજુર ખારેકનાં ક્ષેત્ર. અનંગ.
પીપળા પીપળિ વડ ને ગુલર, દાડમડી ને પાલાશ;
અશ્વથિ ઉતરી નળરાજાયે, વન નિરખ્યું ચોપાસ. અનંગ. ૨૩૦
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબાસાખ;
બાબચિ બીજોરી ને ચિનિકબાલા, ઝુલે ઝુમખા દ્રાખ. અનંગ.
સુંદર કુમુદનિ સરોવર માંહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી અનળ તે ભમણો વ્યાપ્યો, સાંભરી દમયંતી. અનંગ. ૨૩૫
શીતળ વાયુ વન્હી સરખો, લાગે રાયને તન;

---

૨૨૯. ફોફળી, ( सं. पूगफली ), સોપારીનું ઝાડ. ફાલસી, ફાળસાનું ઝાડ. ખજુર ખારેક, ખજુર અને ખારેકનાં ઝાડ જૂદાં ન હોવા છતાં અહીંઆં તથા લી. ૫૪૫ માં તેનાં ઝાડ જૂદાં હોય તેવી રીતે લખ્યું છે. ક્ષેત્ર, ખેતર; વનનાં વન; પુષ્કળ ઝાડ.

૨૩૦. પીપળો, ( सं. पिप्पल ), એક જાતનું પવિત્ર મનાતું મોટું ઝાડ. એની નીચે બેસીને શ્રાદ્ધાદિક કર્મ કરવામાં આવે છે. એ વિષ્ણુ-પ્રિય કહેવાય છે ને એની લોક પ્રદક્ષિણા કરે છે. પીપળિ, એક જાતનું ઝાડ. ગુલર, ઉમરડો; એને અંજીરના જેવા ટેટા થાય છે. પાલાશ, ખાખરનું ઝાડ.

૨૩૧. નિરખ્યું, ( सं. निरीक्ष्, निः + ईक्ष्=તપાસીને જોવું ), સારી પેઠે ધારી ધારીને જોયું; નિહાળ્યું. ચોપાસ, ( सं. चतुष्पार्श्व, चतुः=ચાર+पार्श्व=બાજુ ), ચારેગમ.

૨૩૨. આંબાસાખ, ડાળ ઉપરજ ગળવા આવેલી કેરી. બાબચિ, ( सं. वाकुची ), બાવચી; એક વનસ્પતિ-વસાણું. બીજોરી, લીંબુની જાતનું એક ફળઝાડ.

૨૩૩ કુમુદનિ, ( सं. कुमुदिनी ) ચંદ્રપ્રકાશથી ખીલતાં ધોળાં કમળ-કુમુદનાં ફુલનો વેલો. પ્રહાર, ( सं. प्र + हृ=મારવું ), માર; ઝપાટો.

૨૩૪. વાયુ શીતળ-ઠંડો હોવા છતાં નળ કામપીડિત હોવાથી તેના શરીરને તે વન્હિ સરખો ગરમ લાગ્યો. સરખાવો લી. ૬૪૨.

નગ્ન વૃક્ષ છે કદળીનાં તેને, દેતો આલિંગન. અનંગ.
રંભન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
સુખથી શબ્દ કરે જેમ કોઈ, મોટો મેગળ ત્રાડે. અનંગ.
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવરણનાં છે અંગ; ૨૪૦
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનંગ. અનંગ.
નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દીસ અનુક્રમી[૫];

૨૩૭. નગ્નવૃક્ષ, પાંદડા વિનાનાં થડ. આલિંગન, ( સં. आ+लिङ्ग्=ભેટવું ), ભેટવું તે.

૨૩૮. રંભન, ચુંબન કરતાં જે ધ્વનિ-અવાજ થાય છે તે. રંભન ચુંબન, રંભન સહિત ચુંબન. સરખાવો 'કરે રંભન ચુંબન કંથ ઝુમે, નથી તૃપ્તિ કંદર્પ ધુમે.' પ્રે. ભા. અ. ૩૭ ક. ૯૪.

૨૩૯. મેગળ, ( સં. मदकल, मद=હાથીના કુંભસ્થળમાંથી ઝરતો રસ+कल्=અવાજ કરવો ), મદને લીધે અવાજ કરે છે જે તે; હાથી. ત્રાડે, બૂમ મારે; બરાડે. નળરાજાનું મન વિહ્વલ હોવાથી તેણે આ પ્રમાણે ચેષ્ટા કીધી.

૨૪૦. હંસ, લાંબી ગરદનનું અને કુમળાં હલકાં પણ ભરાઉ પીછાંવાળું સુશોભિત તળાવ-સરોવરને તીરે રહેતું પક્ષી. એ પોતાની ખૂબસુરતી ને ચાલવાની છટાથી સૌને આનંદ પમાડે છે. એ સરસ્વતિ ને બ્રહ્માનું વાહન કહેવાય છે. સ્ત્રીની ચાલને એની ચાલની ઉપમા અપાય છે. દૂધ પાણી ભળેલાં હોય તો તેમાંથી દૂધ દૂધ પી જઈ પાણી છુટું પાડવાની એનામાં શક્તિ છે એમ કહેવાય છે. સુવરણ, ( સં. सुवर्ण ), સોનું.

૨૪૨. દીસ, દિશા. નહોતું...અનુક્રમી, જો હું દિશા અનુક્રમી-ઓળંગી અહીંઆં આવ્યો તો મેં કદી નહોતું દીઠું તે દીઠું. અનુક્રમી શબ્દનો અર્થ ઓળંગી કરવો પડે છે. જો કે એ અર્થને માટે અતિક્રમી જેવો શબ્દ જોઇએ. ભાવાર્થ એવો લાગે છે કે હું આટલે દૂર નીકળી આવ્યો તો મેં આવી નવાઇ જેવી વસ્તુ જોઇ. આ અર્થને પ્ર. ૨ જીના પાઠથી પુષ્ટિ મળે છે. મેં નહોતું દીઠું તે દીઠું તેથી અનુક્રમી એટલે અનુકર્મી-અનુકૂળ દીસ-દહાડો આવ્યો એમ કેટલાક લે છે. પહેલો અર્થ પસંદ કરવા લાયક લાગે છે.

૫. 'નોહોતું દીઠું તે મેં દીઠું, આંહાં આવ્યો દેશ અનુક્રમી.' ( પ્ર ૨ ); 'નોહોતું......, જોઇ આહાવો દેશ અનુકર્મી.' ( પ્ર. ૪ )

આવિ કનકની જાત પંખીની, બ્રહ્માયે કયારે નિરમી. અનંગ.
એકે હાથ પડે એમાંથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુઃખદહાડા ખોઇ નાખું. અનંગ. ૨૪૫
શરપ્રહાર કરૂં જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન[૬]. અનંગ.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વીમાંય;
વૃક્ષતણે થડ નીદ્રા કરીને, ઉભોછે એક પાય. અનંગ.
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો[૭]; ૨૫૦
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસરૂંધન કરિયો. અનંગ.
દ્રુમ થડ પુંઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. અનંગ.

---

૨૪૪. હાથપડે, હાથમાં આવે; પકડાય; મળે. પાળું, (સં. पाल् રક્ષણ કરવું), પોષણ કરૂં.

૨૪૫. દુઃખ...નાખું, દુઃખના દહાડા ભૂલી જાઉં.

૨૪૬. શરપ્રહાર, બાણનો માર. થાય નિધન, નાશ પામે; મરી જાય.

૨૪૭. ગ્રહણ...જીવતું; તેથી એ પંખીને જીવતું પકડવું જોઇએ. વિમાસવું (સં. वि+मृप्=વિચાર કરવો), વિચારવું.

૨૪૮. એવે, એટલામાં. પૃથ્વીમાંય, પૃથ્વીપર; જમીનપર.

૨૪૯. ઝાડના થડ પાસે–થડને અઢેલીને એક પગપર ઉંઘતો ઉભેલો દીઠો.

૨૫૦. ભેદ, યુક્તિ; કપટ. પરવારયો, જુઓ 'પરવરૂં' લી. ૨૮.

૨૫૧. અંબર, કપડું; વસ્ત્ર. સંકોડી, સંકોચીને. શ્વાસરૂંધન કરિયો, શ્વાસ રૂંધ્યો; શ્વાસલેતો બંધ પડયો; શ્વાસ ઘુંટયો.

૨૫૨. દ્રુમ...પુંઠે, ઝાડના થડની પછવાડે. ભડ, એકદમ; એકાએક ઓચિંતો. સંસ્કૃત ભટ ઉપરથી લઇ કેટલાએક અહીંઆં નળભડ એટલે શૂરવીર નળ એમ લે છે પણ એ અર્થમાં બહુ ચમત્કાર લાગતો નથી. બેશી આઘો ચાલ્યો, બેઠો બેઠો આગાડી હંસની તરફ ગયો.

૨૫૩. લઘુલાઘવી, યુક્તિ; પેચવાળી તદબીર; કરાગત. સરખાવો

---

૬. 'એહેને ગ્રહણ કીધો જોઈએ જીવતો, રાય વિમાસે મંન.' (પ્ર. ૪)

૭. 'તેને દેખી નળ મન હરખ્યો, મોણે મોણે પરવર્યો.' (પ્ર. ૪)

### ઉથલો.

ઝાલ્યો પંખી જાગી ઉઠ્યો, નળને કીધા ચંચના પ્રહાર રે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકાર રે. ૨૫૫

### કડવું ૭ મું. રાગ મારૂ.

હંસે માંડ્યો રે વિલાપ, પાપી માણુસાં રે; શું પ્રગટ્યું માહારૂં પાપ. પા૦
એ કાળા માથાના ધણી, પા૦ જેને નિર્દયતા હોયે ઘણી. પા૦
એતો જીવને મારે તતખેવ, પા૦ હવે હું મુઓ અશ્વમેવ. પા૦
ટુંપી નાંખશે માહારી પંખાય, પા૦ મુને શેકશે અગ્નિસહાંય. પા૦
કોણ મુકાવે કરી પક્ષ, પા૦ માહારે મરવું ને એહેને ભક્ષ. પા૦ ૨૬૦

---

'લઘુલાઘવતા કરી રાગ, ચાંપ્યો પદનો અંગુઠો વાગ.' ગિ. રા. અ. ૩૮; 'નારાયણ લઘુલાઘવી કરે, ચોહો પાગ વચ્ચે પેસી નીસરે.' પ્રે. ભા. અ. ૩૭ ક. ૧૦૫.

૨૫૫. પોતાની...કરી, હંસની ભાષામાં. પોકાર, મોટો સાદ; શોક.

૨૫૬. વિલાપ, (સં. वि+लप्=શોક કરવો, लप् બોલવું) બોલીને રડવું તે, શોક કરવો તે. માણુસાં, માણુસ, માણુસના અનેકવચન તરીકે માણસાં કેટલાક ભાગમાં વપરાય છે. સરખાવો ઘરાં, ફુલાં, બોરાં ઇ. શું...પાપ, શું મારાં કોઇ પૂર્વ જન્મનાં પાપને લીધે આ દશામાં હું આવ્યો?

૨૫૭. કાળા...ધણી, માથે કાળા વાળવાળો માનવી-મનુષ્ય પ્રાણી. સાધારણ રીતે મનુષ્ય જાતની શક્તિ બતાવવાને મગરૂબીના શબ્દ તરિકે વપરાય છે. સરખાવો, 'કાળા માથાનો માનવી શું ન કરે.' નિર્દયતા, દયા વગરના હોવાપણું, ક્રૂરતા.

૨૫૮. જીવ, પ્રાણી. તતખેવ, તરત; તેજ વખત. કવિતામાં વપરાય છે. અશ્વમેવ (સં. अवश्यमेव), જરૂર; નક્કી; ખસુસ.

૨૫૯. પંખાય, (સં. पक्ष); પાંખ.

૨૬૦. પક્ષ, બાજુ; તરફેણ; ઉપરાણું. માહારે...ભક્ષ, આથી મારો તો પ્રાણ જશે ને એને ભક્ષ-ખાવાનું મળશે. સરખાવો 'ઉંદરનો જાન જાય ને બિલાડીને હસવું થાય.

આ મજ સરખું રતન, પા૦ તે ઓળે થાશે નીધંન. પા૦
ટળવળી મરશે માહારી નાર, પા૦ તે જીવંશે કેહેને આધાર. પા૦
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પા૦ ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ. પા૦
નાથ[8] ઉપર ભમે સ્રીવૃંદ, પા૦ ઘણું કરવા લાગાં આક્રંદ. પા૦
હંસીએ દીધો શાપ, પા૦ તારી સ્ત્રી એમ કરજો વિલાપ. પા૦૨૬૫
હંસ નારીને કહે વચન, હંસી સાંભળોરે;
તમે જાઓ સર્વ ભુવન, આંહાંથી પાછાં વળોરે[9].
જે કાંઇ લખ્યું હશે બ્રહ્માય, હં૦ તે અક્ષર નવ ધોવાય. આં૦[10]

૨૬૧. મજ સરખું, મારા સરખું; મારા જેવું. રતન, ( સં. रत्न ), સુશોભિત રત્ન જેવું પ્રાણી; ઘણું સુંદર પ્રાણી.

૨૬૨. ટળવળી મરશે, ટટળી મરશે; આશા રાખી રાખીને રીબાઇ મરશે. કેહેને આધાર, કોને આધારે; કોને આશરે.

૨૬૩. ગ્રહ્યો ( સં. ग्रह्–પકડવું ), ગ્રહેલો; પકડેલો, પકડાયલો. નાથ, પતિ; ધણી. ધાયો, ( સં. धाव्=દોડવું ), ધસીને બહારે આવ્યો; દોડી આવ્યો. સહસ્ર, હજાર. સાથ, સમૂહ; ટોળું.

૨૬૪. સ્રીવૃંદ, હંસની સ્ત્રીઓનું ટોળું. નાથ...વૃંદ, હંસ જે જગ્યાએ હતો તેના ઉપર આકાશમાં તેની હજાર સ્ત્રીઓનું ટોળું ટમટગી રહ્યું. આક્રંદ, ( સં. आक्रन्दन, आ+क्रन्द्–દુઃખથી રડવું ), રડારડ; કલ્પાન્ત.

૨૬૫. હંસી, હંસની માદા; હંસણી. શાપ, ( સં. शप्-શાપ દેવો ), જેને જેનાથી દુઃખ થયું હોય તેણે તેનું જે માઠું ઇચ્છવું તે.

૨૬૭. ભુવંન, ( સં. भवन ), ઘર; મુકામ.

૨૬૮. બ્રહ્માએ-વિધાતાએ ભવિષ્યની સ્થિતિ માટે જે અક્ષર-લેખ લખ્યા હશે તે કદી ધોવાઇ-ભૂસાઇ-મિથ્યા થઇ-શકવાના નથી. જે કર્મમાં લખ્યું હશે તે બન્યા વગર રહેનાર નથી. સરખાવો ' છઠ્ઠીના લેખ મટતા નથી. ' હિંદુઓ એમ માને છે કે બાળક જન્મ્યા પછી છઠ્ઠી રાતે વિધાત્રી આવી ભવિષ્યમાં શું શું થવાનું છે તે લખી જાય છે; તેને છઠ્ઠીના લેખ કહે છે. તે રાત્રે વિધાત્રીને લખવાને સારૂ કંકુ, કાગળ, ખડીઓ ને કલમ પ્રસૂતિના ઓરડામાં મૂકવામાં આવે છે.

૮. ' નળ ' ( પ્ર. ૬ )
૯. ' તમે જાઓ સ્વર્ગભુવન, અહિંથિ પાછાં વળોરે. ' ( પ્ર. ૬ )
૧૦. આ લીટી પ્ર. ૪, ૫ માં નથી.

કેમ છૂટીએ કર્મના બંધ, હં૦ આપણે એટલો હશે સંબંધ. આં૦
જો અણઘટતું કીધું અમે, હં૦ મને વારી રાખ્યો નહિ તમે. આં૦૨૭૦
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હં૦ આજ મેં નિદ્રા કીધી ભોમ. આં૦
જે થાએ થાનકભ્રષ્ટ, હં૦ તે પામે માહારી પેર કષ્ટ. આં૦
સર્વને દેઉ છૈં શીખામણ, હં૦ તમો ધરણિ મા મુકશો ચર્ણ. આં૦
એમ કેહેતો સ્ત્રીને ભરતાર, હં૦ દેખી નળે કીધો વિચાર. આં૦
પંખી સર્વ પામ્યાં છે રોષ, હં૦ તે દે છે મુજને દોષ. આં૦૨૭૫
તમો હંસ ધરો વિશ્વાસ, હં૦ હું નવ કરવાનો નાશ. આં૦

વલણ.

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહી રે;
વચન સુણી નળરાયનાં, હંસને વાચા થઇ રે.

---

૨૬૯. કેમ...બંધ, કર્મના પાશ-ફાંસામાંથી શી રીતે છુટી શકીએ.

૨૭૦. અણઘટતું, ( સં. अघटित ), અયોગ્ય; ન કરવા જેવું કામ. વારી...નહિ, તે કરતાં મને અટકાવ્યો નહીં.

૨૭૧. આપણે...વ્યોમ, આપણા જેવાં પક્ષીઓએ તો ઝાડ ઉપર અને આકાશમાંજ રહેવાનું છે. ભોમ, ( સં. भूमि ), પૃથ્વી.

૨૭૨. થાએ...ભ્રષ્ટ, પોતાના સ્થાનથી-જગ્યાથી ભ્રષ્ટ થાય-દૂર થાય; પોતાનું સ્થાન છોડી બીજી જગ્યાએ જાય. થાનકભ્રષ્ટ, ( સં. स्थानकभ्रष्ट ), થાનકથી ભ્રષ્ટ ( પ. તત્. સ. ) માહારી પેર, મારી ગાફક-પેઠે.

૨૭૨. ધરણિ, ( સં. धृ=ધારણ કરવું, ) પૃથ્વી-જમીન-(પર). મા, નહીં.

૨૭૫. રોષ, ( સં. रुष् ગુસ્સે થવું, ) ગુસ્સો; ક્રોધ. તે...દોષ, તેઓ મારો વાંક કાઢે છે; મને ઠપકો આપી શાપ દે છે.

૨૭૬. વિશ્વાસ ધરો, ( સં. वि+श्वास=ભરોસો કરવો, श्वस्=શ્વાસ લેવો ), ભરોસો રાખો, ખાતરીથી માનજો.

૨૭૮. વાચા, ઉચ્ચારવાની-બોલવાની શક્તિ; મનુષ્ય વાચા.

## કડવું ૮ મું. રાગ મારૂ.

મનુષની પેરે પંખી બોલ્યો, મુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કાંઈ કરીશ ઉપકાર[1]. ૨૮૦
મૂક મુજને સર્વથા આ, રૂવે છે સહસ્ત્ર સુંદરી;
એહેને આસનાવાસના કરીને, હું આવીશ તુજકને ફરી.
વચન સુણી વીર વિસ્મે પાસ્યો, અલ્યા હવે નહિ ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માનાં વાહંન; ૨૮૫
આકાશ અવની એક થાયે તો, જુઠું ન બોલું વચંન.

---

૨૭૯. પંખી, હંસ.

૨૮૦. પ્રાણદાન, (સં. પ્રાણ, પ્ર+અન્=શ્વાસ લેવો; દાન, દા=આપવું), પ્રાણનું દાન; જીવતદાન. ઉપકાર, (સં. उप+कृ=મદદ કરવી), કોઈનું સારૂં-કલ્યાણ કરવું તે.

૨૮૧. સર્વથા, સઘળે-કોઈપણ પ્રકારે; હું પાછો નહીં આવું એવી ધારવી રાખ્યા વિના. આ...સુંદરી, આ મારી હજાર સ્ત્રીઓ રૂદન કરે છે.

૨૮૨. આસનાવાસના કરીને, (સં. आश्वासन), ધીરજ આપીને; દાઢા પાડીને; દિલાસો દઈને.

૨૮૩. વીર, યોદ્ધો; શુરવીર; નળ રાજા. વિસ્મે પામ્યો, (સં. वि+स्मि=આશ્ચર્ય પામવું), હંસને વાચા પયલી જોઈ આશ્ચર્ય પામ્યો. અલ્યા; સરખા તથા ઉતરતા દરજ્જાવાળાને બોલાવવાની રીત. સંબોધનના અર્થમાં. હવે ચૂકું, તારૂં સુંદર રૂપ જોઈને હું આનંદ પામ્યો હતો, પણ તે ઉપરાંત તારામાં માણસની પેઠે બોલવાની શકિત છે તે જાણી હવે હું તને જવા નહીં દઉં.

૨૮૪. મરતાં...મૂકું, મારા પ્રાણ જાય ત્યાં સુધી છોડીશ નહીં.

૨૮૫. વાહંન. (સં. वाहन, वह्=લઈ જવું), જે ઉપર ચઢી-બેસી દૂર જવાય તે હાથી, ઘોડા, પાલખી, રથ વગેરે. અમો...વાહંન, જુઓ 'હંસ' ટી. ૨૪૦.

૨૮૬. આકાશ ને અવની-પૃથ્વી કોઈ દિવસ એકઠાં થાય તેવો સંભવ નથી, છતાં તેમ જો થાય તોપણ હું કદી જુઠું બોલનાર નથી.

---

૧. 'કાંઈ હું એ કરીશ ઉપકાર' (પ્ર. ૪, ૫)

નળ કહે હું વીરસેનસુત છૌં, નૈષધ માહારૂં ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય માહારૂં નામ.
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તાહારૂં બોલવું રઢીઆળું. ૨૯૦
ખટપટ ટાળો મરણની ને, રખે આણો શોક;
એમ જાણી રોહો મુજ પાસે, જાવાની આશા ફોક.
પંખી કેહેરે પુણ્યશ્લોક માહારી, માતા રોઈ રોઇ મરશે;
એકનો એક છૌં તેહેને, માતા કોહોને જોઇ ઠરશે.
એક સહસ્ર રૂએ છે નારી, ઘેર ત્રણ છે પટરાણી; ૨૯૫
માહારૂં બંધન જાણી સર્વકો, તતક્ષણ તજશે પ્રાણી.
વાહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહેનું મુખ નથી જોયું;

---

૨૮૮. દેશપતિ, દેશનો પતિ–ધણી; રાજા. ક્ષત્રી, ( सं. क्षत्रिय ), દુઃખમાંથી છોડવે તે ક્ષત્રી. મૂળ ચાર વર્ણમાંની બીજી વર્ણમાંનો પુરૂષ; લડાયક વર્ગ; રાજવંશી.

૨૮૯. હુંથી, મારાથી. વિઘ્ન, ( सं. वि+हन्=મારવું ), હરકત; અહીંઆં નાશના અર્થમાં છે.

૨૯૦. અમો રાજવંશીને, મારા જેવા રાજવંશી–ક્ષત્રીને. રઢીઆળું, સુંદર; આનંદ આપે તેવું.

૨૯૧. ખટપટ, ચિંતા; ભય. ટાળો, દૂર કરો, કાઢી નાખો. રખે...શોક, મરણની ધાસ્તીથી તમારા મનમાં શોક લાવશો નહીં-દિલગીર થશો નહીં, કારણ હું કદી પણ તમને મારનાર નથી.

૨૯૨. ફોક, ફોગટ; વ્યર્થ.

૨૯૪. ઠરશે, સંતોષ પામશે; પોતાની નજર ઠારશે.

૨૯૬. બંધન, ( सं. बन्ध्=બાંધવું ), પકડાવું તે. માહારૂં...જાણી, મને બંધાયલો–પકડાયલો સાંભળી. સર્વકો, સર્વકોઇ; સઘળી. તતક્ષણ, તરતજ; ઢીલ વગર. પ્રાણી, ( सं. प्र+अन्=શ્વાસ લેવો ), પ્રાણ; જીવ.

૨૯૭. પ્રસવ્યો, ( सं. प्र+सू=જન્મ આપવો ), પ્રસવ કીધો છે; જન્મ આપ્યો છે.

અરે નળરાજા હું રંકનું તે[2], સુતનું સુખ કાં ખોયું[3].
આપણ બન્યો મિત્ર થયા તેહનો, સૂરજ દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું જો, ન પાળું વાચા ભાખી. ૩૦૦
ગુરૂદ્રોહી, સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવી, શીશ ન નમાવું તુજને.
ત્રાહે ત્રાહે કરી નળ બોલ્યો, સુણું છું નિરધાર;

---

૨૯૮. હે નળરાજા, મારા જેવા ગરીબનું તે શા માટે પુત્રનું સુખ ખોવડાવે છે. અહીંઆં 'તે' ભારવાચક અવ્યય છે.

૨૯૯. **સાખી**, ( સં. સાક્ષી, સં–સાથે+આક્ષિ=આંખ ), આંખથી જેણે કોઇ કામ જોયું હોય તે માણસ; સાહેદી. **સૂરજ...સાખી**, કોઇપણ કામ નક્કી કરવા સંબંધી સામા માણસની ખાતરી કરવાની હોય તો અમુક દેવતાને સાક્ષી રાખું છું એટલે તે કામ થયલું તે જુએ છે–તેમની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું એવું બોલવાની રીત છે. કરાર અથવા બીજા કોઇપણ પ્રકારની કબુલત કરતી વખત સૂર્યદેવની સમક્ષ કરતા હોય તેમ તેને સાક્ષી ગણવાનો રિવાજ છે.

૩૦૦. **રૌરવ**, એ નામનું એક મોટું નરક છે. **નરક**, પાપી પ્રાણીને તેના મરણ પછી શિક્ષા પામવાને રહેવાનું ઠેકાણું. મોટાં ૨૧ ને નાનાં ૭ એમ ૨૮, અથવા ૮૪ નરક કહેવાય છે. જુઓ દયારામકૃત કાવ્યસંગ્રહ પા. ૫૭૨. **ભાખી**, ( સં. ભાષ્–બોલવું ), બોલેલી, કહેલી. **વાચા ભાખી**, બોલેલા શબ્દ; વચન.

૩૦૧. **ગુરૂદ્રોહી**, ગુરૂ પ્રત્યે કપટ બુદ્ધિથી વર્તનાર; ગુરૂ સામે કપટ કરનાર. **સ્વામીદ્રોહી**, સ્વામી–ધણી પ્રત્યે કપટ બુદ્ધિથી વર્તનાર; ધણી સામે કપટ કરનાર. **દ્રોહી**, ( સં. દ્રુહ્–ઇજા કરવી ), કપટ કરનાર. ગુરૂદ્રોહ અને સ્વામીદ્રોહને માટે ગુરૂદ્રોહી સ્વામીદ્રોહી વિશેષણ છે, છતાં અહીંઆં નામના અર્થમાં વાપરેલા જણાય છે.

૩૦૧–૨. જો મારી સ્ત્રીને મળી આવી પાછો તને નમું નહીં–તારી પાસે હાજર થાઉં નહીં તો ગુરૂદ્રોહ અને સ્વામીદ્રોહનાં પાપ મને લાગે.

૩૦૩. **ત્રાહે ત્રાહે કરી**, ( સં. त्राहि त्राहि–રક્ષણ કર રક્ષણ કર ), તોબા કરીને; ખેદ સહિત. **નિરધાર**, નિર્ધાર; નક્કી; ખરેખર.

---

૨. 'તેં' ( પ્ર. ૪, ૫ )

૩. 'અરે...હું રાંકનું તેં, સુતનું સુખડું ખોયું.' ( પ્ર. ૬ )

તું જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર;
પ્રતિજ્ઞા માટે મુકું છું, મળવાને તારી નાર; ૩૦૫
નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુંને કહાડું ન્યાતબાહાર[4]
એહેવું કહીને પંખી મુકયો, હંસ ઉડયો આકાશ;
રૂદન મા કરશો એમ કેહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યો શ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળકને ફરી. ૩૧૦
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચંન;
તેમ રાયનું હંસને દેખી, હરખ્યું અતિસે મંન.
ભૂપ કેહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;

૩૦૪. **સમ**, ( આ. કસમ ), સોગન; શપથ. **વિચાર**, વાત. તું...વિચાર, તું સોગન લેછે તે પાળશે કે નહીં તે માત્ર તને ખબર છે કે પરમેશ્વરને ખબર છે.

૩૦૫. **પ્રતિજ્ઞા**, ( સં. પ્રતિજ્ઞા=વચન આપવું, જ્ઞા=જાણવું ), સમ.

૩૦૬. **કટક**, લશ્કર, સૈન્ય; ફોજ. **નહિ...બાહાર**, તું પ્રતિજ્ઞા લઇને જાય છે, છતાં પાછો આવશે નહીં તો હું શું કરી શકનાર છું ? શું હું કંઇ તારાં સામું લશ્કર લાવી શકનાર છું કે તને તારી ન્યાતની બહાર કઢાવી શકનાર છું ? તારા બોલવાના ભરોંસાપરજ તને છોડું છું.

૩૦૮. **પ્રેમદા**, ( સં. પ્રમદા ), સુંદર સ્ત્રી; સ્ત્રી.

૩૦૯. **સમાચાર**, ખબર; સઘળી હકીકત. સાધારણ રીતે આ શબ્દ અનેકવચનમાં વપરાય છે. **શ્યામા**, જુઓ 'શામા' લી. ૧૯૮. **સમજાવી સુંદરી**, પોતાની સ્ત્રીને સમજુતી આપી શાંત પાડી.

૩૧૦. **વોળાવી**, વળાવી; વદાય કરી; પાછી પોતાને સ્થાનકે મોકલી.

૩૧૧. **લોચન**, ( સં. लोचन, लोच्=જોવું ) આંખ.

૩૧૧-૧૨. આંધળા માણસને ગયલી આંખ પાછી આવે છે તે વેળાએ જેમ ઘણો આનંદ થાય છે, તેમ હંસને પાછો આવેલો જાઇ, રાય નળરાજાનું મન ઘણું પ્રસન્ન થયું.

૩૧૩. **આ...વિષે**, આ યુગમાં; આ વખતમાં. **સતવંત**, સત્યવાદી; સાચા.

[4] 'નહીં આવે તો કટક ચડાવી, કેહું તાહારો ઠાર.' ( પ્ર. ૪ ક );
નહિ આવે તો કટક ચડાવિશ, કઢાવું નાતયબહાર. ( પ્ર. ૬ )

પ્રતિજ્ઞા પાળી પોતાની તુંને, વાહલા હશે ભગવંત.
હંસ કેહે હો ભૂપતી, સાંભળ માહારા મિત્ર; ૩૧૫
બોલ્યું વાયક પાળીએ નહિ તો, કાગ ને અમો શો અંત્ર.

વલણ.

અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેર રે;
હંસ સાથે અશ્વ બેસી, નળરાય ચાલ્યો ઘેર રે.

## કડવું ૯ મું. રાગ દેશાખ.

નળરાજા મંદિર આવીઓ, સુભટ[5] હંસ સાથે લાવીઓ;
સૈન્ય સઘળું સહામું જાય, હંસને દેખી વિસ્મે થાય. ૩૨૦
આ વસ્ત કાંહાંથી પામ્યા રાજાન, એણી પેરે પૂછે પરધાન;
નળ કેહે સરોવર માન, તાંહાંથી મુને આપ્યો ભગવાન.

---

૩૧૪. **ભગવંત**, ઇશ્વર. **તુંને...ભગવંત**, ઈશ્વરપર તને પૂર્ણ પ્રેમ હશે; ઇશ્વર પર તને ભાવ હશે.

૩૧૬. **વાયક**, ( સં. वाक्य ), વેણ; વચન. **અંત્ર**, અંતર; તફાવત. **બોલ્યું...અંત્ર**, જો બોલેલા વચન પ્રમાણે ચાલીએ નહીં તો કાગડામાં અને અમારામાં-હંસમાં શો ફેર ?

૩૧૭. **પેર**, રીત; રહેણી.

૩૧૯. **મંદિર**, ઘર; મહેલ. **સુભટ**, શુરવીર; જોદ્ધા. **નળ...લાવીઓ**, નળરાજા પાછો પોતાને મહેલ આવ્યો અને શુરા હંસને પોતાની સાથે લેતો આવ્યો. ' નળ રાજા મંદિર આવ્યો અને એ સુભટ ( નળ ) હંસને સાથે લાવ્યો ' એમ પણ લઇ શકાય.

૩૨૦. **સૈન્ય**, લશ્કર; ફોજ. **સાહામું જાય**, રાજાને આવકાર દેવાને સારૂ નગરથી કેટલેક દૂર લેવા જાય છે.

૩૨૧. **વસ્ત**, વસ્તુ. અહીંઆં પ્રાણી. **પરધાન**, ( સં. प्रधान ), રાજાનો મુખ્ય સલાહકાર; મંત્રી.

૩૨૨. **તાંહાંથી...ભગવાન**, ત્યાંથી-માન સરોવર આગળથી મને ઇશ્વરે આપ્યો; ઇશ્વરની કૃપાથી એ મારા હાથમાં આવ્યો.

---

૫. ' શુભ ' ( પ્ર. ૬ )

તુ જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર;
પ્રતિજ્ઞા માટે મુકું છું, મળવાને તારી નાર; ૩૦૫
નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુંને કહાડું ન્યાતબાહાર[4].
એહેવું કહીને પંખી મુકયો, હંસ ઉડયો આકાશ;
રૂદન મા કરશો એમ કેહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યો શ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળકને ફરી. ૩૧૦
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચંન;
તેમ રાયનું હંસને દેખી, હરખ્યું અતિસે મંન.
ભૂપ કેહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;

૩૦૪. **સમ,** ( આ. કસમ ), સોગન; શપથ. **વિચાર,** વાત. **તું...વિચાર,** તું સોગન લેછે તે પાળશે કે નહીં તે માત્ર તને ખબર છે કે પરમેશ્વરને ખબર છે.

૩૦૫. **પ્રતિજ્ઞા,** ( સં. प्रतिज्ञा=વચન આપવું, ज्ञा=જાણવું ), સમ.

૩૦૬. **કટક,** લશ્કર, સૈન્ય; ફોજ. **નહિ...બાહાર,** તું પ્રતિજ્ઞા લઇને જાય છે, છતાં પાછો આવશે નહીં તો હું શું કરી શકનાર છું ? શું હું કંઇ તારાં સામું લશ્કર લાવી શકનાર છું કે તને તારી ન્યાતની બહાર કઢાવી શકનાર છું ? તારા બોલવાના ભરોંસાપરજ તને છોડું છું.

૩૦૮. **પ્રેમદા,** ( સં. प्रमदा ), સુંદર સ્ત્રી; સ્ત્રી.

૩૦૯. **સમાચાર,** ખબર; સઘળી હકીકત. સાધારણ રીતે આ શબ્દ અનેકવચનમાં વપરાય છે. **શ્યામા,** જુઓ 'શામા' લી. ૧૯૮. **સમજાવી સુંદરી,** પોતાની સ્ત્રીને સમજુતી આપી શાંત પાડી.

૩૧૦. **વોળાવી,** વળાવી; વદાય કરી; પાછી પોતાને સ્થાનકે મોકલી.

૩૧૧. **લોચન,** ( સં. लोचन, लोच्=જોવું ) આંખ.

૩૧૧-૧૨. આંધળા માણસને ગયલી આંખ પાછી આવે છે તે વેળાએ જેમ ઘણો આનંદ થાય છે, તેમ હંસને પાછો આવેલો જોઇ, રાય નળરાજાનું મન ઘણું પ્રસન્ન થયું.

૩૧૩. **આ...વિષે,** આ યુગમાં; આ વખતમાં. **સતવંત,** સત્યવાદી; સાચા.

૪. 'નહીં આવે તો કટક ચડાવી, ફેડું તાહારો ઠાર.' ( પ્ર. ૪ ૬ ); નહિ આવે તો કટક ચડાવિશ, કઢાવું નાત્યબહાર. ( પ્ર. ૬ )

પ્રતિજ્ઞા પાળી પોતાની તું'ને, વાહલા હશે ભગવંત.
હંસ કેહે હો ભૂપતી, સાંભળ માહારા મિત્ર; ૩૧૫
બોલ્યું વાચક પાળીએ નહિતો, કાગ ને અમો શો અંત્ર.

વલણ.

અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેર રે;
હંસ સાથે અશ્વ બેસી, નળરાય ચાલ્યો ઘેર રે.

## કડવું ૯ મું. રાગ દેશાખ.

નળરાજા મંદિર આવીઓ, સુભટ[૫] હંસ સાથે લાવીઓ;
સૈન્ય સઘળું સહામું જાય, હંસને દેખી વિસ્મે થાય. ૩૨૦
આ વસ્ત કાંહાંથી પામ્યા રાજાન, એણી પેરે પૂછે પરધાન;
નળ કેહે સરોવર માન, તાંહાંથી મુને આપ્યો ભગવાન.

---

૩૧૪. **ભગવંત**, ઇશ્વર. **તું'ને...ભગવંત**, ઈશ્વરપર તને પૂર્ણ પ્રેમ હશે; ઈશ્વર પર તને ભાવ હશે.

૩૧૬. **વાચક**, (સં. वाक्य), વેણ; વચન. **અંત્ર**, અંતર; તફાવત. **બોલ્યું...અંત્ર**, જો બોલેલા વચન પ્રમાણે ચાલીએ નહીં તો કાગડામાં અને અમારામાં-હંસમાં શો ફેર?

૩૧૭. **પેર**, રીત; રહેણી.

૩૧૯. **મંદિર**, ઘર; મહેલ. **સુભટ**, શુરવીર; જોદ્ધા. **નળ...લાવીઓ**, નળરાજા પાછો પોતાને મહેલ આવ્યો અને શુરા હંસને પોતાની સાથે લેતો આવ્યો. ' નળ રાજા મંદિર આવ્યો અને એ સુભટ (નળ) હંસને સાથે લાવ્યો ' એમ પણ લઇ શકાય.

૩૨૦. **સૈન્ય**, લશ્કર; ફોજ. **સાહામું જાય**, રાજાને આવકાર દેવાને સારૂ નગરથી કેટલેક દૂર લેવા જાય છે.

૩૨૧. **વસ્ત**, વસ્તુ. અહીંઆં પ્રાણી. **પરધાન**, (સં. प्रधान), રાજાનો મુખ્ય સલાહકાર; મંત્રી.

૩૨૨. **તાંહાંથી.. ભગવાન**, ત્યાંથી-માન સરોવર આગળથી મને ઇશ્વરે આપ્યો; ઇશ્વરની કૃપાથી એ મારા હાથમાં આવ્યો.

---

૫. ' શુભ ' (પ્ર. ૬)

એ માહારે થયો છે વીર, એમ કહી આવ્યો મંદીર;
કનકનું કીધું પિંજર, હંસને રહેવાનું ઘર.
એકઠા બેસી બન્યો જમે, દ્યૂતક્રીડા તે રસિયા રમે[6]; ૩૨૫
અન્યોન્ય કાઢી લે તંબોલ, મુખે વાણી કરતા કલ્લોલ[7].
હંસવિના ન ચાલે ઘડી, પ્રેમ રેહેણે પ્રીત જે જડી[8];
અશોકવાટિકામાં એક વાર, બન્યો બેઠા ગુણભંડાર.
હંસે વાત વ્રેહેની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી;
ડીબો જાગ્યો આકસમાત, નેત્રે કીધું આંસુપાત[9]. ૩૩૦

૩૨૩. વીર, વીરો; ભાઇ. લાડવાચક શબ્દ છે.

૩૨૪. પિંજર, પાંજરૂં.

૩૨૫. દ્યૂતક્રીડા, જુગાર-જુગટાની ક્રીડા-રમત; અહીંઆં પાસા સોકટાંની રમત રસિયા, રસવાળા; રસિક.

૩૨૬. કુલ્લોલ, હરખમાં ગાવું, પોકારવું, મઝે કરવી તે; આનંદ. મુખે...કલ્લોલ, મુખની વાણીથી કલ્લોલ—ખુશીના અવાજ કરતા.

૩૨૭. રેહેણ, ધાતુને સાંધનારો કેટલીક ધાતુની મેળવણીનો ભૂકો. પ્રેમરેહેણ, પ્રેમરૂપી રેહેણ. હંસ...જડી, પ્રેમરૂપી રેહેણ વડે નળ અને હંસની પરસ્પર પ્રીતિ જડેલી—સંધાયલી હતી; અને તેથી નળને હંસ વગર એક ઘડી પણ ચાલતું નહોતું.

૩૨૮. અશોકવાટિકા, અશોક નામની વાડી, ગુણભંડાર, ગુણના ભંડાર. ભંડાર, ( સં. भाण्डागार ), ખજાનો.

૩૨૯. વ્રેહે, વિરહ; વિયોગ. હંસે...કરી, હંસે પોતાની સ્રીથી થયલા વિયોગ વિશે વાત કીધી.

૩૩૦. ડીબો, રડાય બોલાય નહીં તેવી રીતે આચકાની સાથે છાતી ભરાઇ આવવી તે; છાતીમાં મુઝવણ થવી તે. ડીબો ઝાગ્યો, ડીબો આવ્યો; ડીબો ચઢી આવ્યો. આકસમાત, ( સં. अकस्मात् ), એકાએક;

6. ' દ્યૂતક્રીડા સાથે રમે. ' ( પ્ર. ૪, ૫ )
7. ' મુખે વાણિના કરે કલોળ. ' (પ્ર. ૪);' મુખે વાણિ બોલે કલ્લોલ.'(પ્ર. ૬
8. ' પ્રેમ રેણશું પ્રીતડિ જડી. ' ( પ્ર. ૬ )
9. ' ડૂબો જાગ્યો... ...' ( પ્ર. ૪ ક ); 'ડુમો ભીંન્યો અકસ્માત, નેણે કીધો આંસૂપાત. ' ( પ્ર. ૬ )

હંસ પૂછે મારા વીર, તાહારે નયણે કાં વેહે છે નીર;
નળ કહે શું પૂછે મૂને, એટલું સૂજ નહીં પડે તૂંને.[10]
પરણ્યા કુંવારા ન જુઓ અમો, ઘરમાં ભાભી દીઠી હશે તમો;
હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યું ભાભી પીહેર હશે[1].
તમો કુંવારા ન જાણ્યા માટ, શું પૃથ્વીમાં કન્યાનો કાટ; ૩૩૫
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે રોતો રાખ્યો નળ.
અરકલડું કરી મહીપતી, મિત્ર સાથે બોલ્યો વીનતી;
જે દહાડે મેં તમને કહ્યા, તે બોલ શું વીસરી ગયા.

---

ઓચિંતો. નેત્રે...આંસુપાત, આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. આંસુપાત, (સં. अश्रुपात), આંસુ પડવાં તે.

૩૩૧. કાં, શા માટે; કેમ.

૩૩૨. સૂજ પડે, સમજ પડે; સમજાય.

૩૩૩. હું પરણેલો છું કે કુંવારો છું તે તું જોતો નથી? શું તેં ઘરમાં તારી ભાભીને દીઠી છે ખરી?

૩૩૪. કર ઘસે, હાથ ઘસે છે; પોતાની ભૂલ માટે પસ્તાવો કરે છે. પીહેર, (સં. पितृगृह), વહુના બાપનું ઘર.

૩૩૫. માટ, માટે, કાટ, ખોટ. તમો...કાટ, દુનિયામાં શું કન્યાની ખોટ છે? મતલબકે તે ઘણી છે; માટે તમો કુંવારા છો એવું મેં ન જાણ્યું-ધાર્યું.

૩૩૬. લોહ્યું જળ,- આંખનું જળ-આંસુ લુછી નાખ્યાં. ખગ, (સં. ख=આકાશ+ग=જનાર, गम्=જવું), પક્ષી; હંસ.

૩૩૭. અરકલડું કરી, હસતું મ્હો કરીને; મ્હો મલકાવીને. મહીપતી, (સં. महीपति, मही=પૃથ્વી+पति=ઉપરી, ધણી), પૃથ્વીનો ધણી; પૃથ્વીપતિ; રાજા. મિત્ર...વિનતી, મિત્રને-હંસને વિનંતિ કરીને કહ્યું.

૩૩૮. તે બોલ, તે વખતનું તમારું વચન.

---

૧૦. 'એટલી સુજ શું નહિ હોય તને.' (પ્ર. ૬)

૧. 'હંસ બોલ્યો તાં કરને ઘસે, મેં જાણ્યું ભાભી પીહેર પધાર્યાં હશે.' (પ્ર. ૪); 'હંસ બોલ્યો કરને ઘશી, મેં જાણ્યું ભાભિ પીયર વશી.' (પ્ર. ૬)

૨. 'તમો કુંઆરા ન જાણ્યા નાટ' (પ્ર. ૪, ૫); 'કુંવારા નવ જાણું માટ.' (પ્ર. ૬)

તેં કહ્યું નળ મુક એક વાર, કાંઈ હુંએ કરીશ ઉપગાર;
સાઈ તે બોલ્યું કહીંએ પાળશો, એ મોહોટું દુઃખ કયારે ટાળશો[3]. ૩૪
વળતો હંસ કેહે મહારાજ, હું સરખું કાંઇ સોંપો કાજ;
મહા કઠણુ જે કારજ હશે, તે હું સેવકથી સરવે થશે.
નળ કહે તમો કરો સર્વથી, પણ માહારી જીભ ઉપડતી નથી;
કપરૂં કામ કેમ દેવાય, કદાપિ થાય કે નવ થાય.
ન થાય તો તમો પામો ખેદ, લાજે ઘેર નાવો વાયક વેદ;[4] ૩૪
હંસ કહે અમથો નવ વળું, હું રીસાવાનું નોહું પૂતળું.

---

૩૩૯. ઉપગાર, ઉપકાર.

૩૪૦. કહીંએ, કયારે.

૩૪૧. કાજ, ( सं. कार्य ), કામ.

૩૪૨. કારજ, ( सं. कार्य ), કામ. હું સેવકથી, હું જે તમારે સેવક તેનાથી; તમારા સેવક-દાસથી.

૩૪૩. સર્વથી , સર્વથા; ગમે તે પ્રકારે; ઘણી મહેનત લઇને. માહારૂં ...નથી, તે કામ તમને સોંપવાની મારી જીકર ચાલતી નથી; તેવું કઠણ કામ કરવાનું તમને હું કહી શકતો નથી.

૩૪૪. કપરૂં, અઘરૂં; મુશ્કેલ. દેવાય, સોંપાય, અપાય; કરવાનું કહેવાય.

૩૪૫. પામો ખેદ, દિલગીર થાઓ. લાજે...વેદ, લાજને લીધે લાજ પામીને તમે પાછા ઘેર-અહીં આવો નહીં એ વેદવાકયના જેવું સત્ય છે; એટલે કામ ન થાય તો શરમના માર્યા નક્કી તમે અહં પાછા મારી પાસે આવો નહીં. સરખાવો ' ભાઇઓ વેદ વાણી દમયન્તી કોને નહીં વરે મુજ પાખે' ક. ૫૩.

૩૪૬. અમથો...વળું, એમનો એમ-કામ કર્યા વગર પાછો આવું નહીં. રીસાવાનું, રીસાઇ જાય એવું; શરમાય એવું; નોહું, નહોઉં નથી. પૂતળું, મૂર્તિ; જુઓ લી. ૨૦૨.

---

૩. 'એ બોલ કયારે પાળશો, મોહું દુઃખ કયારે ટાળશો.' ( પ્ર. ૬ )

૪. ' ન થાય....., લાજો ઘેર...વેદ ' ( પ્ર. ૪,૫ ); ' ન થાય તો પામશો ખેદ, લાજશો નહિ ઘેર આવજો વેદ. ' ( પ્ર. ૬ )

આહલોકમાં ગયાની ગત્ય, તાહારૂં કારજ થાશે સત્ય;
નળ કહે હો પંખીજંન, શરીર સુનાનું ચંચ રતંન.
એહેવી તમારી દીસે દેહ, કાંહાંથી વર પામ્યા ભાઇ એહ;
હંસ ભણ્યો સાંભળ હો નળ, સરોવરમાં છે સોનાનાં કમળ. ૩૫૦
નિત્ય ભોજન કરવું તેહ, જેવું જમવું તેવી દેહ;
પાળપગથીએ જડચાં રતન, ચંચ ઘસું અમો પંખીજન[૫].
તેહેની વળગે છે રેખાય, માટે રત્નજડિત ચંચાય;
હવે મા પુછશો આડી વાત, કારા શૂં છે કોહોણી ભ્રાત.
નળ કેહે એક વિદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ; ૩૫૫
તેહેને દમયંતી દીકરી, કારણરૂપે તે અવતરી.

---

૩૪૭. લોક, જગત; દુનિયા. એ ત્રણ્ કહેવાય છેઃ–સ્વર્ગ લોક, મૃત્યુ લોક, ને પાતાળ લોક. વળી સાત પણ કહેવાય છેઃ–ભૂ, ભુવર, સ્વર્, મહર્, જન, તપો, ને સત્ય લોક. સાત ઉપરના ભૂર્લોકાદિ અને સાત નીચેના સપ્તપાતાળ મળીને ચૌદ લોક પણ કહેવાય છે. ગત્ય, (સં. गति), શક્તિ; બળ. સત્ય, નક્કી; ખરેખર.

૩૪૮. પંખીજંન, પંખીના અર્થમાં. જુઓ ' બાંધવજન ' લી. ૫૭.

૩૪૯. દેહ, શરીર. વર, જુઓ ' વરદાન ' લી. ૧૨૪.

૩૫૧. ભોજન, (સં. भुज्=ખાવું પીવું), ખાવું તે. તેહ, તે, સોનાનાં કમળ. જેવું...દેહ, જેવો ખોરાક ખાઇએ તેવું શરીર થાય.

૩૫૨. પાળ, (સં. पालि), તળાવ–સરોવરની આસપાસની બાંધેલી બાજુ. પાળ પગથીએ, સરોવરની પાળપર અને પગથિયાંપર. અમો પંખીજન, અમે પક્ષીઓ; પક્ષીનો સમૂહ. જુઓ ' બાંધવજન ' લી. ૫૭.

૩૫૩. રેખાય, રજ. રત્નજડિત, રત્નથી જડેલી (૫. તત્. સ.).

૩૫૪. હવે...વાત, આડકતરી વાત હવે પૂછશો નહીં; મુદ્દાની વાત ઉડાવી દો નહીં. ભ્રાત, (સં. भ्रातृ), ભાઇ.

૩૫૫. કુંદનપુર, વિદર્ભમાં આવેલી ભીમકરાજાની રાજધાની.

૩૫૬. કારણરૂપે, કંઇપણ કારણને અર્થે; કંઇપણ કામ સાધવાને. સરખાવો ' મોપ કરે સૌ જેજેકાર, છે નંદપુત્ર કારણ અવતાર ' પ્રે. ભા. અ. ૩૭ ક. ૧૦૫.

---

૫. ' પંખીનાં ચિન પ્ર. ૪. ); ' પંખી ચિન્હ ' ( પ્ર. ૫ ).

વલણ.

કારણરૂપે તે અવતરી, વણ દીઠે મોહ થયો અમને;
તે નારીસું વેહેવા મેળવો, એહેવું માગું છોં તમકને.

## કડવું ૧૦ મું. રાગ રામગ્રી.

હસીને બોલ્યા વિહંગમ વાણીજી, ભ્રાત શું માગ્યું લજ્જા આણીજી[૬].

ઢાળ.

માગી માગીને શું રે માગ્યું, એક દમયંતી નારી; ૩૬૦
દેવ કન્યા આણી આપું તો, કવણ ભીમક કુમારી.
વિદ્યાધરી ને કિન્નરી, ગાંધ્રવી તે રૂપનિધાન[૭];
તે નારીનાં રૂપ આગળ, દમયંતી મૂકે માન.

---

૩૫૭. વલણ...અમને, વગર જોયે મને તેને માટે મોહ ઉત્પન્ન થયો છે; તેણે મારૂં ચિત્ત વશ કીધું છે.

૩૫૮. વેહેવા, (સં. विवाह), વેવિશાળ. એહવું...કને; એટલું તમારી પાસે માગી લઉં છું, આટલું કામ કરવા તમને વિનંતિ કરૂં છું.

૩૫૯. વિહંગમ, (સં. विहम्=આકાશ+गम्=જવું), આકાશમાં ઉડનારૂં પ્રાણી; પક્ષી. શું...આણીજી, આટલી બધી લાજ ધરીને-શરમાઇને તમે શું માગ્યું! આવી એક દમયન્તી સ્ત્રીજ માગી.

૩૬૧. દેવકન્યા, દેવની કન્યા. કવણ, કોણ; શું હીસાબમાં.

૩૬૨. વિદ્યાધરી, દેવતાઓના વિદ્યાધર નામના ગણની કન્યા. કિન્નરી, કિન્નરની કન્યા. કિન્નર, પુરૂષના ધડ અને ઘોડાના મ્હોડાવાળા કુબેરના ગણ; એક જાતના સ્વર્ગના ગવૈયા. ગાંધ્રવી, ગાંધર્વી; ગંધર્વ સંબંધી; ગંધર્વની કન્યા. ગંધર્વ, જુઓ લી. ૧૮૩. રૂપનિધાન, (સં. नि+धा=ઉંચું મૂકવું), રૂપની ખાણ; રૂપનો ભંડાર.

૩૬૩. માન, અભિમાન; અહંકાર. તે...માન, તેમની કાન્તિ જોઇને દમયન્તી પોતાના રૂપનું અભિમાન તજી દે.

---

૬. 'હસીને બોલ્યા વિહંગમ વાણીજી, સમરથ સાચો સારંગપાણીજી;
'બુધ તમારી નૃપ નહી આગીજી, માગી માગીને સ્ત્રી એક માગીજી.
(પ્ર. ૪ ખ, ઘ, ચ).

૭. 'વિદ્યાધરી ને ગાંધ્રવી, તે હોય રૂપનિધાન (પ્ર. ૬)

કોટી કન્યા પરણાવું, પદ્મની ગૌર ગાત્ર;
તેહેની કાંતિ આગળ દમયંતી, તે દીસે દાસી માત્ર. ૩૬૫
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેસી નાગકન્યા આણી આપું, કોણ ભીમકની બાળ.
નળ કેહે હું સકળ શ્યામા, પામ્યો પંખીરાય;
કોટી કારજ તેં કર્યાં મેળવ, વૈદર્ભીસું વેહેવાય.
એક માસનો વાયદો, હંસે કર્યો સુજાણ; ૩૭૦
ત્યારે નળ કેહે ત્રીસ દહાડા, ત્રીસ જુગ પ્રમાણ.
ત્યારે દિવસ આઠની અવધ કરી, કેહેતો ગયો ગુણવાન;

---

૩૬૪. પદ્મની, ( સં. पद्मिनि ), શૃંગાર શાસ્ત્રમાં પદ્મિની, ચિત્રિણી, હસ્તિની ને શંખિની એવી ચાર પ્રકારની સ્ત્રી વર્ણી છે તેમાંની એક. રૂપ, રંગ, નાજુકાઈ, વિવેક, ચાતુર્ય વગેરેથી પહેલા વર્ગમાં ગણાતી સ્ત્રી. ગૌર, ગોરૂં.

૩૬૫. કાંતિ, રૂપ; ખૂબસુરતી.

૩૬૪–૬૫. જેના રૂપ આગળ દમયન્તી તો માત્ર એક દાસી જેવી દેખાય એવા ગોરાવર્ણની કરોડો પદ્મની જાતની કન્યા પરણાવી આપી શકું તો તેના ( દમયન્તીના ) શા હીસાબ.

૩૬૬. જૂદાં જૂદાં પાતાળનાં નામ. જુઓ લી. ૧૪૪.

૩૬૭. નાગકન્યા, પાતાળમાં વસનારા નાગની કન્યા. નાગકન્યા ઘણી સુંદર કહેવાય છે. નાગની ઉત્પત્તિ માટે જુઓ 'શેષ' લી. ૧૪૦. બાળ, ( સં. बाला ), બાળા; કન્યા.

૩૬૮. હું પામ્યો, ગને મળી.

૩૬૯. દમયન્તી સાથે મારો વિવાહ મેળવી આપ એટલે તેં મારાં કરોડો કામ કીધાં એમ હું માનીશ.

૩૭૦. વાયદો, મુદ્દતને માટે આપેલું વચન. વાયદો કર્યો, મુદ્દત બાંધી. સુજાણ, જુઓ લી. ૧૩૮. હંસનું વિશેષણ છે.

૩૭૧. જુગ, ( સં. युग ), આર્ય લોકોએ બાંધેલા જે ચાર કાળ તેમાંનો એકેક, સત્ય ( કૃત ) ૧૭૨૮૦૦૦, ત્રેતા ૧૨૯૬૦૦૦, દ્વાપર ૮૬૪૦૦૦, અને કળી ૪૩૨૦૦૦ વર્ષનો; લાંબો કાળ. પ્રમાણ, બરાબર; સરખું.

૩૭૨. અવધ કરી, ( સં. अवधि ) હદ બાંધી; મુદ્દત બાંધી. ગુણવાન, ગુણવાળો; ગુણી–હંસ.

પીઠી કરજો રાજાજી, તત્પર કરજો જાન.
ભૂપ કેહે પ્રયાણ તે, હંસ મેં ન કેહેવાય[૮];
હું તો તું વિના એહેવો, પ્રાણ વિના જેમ કાય. ૩૭૫
હવે એમ જાણી વિલંબ મા કરશો, રખે કરતા કોસું સ્નેહ;
જો અવધ વટશે આણ્યાની તો, પડશે માહારો દેહ.
વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવરયો ખગેશ;
થોડે કાળે આવીઓ, જાંહાં વિદર્ભ દેશ.
ભીમકરાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ; ૩૮૦
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ.
ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્ય જામની;

---

૩૭૩. પીઠી, (સં. पिष्ट, पिष्=દળવું ), હિંદુઓમાં સુગન્ધી યુક્ત જે હળદ વરકન્યાને શરીરે લગનના થોડા દહાડા આગાડી ચોળવામાં આવે છે તે. પીઠી કરજો, પીઠી ચોળાવજો. તત્પર, તૈયાર. જાન, ( સં. जन्य= વરનાં સગાંવહાલાં ), વરની જોડેના લોકો.

૩૭૪. પ્રયાણ, ( સં. प्र+या=જવું ), જવાનું; જવું તે. ભૂપ...કહેવાય, નળ કહે છે કે હે હંસ, તું જા એમ કહેવાને મારી જીભ ઉપડતી નથી–એમ હું કહી શકતો નથી.

૩૭૫. તારા વગર હું જીવ વગરના ખોળીઆ જેવો થઇશ. એટલે મને એકલા રહેવું ઘણું કઠણ પડશે.

૩૭૬. વિલંબ, ઢીલ. કોસું, કોઇ સાથે.

૩૭૭. વટશે, જશે; વીતી જશે. પડશે...દેહ, મારો પ્રાણ જશે; મારૂં મોત નિપજશે.

૩૭૮. વિશ્વાસ આપ્યો, ભરોસો આપ્યો, ખાતરી કરી. ખગેશ, ( સં. खग=પક્ષી+ईश=રાજા ), પક્ષીનો રાજા; હંસ.

૩૮૦. વાડી, ( સં. वाटिका ), બાગ. ધામ, રહેવાની જગ્યા.

૩૮૨. પૂર્ણિમા, મહિનામાં જે દિવસે ચંદ્ર પૂર્ણ–આખો દેખાય

---

૮. 'ભૂપ કહે આ પ્રાણ તે, હંસ ના મે કહેવાય;
હું તો તું વિના એવો સુનો, જેમ પ્રાણ વોણી કાય.' (પ્ર. ૬)

સખી સાથે દ્યુત રમે છે, દમયંતી જે ભામની.
તેણે સમે તાંહાં હંસલે, વિખાણ્યો નળરાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધરિયો કાન. ૩૮૫
હરિવદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ સું સોનાનું સાવજું[૯], થયું ઝાલવાનું કોડ.
શોભતું ને બોલતું કરે, નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં તો, તજું માહારો પ્રાણ.
અબળા હેઠી ઉતરી, ઝાંઝર કાડચાં તતકાળ[૧૦]; ૩૯૦
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ.

છે તે તિથિ; પુનેમ. જામની, (સં. યામિની), રાત. ચંદ્રમા...જામની, પુનેમના દિવસની મધરાત હોવાથી તે સમયે ચંદ્ર માથે આવ્યો હતો.

૩૮૩. દ્યુત, સોકટાંબાજી. ભામની, (સં. ભામિની, ભામ=ગુસ્સો), ગુસ્સાવાળી સ્ત્રી; સ્ત્રી.

૩૮૪. હંસલે, હંસે. વિખાણ્યો, વખાંણ્યો; નળનાં વખાણ કીધાં.

૩૮૫. શબ્દ સુંદર, મધુર અવાજ. ધરિયો કાન, કાન દીધો; ધ્યાન દઇ સાંભળવા લાગી.

૩૮૬. હરિવદની, હરિ–ચંદ્રના જેવું વદન–મુખ છે જેનું તે સ્ત્રી (બહુ. સ.). ચંદ્રમુખી–દમયન્તી. બેઠો...છોડ, ચંપાના ઝાડપર બેઠેલો.

૩૮૭. સું, કેવું; કેવું શોભીતું–સુંદર. સાવજું, પક્ષી. કોડ, મન, ઇચ્છા.

૩૮૮. નળની વિખાણ, વિખાણ શબ્દ અહીંઆં નારીજાતિમાં વાપર્યો છે; આગળ લી. ૧૩૭ માં નાન્યતર જાતિમાં વાપર્યો છે.

૩૮૯. કર...નહીં, હાથ આવે નહીં; પકડાય નહીં; હાથ પડે નહીં.

૩૯૦. ઝાંઝર કાડચાં, અવાજ ન થાય તેટલા માટે.

૩૯૧. હંસને પકડાવવું જ હતું તેથી જાણી જોઇને દમયંતીને લલચાવવા સારૂ નીચી ડાળે આવી બેઠો.

૯. 'આ શું સોનાનું સાવજડું.' (પ્ર. ૬)
૧૦. 'અંબળા તે હેઠી ઉતરી, કાઢચાં ઝાંઝર અંતરિયાળ.' (પ્ર. ૬)

દ્રોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નાહાસે, ચપળ નવ ઝલાય.
પંખી કહેરે પ્રેમદા, અમો કમળના રહેનાર;
નળ વિના કો ન ઝાલે તું, કોણ જે ગ્રેહેનાર[1]. ૩૯૫

વલણ.

ગ્રેહેનાર તું કોણ મૂર્ખી, તુંને કાંહાંથી નળની શુદ્ધ રે;
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધ રે.

## કડવું ૧૧ મું. રાગ મારૂ.

ચતુર ભીમકની કુમારી, તેણે અકળીત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સાહાવા, પણ નવ દેઉં એહેને જાવા.

---

૩૯૨. દ્રોડે, દોડે. અંગના, સુંદર અવયવવાળી સ્ત્રી, સ્ત્રી.

૩૯૩. ચપળ, ( સં. चपल ), ચંચળ.

૩૯૫. નળ વગર બીજું કોઇ અમને પકડી શકતું નથી તો તું એવી કોણ કે મને પકડી શકે.

૩૯૬. તુંને...શુદ્ધ, તારામાં નળના જેટલી શુદ્ધ-અક્કલ-બુદ્ધિ ક્યાંથી હોય.

૩૯૭. વામા, સ્ત્રી. બુદ્ધ, (સં. बुद्धि), યુક્તિ.

૩૯૮. ભીમકની કુમારી ( દમયન્તી ) ચતુર હતી તેણે અકળીત વાત વિચારી. અકળીત, ( સં. अ=નહીં+कल=વિચાર કરવો, કળવું ), કળી ન શકાય એવી; આશ્ચર્ય પમાડે એવી; નવાઇ જેવી. વાત, યુક્તિ, તદબીર. વિચારી, ( સં. वि+चर्=વિચાર કરવો ), ધારી; શોધી કાઢી. તેણે વિચારી, તેણે એક નવાઇ જેવી યુક્તિ શોધી કાઢી. 'તું મુર્ખી મને ઝાલનાર કોણ' એવાં હંસનાં વચન સાંભળી દમયન્તીએ વિચાર કીધો તો એને એવી યુક્તિ સૂઝી આવી કે ઇશ્વરે મારા હાથ કમળ સરખા કીધા છે અને હંસ કમળપર જઇ બેસે છે, માટે મારૂં શરીર છૂપાવી મારા હાથરૂપી કમળથી છેતરી એને બેસવાને લલચાવી પકડી લઉં.

૩૯૯. સાહાવા, પકડવા; ઝાલવા. પણ...જાવા, પણ હું એને એમને એમ-પકડયા વિના છોડવાની નથી.

---

[1] 'નળ વિના..........., કોણ ગ્રેહે જે નાર.' (પ્ર. ૪, ૫)
'મને નળવિણ કોઈ ન ઝાલે, તું કોણ ઝાલણહાર.' (પ્ર. ૬)

પંખી ધારે કમળને કાજે, હાથ આપ્યા મન મહારાજે; ૪૦૦
જોગવાઈ જગદીશે મેલી, મ્હારી કમળ જેવી હથેલી.
શરીર સઘળું કહીંએ સંતાડું, પાણુપંકજ એહેને દેખાડું;
પોતાનાં વસ્ત્ર દાસીને પેહેરાવી, બેઠી ચેહેબચામાં આવી.
મસ્તક મુક્યું પલાશનું પાન, વિકાસી હથેલી કમળ સમાન;

---

૪૦૦. ધીરે, ( સં. धृ=ધીરવું ), વિશ્વાસ રાખે છે. સરખાવો લી.૪૫૪. **પંખી...કાજે,** કમળને માટે પંખી–હંસ–પોતાની જાત–શરીર ધીરે છે, એટલે વિશ્વાસ આણીને તેનાપર બેસે છે. **આપ્યા,** બક્ષ્યા છે. **મહારાજ,** ( સં. महा=મ્હોટા+राज=રાજા, ઇશ્વર ), મ્હોટા રાજા; પરમેશ્વર.

૪૦૧. **જોગવાઇ,** ( સં. योग्यता, युज्=જોડવું ), સગવડ અહીંઆં મળતાપણું. **જગદીશ,** ( સં. जगत्=દુનિયા+ईश=રાજા ), દુનિયાના રાજા; પરમેશ્વર. **હથેલી,** ( સં. हस्ततल, हस्त=હાથ+तल=સપાટી ), હાથની સપાટી. **જોગવાઈ...હથેલી,** પરમેશ્વરે એવી સગવડ કીધેલી છે કે મારી હાથેલી કમળ સરખીજ બનાવી છે.

૪૦૨. **કહીંએ,** કેથાં; ગમે ત્યાં; ગમે તેમ. **સંતાડું,** છુપાવું; ઢાંકું. **પાણુપંકજ,** ( સં. पाणिपङ्कज, पाणि=હાથ+पङ्कज=કમળ; पङ्क કાદવ+ ज જન્મેલું ) પાણુ–હાથરૂપી કમળ, હાથ તેજ કમળ.

૪૦૩. **વસ્ત્ર,** ( સં. वस् કપડાં પહેરવાં ), કપડાં; લુગડાં. **દાસી,** ચાકરડી. **પેહેરાવી,** ( સં. परि=ઉપર+धा=મૂકવું ), પહેરવા આપી; બદલાવી. **પોતાનાં...પેહેરાવી,** દાસી સાથે લુગડાં અદલાબદલી કરી. **ચેહેબચો,** પાણીથી ભરેલું ખાબોચીઉં.

૪૦૪. **મસ્તક,** મસ્તકે; માથે. **પલાશ,** ખાખર. **પાન,** ( સં. पर्ण ), પાંદડું. **વિકાસી,** ( સં. वि=વિશેષ+कस्=પાસે જવું, विकस्=ખીલવું ), પ્રફુલ્લ કીધી; પોહોળી કીધી. **કમળસમાન,** કમળના જેવી. હંસ જે સમયનું વર્ણન કરે છે ત્યારે " પૂર્ણિમા મધ્ય જામની " હતી, તેથી અહીંઆં કમળ એટલે રાત્રીએ ખીલતું કમળ અથવા પોયણું એવો અર્થ લેવાય; અથવા ખરા કમળ કરતાં દમયન્તીના કરકમળમાં કવિ એટલી અધિકતા દેખાડવા માગે છે કે કમળ માત્ર સૂર્ય હોય ત્યાં લગીજ વિકસિત રહે છે, પરંતુ કરકમળ સૂર્ય હો કિંવા ન હો તોપણ, એટલે અહોનિશ વિકસિત રહે છે.

મધ્ય મુકયું જાંબુનું ફળ, જાણે ભ્રમર લેછે પીમળ. ૪૦૫
પોતે નાસીકાએ ગણુગણુતી, ભામા ભમરાની પેરે ભણુતી;
હંસે હરિવદની જાણી, ન હોયે પંકજ પ્રેમદાનો પાણી.
બેસું જઇ થઇ અજ્ઞાન, પરણાવવો છે નળરાજાન;
આનંદ આણી અંબુજભણી ચાલ્યો, બેસતાં અબળાએ ઝાલ્યો.
દમયંતી કહે શેં ન નાઠો, હલ્યા ગાઠુઓ થઈને ગાઠો.[2] ૪૧૦

---

૪૦૫. મધ્ય, વચમાં. ભ્રમર, ( સં. भ्रमर ), ભમરો. પીમળ, ( સં. परिमल ), સુગંધ; સુવાસ.

૪૦૬. નાસિકા, નાક. ગણુગણુતી, ગણુગણુ અવાજ કરતી; ભમરાના જેવો શબ્દ કરતી; ગુંજારવ કરતી. ભામા, ( સં. भामिनी ), સ્ત્રી. જુઓ 'ભામની' લી. ૩૮૩. ભણુતી, અવાજ કરતી. મધ્ય...પીમળ, દમયન્તી હાથેલીરૂપી કમળપર બેસી ભમરો પીમળ લેતો હોય એમ બતાવવાને કાળું જાંબું વચમાં મૂક્યું અને ભમરો ગુંજ ગુંજ કરતો હોય તેમ પોતેજ નાકવડે ગણુગણુ શબ્દ કીધો.

૪૦૭-૮. હંસ ચેતી ગયો કે આ ચંદ્રમુખી દમયન્તી છે અને જે કમળ સરખું દેખાય છે તે કમળ નથી પણ તે સ્ત્રીનો હાથ છે; તેમ છતાં નળરાજાને એની સાથે પરણાવવો છે તેથી અજ્ઞાન—અજાણ્યો થઇ એના હસ્તકમળ પર જઇ બેસું એવો વિચાર તેણે કીધો.

૪૦૯. આનંદ આણી, ખુશી થઇ; હર્ષથી. આનંદ, ( સં. आ + नन्द् = ખુશ થવું ), ખુશી; હર્ષ. અંબુજ, ( સં. अम्बु=પાણી + ज જન્મેલું ), પાણીમાં જન્મેલું; કમળ. સરખાવો 'પંકજ.' અબળા, ( સં. अबला, अ= અલ્પ + बल=જોર ), અલ્પ બળ છે જેનું તે; સ્ત્રી જાતિ ઘણું કરીને પુરુષના કરતાં નબળી હોવાથી અબળા શબ્દ સ્ત્રીસૂચક છે.

૪૧૦. હલ્યા, અવ્યય, અલ્યા. સામા માણસને બોલાવતી વખત નરજાતિ અલ્યા અને નારીજાતિ અલી વાપરવાનો ગુજરાતી ભાષામાં ધારો છે. અલી સ્ત્રી વાચકનો ઉપયોગ વધારે છે. પુરૂષોમાં અલ્યા આરસપરસ થોડો વાપરવામાં આવે છે-વિશેષે કરીને ઉંચ વર્ગમાં. ગાઠુઓ, લુચ્ચો; ગઠીઓ; પક્કો. ગાઠો, ગાંઠ્યો; બંધનમાં પડયો; વશ થયો. દમયંતી...:

---

૨. 'દમયંતી કહે ઉડી કાં ન નાઠો, અલ્યા ગારવો થઇ શું ગાઠો.' ( પ્ર. ૬ )

મુને દ્રોડાવી કીધી દૂખી, મુવા પેહેલાં હું ન ઓળખી.
તારા અવગુણ નહીં સંભારૂં, મુને બાપના સમજો મારૂં[3];
હંસ કેહે શું જાઓછો ફૂલી, નથી બેઠો હું ભ્રમે ભૂલી.
હુંમાં આક્રમ છે અતિઘણું, ચંચપ્રહારે તાહારા હસ્ત હણું;

---

ગાઠો, હંસ નહોતો પકડાતો તે પકડાયો જાણી અભિમાનથી દમયન્તી બોલી કે હવે કેમ ન નાસી ગયો, અલ્યા ગઠીઓ થઇને તું કેમ ગંડાયો–પકડાયો.

૪૧૧. કીધી દૂખી, હેરાન કરી; થાક ચઢાવ્યો; થકવી નાખી. **મુવા**, સંબોધન વિભક્તિ–હે મુવા–મુઆ. **મુવા**, ગાળવાચક શબ્દ છે. ઘણું કરીને નીચલા વર્ગોમાં અને સ્ત્રીવર્ગ તથા મૂર્ખ છોકરાઓમાં વપરાય છે. દમયન્તી મુગ્ધા હોવાથી એના મ્હોમાં એ શબ્દ મૂકયો છે. **પેહેલાં**, અગાડીથી. **હું**, દ્વિ. વિ. સાધારણ રીતે 'મને' જોઇએ, છતાં કોઇવાર હું વાપરવામાં આવે છે. **ઓળખી**, જાણી.

૪૧૨. **તારા અવગુણ**, 'ગ્રેહેનાર તું કોણ મૂર્ખી' લી. ૩૯૬, 'મુને દ્રોડાવી કીધી દૂખી' લી. ૪૧૧, તથા 'ભુજ અંબુજ મેં પણ ભેઘાં' લી. ૫૪૭ માં બતાવેલા. **તારા...સંભારૂં**, તારા અવગુણ મનમાં લાવી તને હેરાન નહીં કરૂં. **મુને...મારૂં**, જો તને હું મારૂં તો મને મારા બાપના સમ; મારા બાપના સોગન ખાઇ કહું છું કે હું તને મારીશ નહીં.

૪૧૩. **ભ્રમ**, ( સં. भ्रम्=ભટકવું ), એક વસ્તુને બીજી ધારવાની ભૂલ; ખોટી સમજણ–ધારણા. **હંસ...ભૂલી**, દમયન્તીએ ઉપર કહેલાં ગર્વિષ્ઠ વચનના ઉત્તરમાં હંસ કહે છે કે તમે ફુલી શાનાં જાઓ છો–અભિમાન શાનું કરો છો, હું કાંઇ છેતરાઇને તમારી હાથેલીને ખરૂં કમળ સમજી બેઠો નથી.

૪૧૪. **હુંમાં**, મારામાં. **આક્રમ**, ( સં. पराक्रम, परा+क्रम्=વશ કરવું ), જોર; બળ. **ચંચપ્રહાર**, ( સં. चञ्चुप्रहार, ) ચંચુ–ચાંચનો પ્રહાર–માર ( ૫. તત્; સ. ). **હણું**, ( સં हन्=મારી નાખવું ), ઘાયલ કરૂં, **હુંમાં...હણું**, હંસ કહે છે કે મારામાં ઘણુંજ બળ છે અને મારી મરજીમાં આવે તો તારા હાથને ચાંચના મારથી ઘાયલ કરી હમણાં છુટો થઇ જાઉં, આ બોલ સાંભળી દમયન્તીએ ગર્વ છોડયો અને દીનતાથી હંસ સાથે બોલી.

---

૩. 'તાય અવગુણ નહીં વિચારૂં, બાપના સમજો નહિ મારૂં' ( પ્ર. ૬ ).

દમયંતી કહે હંસ ભાઈ, તાહારે માહારે થઈ મિત્રાઈ. ૪૧૫
અન્યોઅન્યે તે બોલજ દીધો, હાથેથી મુકીને ખોળે લીધો;
તમો વિખાણ કીધું સબળ, તે ભીઆ કોણ છે નળ.
તેહેનાં કોણ માત ને તાત, મુને વિખાણી કોહો વાત;
હંસ બોલ્યો મુખે તવ હસી, અબળા દીસે ઘેલી કશી.
તેહેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય; ૪૨૦

૪૧૫. મિત્રાઇ, દોસ્તી; ભાઇબંધી.

૪૧૬. અન્યોઅન્યે, એક બીજાએ. અન્યો...લીધો, એક બીજાએ આપણે મિત્ર થયા એવો બોલ આપ્યો-વચન આપ્યું, અને અત્યાર સુધી હંસ જે દમયન્તીના હાથમાં હતો તેને તેણે હવે પોતાના ખોળામાં બેસાડયો. સરખાવો 'બોલ બંધ કીધો નળ દેવ,' લી. ૯૮૪.

૪૧૭. ભીઆ, સં. વિ. ભાઇ. આ શબ્દ ઉત્તર ગુજરાતમાં અને મુખ્યત્વે કરીને હલકા વર્ગમાં વપરાય છે. તમો...નળ, જેનું તમોએ સબળ વખાણ કીધું તે નળ. હે ભીઆ કોણ છે? અથવા તે નળ ભીઆ, હે હંસ, કોણ છે? સરખાવો 'એ ભીઆ મોટા ચતુરસુજાણ,' લી. ૪૨૧.

૪૧૮. માત ને તાત, મા બાપ. તાત, (सं. तनू=વિસ્તાર કરવો), પુત્રાદિકોનો વિસ્તાર કરનાર જે હોય તે; પિતા. વિખાણી, વર્ણન કરી; જુઓ 'વિખાણ' લી. ૧૩૭. વાત, હેવાલ; બ્યાન; હકીકત; વૃત્તાન્ત.

૪૧૯. તવ, ત્યારે. ઘેલી કશી, કંઇ ઘેલી; ઘેલી સરખી; ઘેલી જેવી.

૪૨૦. બ્રહ્મસભા, બ્રહ્માની સભા-મંડળી. ગુણ ગવાય, ગુણનાં વખાણ થાય. વિષ્ણુ, (सं. विष्=વ્યાપવું), બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર એ ત્રણ મુખ્ય દેવતામાંના એક પાળણ ને વ્યવસ્થા કરનાર દેવ, એ નારાયણનો અંશ છે અને મહાપ્રલય સમે તેમાં મળી જાય છે. નારાયણ રૂપે એ ક્ષીરસમુદ્રમાં શેષનાગપર શયન કરે છે ને લક્ષ્મી તેના પગ ચાંપે છે. વિષ્ણુએ શિવની તપશ્ચર્યા કરી ૧૦૦૦ કમળ ચડાવવાનો નીમ લીધો હતો, પણ શિવે પરીક્ષા કરવા એક કમળ છુપાવ્યું ત્યારે એણે પોતાનું એક નયનકમળ કાપી ચડાવ્યું હતું. શિવે આથી પ્રસન્ન થઇ નયન પાછું સારૂં કર્યું હતું, અને સુદર્શન ચક્ર આપ્યું હતું. એ પરથી વિષ્ણુ પુંડરીકાક્ષ કહેવાય છે. એનાં સહસ્ર નામ છે. એ ચતુર્ભુજ સ્વરૂપે હોય

૪. 'તેનાં કોણ દેશ માત તાત, તેની કહો વિસ્તારીને વાત.' (પ્ર. ૬)

એ ભીઆ મોટા ચતુરસુજાણ, જે હું નળની કરૂં રે વિખાણ.
નળ દીઠો નહીં તે નર રોઝ, સાંભળ્યો નહીં તે વખડોજ[5];
જોયો નહીં તેહેનાં લોચન કેહેવાં, મોર પીછ ચાંદલીઆ જેવાં.
એટલામાં મન વેહેવળ કીધું, ચિત્ત મહિલાનું આકરશી લીધું,
બેહુ કરજોડીને નમયંતી, હંસ પ્રત્યે કેહે દમયંતી. ૪૨૫

---

છે, ત્યારે એના હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ હોય છે. એની સ્ત્રી લક્ષ્મી, એનું વાહન ગરૂડ, અને એનું ધનુષ શાર્ઙ્ગ છે.

૪૨૧. **એ ભીઆ**, તે ભાઈ નળ. **ચતુરસુજાણ**, ડાહ્યા અને વિદ્વાન. **એ...વિખાણ**, હું જે નળની–નળનાં વિખાણ કરૂં છું એ ( તે ) ભીઆ મોટા ચતુરસુજાણ છે.

૪૨૨. **રોઝ**, એક જાતનું કદરૂપું અને અક્કલ વગરનું ચોપગું જાનવર; મૂર્ખ કમઅક્કલના માણસને રોઝની ઉપમા અપાય છે. **વખડો**, વરખડો; એ એક નાનું જંગલી ઝાડવું છે. **જ**, નિશ્ચયાર્થદર્શક પ્રત્યય. **નળ...જેવાં**, જે નરે નળને દીઠો નહીં તે નર રોઝ જેવો જાણવો, અને જે નરે નળ સાંભળ્યો–નળને વિશે સાંભળ્યું નહીં તે નર વખડોજ (નક્કી) જાણવો; જે નરે નળને જોયો નહીં તેનાં લોચન–(આંખ) કેવાં ગણવાં તો કે મોર પીછનાં ચાંદલીઆ જેવાં.

૪૨૩. **મોર પીછ ચાંદલીઆ**, મોરનાં પીછાંપરનાં ચાંદલીઆં ( પહેલો ૫. તત્ સ. અને બીજો સ. તત્ સ.). **ચાંદલીઆ**, ચાંલ્લા; મોરનાં પીછાંમાં જે આંખના આકારના કાળા ચાંલ્લા હોય છે તે. **મોર...જેવાં**, માત્ર શોભાનાં; ખોટાં; નકામાં.

૪૨૪. **એટલામાં**, ઉપલું વર્ણન કરતાં વારને. **વેહેવળ** ( સં. विह्वल=શોકાદિથી ગાત્રભંગ થયલો ), આકુળ; કામાતુર. **ચિત્ત**, મન. **મહિલા**, સ્ત્રી; દમયંતી. **આકરશી લીધું**, ( સં. आ + कृष् = ખેંચવું ), ખેંચી લીધું.

૪૨૫. **બેઉકર જોડી**, બે હાથ જોડી. **નમયંતી**, ( સં. नम्=નમવું), નમતી. **હંસપ્રત્યે**, હંસને.

---

૫. 'નળ નહીં દીઠો તે રોઝ, તેના કાન તે વખના ડોઝ'. ( પ્ર. ૪ ખ, ચ )

હું પુછું છૌં બીહીતી બીહીતી, નળની કથા કોહો અથઇતિ;
છે બાળક વૃદ્ધ જોબનધામ ૬, શે અર્થે નળ ધરાવ્યું નામ.
તમે આવડો જીલે વરણ્યો, છે કુંવારો કે પરણ્યો;
એહેવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા; ૪૩૦
અમો કોટાનકોટ નારી નિરખી, ન મળે નળને પરણવા સરખી.
એકવાર બ્રહ્માએ શું કરીઉં, સકળ તેજ એક પાત્રમાં ભરીઉં;
તે તેજનો ઘડ્યો નળરાયે, કાંઇએક રજ વાધી પાત્રમાંહે.

---

૪૨૭. વૃદ્ધ, ( सं. वृध्, वर्ध्=વધવું ), ઘરડો. જોબનધામ ( सं. यौवनधाम ), જોબન–જુવાનીનું ધામ–સ્થાન–ઠેકાણું ( ષ. તત્ સ. ); જુવાન; તરુણ. શે અર્થે, શા માટે. ધરાવ્યું, જુઓ લી. ૬૯.

૪૨૮. આવડો, આટલો બધો. જીલે વરણ્યો, મ્હોડેથી તેનાં વખાણ કીધાં. કુંઆરો ( सं. कुमार ), વગર પરણેલો.

૪૨૯. વચનને સાંભળી, વચન સાંભળી; શબ્દ સાંભળી. કળકળી, તોબા તોબા કરીને; ગદ્ ગદ્ કંઠે.

૪૩૦. અન્યા, (सं. अन्याय, अ=નહીં+न्याय=ઇનસાફ), ગેરઇનસાફ; તે ઉપરથી, વાંક; ગુન્હો. સરખાવો ' કબુધ આવી, મન ભાવી, અન્યાયે દીધો છેહ, ' ક. ૩૪; ' નથી બાઇ તું ચુકવાવાળી, નહીં તજે અન્યા ટાળી, ' ક. ૪૮. નળ...અન્યા, કન્યા નથી તેથી નળ કુંવારો છે, ને એ બ્રહ્માનો મોટો અન્યાય છે.

૪૩૧. અમો, અહીંઆં હંસ અનેક વચન વાપરે છે, કારણ ' હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત. ' લી. ૪૭૨. કોટાનકોટ, કરોડો; અગણિત; અસંખ્ય. સરખાવો ' કોટાનકોટ' લી. ૧૦૫. નિરખી, ( सं. निरीक्ष्, निः+ईक्ष्=તપાસ કરવી ), જોઇ.

૪૩૨. સકળ, ( सं. सकल ), સઘળું.

૪૩૩. ઘડ્યો, બનાવ્યો. રજ, ( सं. रजस् ), કરચ. વાધી, ( सं. वृध्, वर्ध्=વધવું ), વધી. નાગર લોકોમાં અને ઉત્તર ગુજરાતમાં વપરાય છે.

---

૬. ' છે બાળ વૃદ્ધ જોબનધામ ' ( પ્ર. ૪, ૬ ).

તેની એક થપોલી હુવી, આકાશે ઉપન્યો રવી;
વાહાણે સાંજે નળ બાહાર નીસરે, તેજવંત વનમાં ફરે. ૪૩૫
સૂરજ ઝાંખી કાહાડે કોર, વાહાણું સાંજ તેણે ટ્હાડો પોહોર[૭];
અદષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચંત ભાનુ તપે મધ્યાન્હ.

વલણ.

મધ્યાન્હે નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કેહે હો હરિવદની શું, વિખાણ કરૂં તે નળ તણું.

## કડવું ૧૨ મું. રાગ જેતશ્રી.

હંસ ભણે હો ભામની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી; ૪૪૦

૪૩૪. થપોલી, થેપડી. હુવી, બની. રવી, સૂર્ય; કશ્યપના પુત્ર. એ બાર આદિત્યમાં છે. એના હાથમાં શંખ ચક્ર છે. એને સાત મ્હોંના ઘોડાનો રથ છે, એના સારથી–રથ હાંકનારનું નામ અરૂણ. એ ઉષ્ણતા ઉત્પન્ન કરે છે, પ્રકાશ રાખે છે અને બાળીને ભસ્મ પણ કરે છે. એ નવ ગ્રહમાં મુખ્ય છે, ને મેરૂ પર્વતની આસપાસ ફરેછે.

૪૩૨–૩૪. આવીજ રીતનું દમયન્તીની ઉત્પત્તિનું વર્ણન જુઓ લી. ૧૪૭-૫૦, તથા લી. ૬૧૬–૧૭ માં.

૪૩૫. વાહાણે, સવારે. સાંજે, ( सं. संध्या ), સંધ્યાકાળને વખતે. બાહેર નીસરે, બહાર ફરવા જાય. તેજવંત, તેજવાળો; તેજોમય–નળ. વનમાં ફરે, શિકાર કરવા જાય.

૪૩૬. સૂરજ...કોર, સૂરજ પોતાની કોર ઝાંખી કાઢે–ઝાંખો દેખાય; સૂરજ નિસ્તેજ થાય. તેણે, તેથી કરીને; તેને લીધે. ટ્હાડો પોહોર, ઠંડો વખત.

૪૩૭. તપે, ( सं. तप्=તપવું, ગરમ થવું ), ગરમી સાથે પ્રકાશે. અદષ્ટ...મધ્યાન્હ, મધ્યાન્હે જ્યારે રાજાન–નળ અદષ્ટ થાય–ઘરમાં જઇ આરામ લે ત્યારે ભાનુ–સૂર્ય નિશ્ચિંત–ફીકર વગર તપે છે.

૪૪૦. ભણે, કહે. ભામની, ( सं. भामिनी, भाम=ગુસ્સો )

૭. 'સૂર્ય બિહિતો ઝાંખી કાઢે કોર, સાંજે વહાણે ટાડે પહોર;
ઘરમાં અદષ્ટ થાય રાજાન, ત્યારે નિશ્ચે તપે મધ્યાન.' (પ્ર. ૬)

નળની તુલના મેળવું પણ, મહી તળમાં તુલના કો નહીં[૮].-તુલના૦
જુગ્મ રવિસુત રૂપ, આગળ જાય નાંખી વાટ;[૯]
ગંભીરતાએ વર્ણવું, પણ અર્ણવમાં ખારાટ.-તુલના૦

ગુસ્સાવાળી સ્ત્રી; સ્ત્રી. **બ્રહ્માંડ**, સ્વયંભૂ બ્રહ્માએ અંડ ગોળાકારે ઉત્પન્ન કીધેલું મહાવિશ્વ; સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળ એ ત્રણ બ્રહ્માંડ કહેવાય છે. **સહી**, નક્કી.

૪૪૧. **તુલના**, ( सं. तुल्, तोल्=તોળવું ), બરોબરી; સમાનતા; સરખાપણું. **મહીતળ**, ( सं. महीतल, मही=પૃથ્વી+तल=સપાટી ), પૃથ્વીની સપાટી; દુનિયા. **નળની...નહીં**, હંસ કહેછે કે હે સ્ત્રી સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ એ ત્રણે લોક મેં જોયા અને ત્યાં નળની તુલના ( બરાબરીનું ) મેળવું ( મેળવવાનું પ્રયત્ન કરૂંછું ), પણ દુનિયામાં કોઈ એની તુલના ( જોડી, બરાબર ) નથી.

૪૪૨. **જુગ્મ**, ( सं. युग्म ), જોડકું; જોળ; અશ્વિનીકુમાર. જુઓ લી. ૨૦૧. **રવિસુત**, ( सं. रवि=સૂર્ય+सुत=છોકરો, વંશજ ), રવિકુળનો વંશજ; સૂર્યવંશી રાજા નળ. **રવિ...આગળ**, રવિસુતના રૂપ આગળ. **જાય...વાટ**, વાટ નાખી-રસ્તો છોડી ચાલ્યા જાય-નાશી જાય ( શરમને લીધે ). **જુગ્મ...વાટ**, જુગ્મ એટલે અશ્વિનીકુમાર રવિસુત એટલે સૂર્યવંશી નળરાજાના રૂપ આગળ પોતાનું રૂપ હલકું પડવાથી નાશી જાય છે, વળી 'જુગ્મ રવિસુત' એટલે સૂર્યની સ્ત્રીએ અશ્વિની ( ઘોડીનું ) રૂપ ધારણ કરેલું તે સ્થિતમાં સૂર્યે અશ્વનું રૂપ ધારણ કરી ઉત્પન્ન કીધેલા બે જોળ-પુત્ર અશ્વિનીકુમાર તે ( નળ રાજાના ) રૂપ આગળ શરમાઇને નાશી જાય છે, એમ પણ લેવાય.

૪૪૩. આવું નળનું રૂપ છે. એની ગંભીરતાનું વર્ણન કરૂં તો તેને અર્ણવ એટલે સમુદ્રની ગંભીરતા સાથે સરખાવાય, પરંતુ તે યોગ્ય નથી, કારણ સમુદ્રમાં ખારાટ છે. નળમાં ખારાટ નથી એટલે તે ગંભીરતામાં સમુદ્રથી ચઢતો છે.

---

૮. 'પણ નળની જોડી મીઢલું, મહીતળમાં એવો કોઇ નહીં' (પ્ર. ૪ ખ)
'પણ નળની જોડે મીઢવું, એવો મહીતળમાં કોઈ નહિં.' ( પ્ર. ૬ )

૯. 'યુગલ રવીચંદ્ર રૂપ આગળ, નાખી જાય વટ,
ગંભીરતાસું વર્ણવું, હાર્યા સમુદ્ર ચંદ્ર ખટ.' ( પ્ર. ૨ )
પ્ર. ૪ ક માં 'રૂપ' નથી;
'જુગ્મસુત રવિરૂપ આગળ, જાય નાખી વાટ.' ( પ્ર. ૪ ખ, ચ )

શીતળતાએ શાશ હાર્યો, મુકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાહ્હાઠો, મેરૂ કેરી પૃષ્ઠ.–તુલના૦ ૪૪૫
ઐશ્વર્ય યુધ્ધે ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહીમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ.–તુલના૦
નૈષધરાયના રૂપ આગળ, દેવને થઇ ચિંતાય;

---

૪૪૪. **શીતળતાએ**, ઠંડકમાં. **શશિ**, ચંદ્ર. **હાર્યો**, હલકો પડયો. **કળા**, ચંદ્રના વ્યાસસૂત્ર-બિંબનો સોળમો ભાગ; તેજ. **મુકે...કષ્ટ**, પુનમને દિવસે ચંદ્ર સંપૂર્ણ ગોળ હોય છે ને ત્યાર પછી ધીમે ધીમે કળાહીન થતો જાય છે ને અમાસને દહાડે બીલકુલ દેખાતો નથી. ચંદ્રની કળા ( Phases of the Moon ) ઓછી થતી જાય છે તે ક્ષેરોગને લીધે છે એમ કહેવાય છે તેથી અહીંઆં કષ્ટ પામે છે એમ કહ્યું છે.

૪૪૫. **આદિત**, ( सं. आदित्य ) વરૂણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇન્દ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત, દિવાકર, મિત્ર ને વિષ્ણુ એ કશ્યપના અદિતિથી થયલા બાર પુત્ર, પ્રત્યેક માસનો એક અધિષ્ઠાતા હોય છે. અહીંઆં સૂર્ય. મેરૂ, એ નામનો પર્વત છે. એ સાત ખંડ ( જુઓ 'સપ્ત ખંડ' લી. ૧૦૫ ) ની વચમાં છે. એને કમળના કોશની ઉપમા આપવામાં આવી છે. જેમ કમળના ફૂલને પાંખડી હોય છે તેમ એને જૂદા જૂદા દ્વીપો છે. મેરૂની ઉંચાઇ ચોરાશી હજાર જોજન છે જેમાંનાં સોળહજાર જોજન જમીનની સપાટી નીચે છે. સ્વર્ગમાંથી ગંગા આવી તે પ્રથમ એના શિખરપર પડી ને ત્યાંથી ચાર નદીને રૂપે આસપાસના દ્વીપોમાં વહે છે. દક્ષિણ તરફનો જે પ્રવાહ તે હિંદુસ્થાનની ગંગા, તાતાર દેશમાં ઉત્તર તરફ વહે છે તે ભદ્રસોમા, પૂર્વ તરફની તે સીતા, ને પશ્ચિમ તરફની તે ચક્ષ અથવા ઓકસસ છે. મેરૂના શિખરપર બ્રહ્માદિ દેવ, ઋષિ ને ગન્ધર્વો રહે છે. એ પર્વત સોના ને મણિથી ભરેલો છે. સૂર્ય મેરૂની આસપાસ ફરે છે એમ ગનાય છે. **પૃષ્ઠ**, પાછળ.

૪૪૬. **ઐશ્વર્ય**, શક્તિ; સત્તા. **ઐશ્વર્ય...લાખ**, ઇન્દ્રે લાખો ઉપાય ( યુક્તિઓ ) કીધા છતાં પણ ઐશ્વર્યયુદ્ધમાં તે નળથી હાર્યો.

૪૪૭. **મહાદેવ**; સંહાર કરનાર તમોગુણ ઇશ્વર; શિવ. એ યોગીરૂપે છે ને ચિરકાળ યોગાભ્યાસ કરે છે; એ ક્રોધી છે. પાર્વતી અર્ધાંગે ને ગંગા જટામાં એવી એને બે સ્ત્રી છે. શિવને ત્રણ આંખ છે

રખે આપણિ સ્ત્રિયો વરે નળને, સર્વે માંડી રક્ષાય.–તુલના૦
લક્ષ્મીનું મન[10] ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે; ૪૫૦
પ્રેમદાને લેઇ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે.–તુલના૦
હીમસુતાને હર લેઇ નાઠા, ગયા ગુફા માંય;

---

તેમાં બે ભવાંની વચગાંની છે તેમાંનો ડોળો ઉંચો નીચો થવાજ કરે છે. એને મુંડ ( રાક્ષસનાં ડોકાં ) ની માળા છે. એને સર્પનાં આભૂષણ છે ને એનું વાહન વૃષભ–નન્દી પોઠીઓ છે. જુઓ ' શંભૂસુત ' લી. ૧; ' ત્રિપુરાર ' લી. ૬. ચોળે, શરીરે લગાડે. રાખ, ( સં. रक्षा ), વિભૂતિ; ભસ્મ; યજ્ઞની ભસ્મ; મહાદેવના ભક્ત– બ્રાહ્મણો મન્ત્ર ભણી પોતાને કપાળે, બાહુએ લગાડે છે તે.

૪૪૯. નળ ઘણો સ્વરૂપવાન છે ને તેથી આપણી સ્ત્રીઓ તેને પરણી બેસે એવા ભયથી સઘળા દેવોએ સંભાળ લેવા માંડી–પોતાની સ્ત્રીઓને સાચવવા લાગ્યા. આનું વર્ણન નીચેની દશ લીટીમાં આપ્યું છે.

૪૫૦. લક્ષ્મી, વિષ્ણુ–શેષશાયી નારાયણની શક્તિ–ની સ્ત્રી. જ્યારે શેષશાયી નારાયણ પોઢે છે ત્યારે એ તેના પગ ચાંપે છે. એ સૌંદર્ય ને ધનની દેવી છે. **વિમાસે**, ( સં. वि+मृष्=વિચાર કરવો ), વિચારે; ફિકર કરે.

૪૫૧. **શેષ**, જુઓ લી. ૧૪૦. **બેઠા...વાંસે**, શેષનાગના વાંસા–પીઠપર જઇ રહ્યા. જુઓ ' વિષ્ણુ ' લી. ૪૨૦.

૪૫૨. **હીમસુતા**, હીમાચળ–હીમાલય પર્વતની સુતા–દીકરી; શિવની સ્ત્રી; પાર્વતી. એ પૂર્વ અવતારે દક્ષ પ્રજાપતિની પ્રસૂતિ સ્ત્રીથી થયલી સોળ કન્યામાંની સૌથી નાની સતી નામની પુત્રી હતી, તે શિવને પરણી હતી. દક્ષ એકવાર શિવલોક ગયા હતા ત્યારે શિવે તેનો બરાબર સત્કાર કર્યો નહીં, તેથી દક્ષને ઘણો ક્રોધ આવ્યો. એકવાર દક્ષે યજ્ઞ કીધો તેમાં શિવ અને સતી શિવાય બીજા બધાને તેડયા. સતીને યજ્ઞની ખબર પડી એટલે તેણે પોતાના પિતાને ઘેર જવાની મરજી કીધી. પણ શિવે કહ્યું કે તેડાં વગર જવું સારૂં નહીં; જશે તો તારૂં અપમાન થશે. છતાં સતીએ કહ્યું કે બાપને ત્યાં તેડાં વગર જવામાં ખોટું નથી માટે મને રજા આપો. શિવે આખરે રજા આપી કેટલાક ગણોની સાથે સતીને મોકલી. શિવના કહ્યા પ્રમાણે દક્ષે તેનું અપમાન કર્યું.

---

૧૦. ' ચિત્ત ' ( પ્ર. ૪ )

સહસ્ર આંખ્ય ઇન્દ્રે કરી, કરવા નારીની રક્ષાય;–તુલના૦
સિદ્ધિબુદ્ધિને ધીરે નહીં, રાખે ગણપતી અહોનિશ પાસ;
રૂષિપત્નીને રૂષિ લેઇ નાઠા, જઇ રહ્યા વનવાસ;–તુલના૦
પાતાળમાં લેઇ પદમનીને, વસિયા વરૂણ તે ભૂપ;

આથી ગુસ્સે થઇ સતી બળી મુઇ, ને ગણોએ જઇ શિવને આ ખબર કરી. બીજે અવતારે એ હીમાચળ પર્વત ને તેની સ્ત્રી મેનાની પુત્રી થઇ તેથી તેનાં પાર્વતી, ગિરિજા, હીમસુતા ઇ. નામ પડયાં. એ અવતારમાં પણ તે શિવને પરણી હતી, એને ગણપતિ, કાર્તિકસ્વામી ને ઉષા (ઓખા) એ ત્રણ સંતાન હતાં. હર, મહાદેવ. જુઓ લી. ૪૪૭. ગુફા, (સં. गुहा, गुह्=સંતાડવું), પહાડમાં જે પોલાણ હોય તે; ગુહા.

૪૫૩. ઇન્દ્રે પોતાની સ્ત્રી શચિને (નળને પરણે નહીં તેટલા સારૂ) સાચવવાને હજાર આંખ કીધી. ઇન્દ્રને હજાર આંખ છે તે પરથી કવિ એવી કલ્પના કરે છે કે ઉપલા કારણ સારૂજ તેણે એટલી આંખો કરી. જુઓ 'ઇન્દ્ર' લી. ૧૧૨.

૪૫૪. સિદ્ધિબુદ્ધિ, સિદ્ધિ અને બુદ્ધિ (દ્વ. સ.); એ બે ગણપતિની સ્ત્રી; વિશ્વરૂપની દીકરી હતી. એનાં લગન કરવાને એવો ઠરાવ હતો કે જે એક દિવસમાં પૃથ્વી પ્રદક્ષિણા કરી આવે તે તેઓને પરણે. ગણપતિએ વિચાર્યું કે મા છે તે પૃથ્વીરૂપ છે, માટે એની પ્રદક્ષિણા કરવી. પછી તેણે એ પ્રમાણે કર્યું ને બેઉ સ્ત્રી એને વરી. ધીરે નહીં, તેમનો વિશ્વાસ રાખે નહીં; તેઓને છુટી મૂકે નહીં. ગણપતિ, ગણનો પતિ. જુઓ 'શંભૂસુત' લી. ૧. અહોનિશ, (સં. अहः=દહાડો+निशा=રાત), દહાડો રાત; રાત દિવસ (દ્વ. સ.)

૪૫૫. ઋષિપત્ની, ઋષિઓની સ્ત્રી. જઈ...વાસ, વનવાસ જઇ રહ્યા; વનમાં જઇ વાસ કીધો.

૪૫૬. પદમની, (સં. पद्मिनी), જુઓ 'પદ્મની' લી. ૨૬૪. અહીંઆં વરૂણની સ્ત્રી ગૌરી. વરૂણ, પશ્ચિમ દિશાનો દિગ્પાળ અને પાણીનો અધિપતિ-રાજા (Neptune). એની રહેવાની નગરી માનસોત્તર પર્વત પર આવેલી નિમ્લોચિની અથવા સૂષા છે. એની સ્ત્રી ગૌરી

૧. 'સહસ્ર આંખ ઇન્દ્રે કીધી, નારીને જતી જોવાય.' (પ્ર. ૪)
૨. 'પાતાળમાં લેઈ પદ્મનીને, વશ્યો વરૂણ રાય;
સ્વાહાને સાચવવા અગ્નિયે, ધરી અડતાળીશ કાય.' (પ્ર. ૪)

સ્વાહાને સાચવવા વન્હિયે, ધર્યાં અડતાળિશ રૂપ;–તુલના૦
ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારિ;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારિ;–તુલના૦
હંસ ભણે હો ભાસની, એમ સઉએ શામા સંતાડી; ૪૬૦
નળના વપુના વાનથી, સર્વે સૃષ્ટી કષ્ટ પમાડી;[3]–તુલના૦

---

ને એનું આયુધ પાશ છે. જુઓ લી. ૭૭૮. પાતાળ...ભૂપ, વરૂણ રાજા તો પોતાની પત્નીની સ્ત્રી ગૌરીને લઈને (નળને રખેને તે વરે એવા ભયથી) પાતાળમાં જઈ રહ્યા.

૪૫૭. સ્વાહા, દક્ષ પ્રજાપતિની સોળ કન્યાઓમાંની ચૌદમી. અગ્નિની સ્ત્રી. એ યજ્ઞમાં દેવોને તેઓનો હવિર્ભાગ (બળીદાન) પહોંચાડે છે. વન્હિ, અગ્નિ, પૃથ્વી, અપ્ (પાણી), તેજ, વાયુ અને આકાશ એ પંચ મહાભૂતમાંના ત્રીજા–તેજ અથવા વન્હિનો મૂર્તિમાન દેવતા. દક્ષની કન્યા સ્વાહા એની સ્ત્રી થાય. એને બે મુખ, ત્રણ પગ ને સાત હાથ છે. એનું વાહન મેંઢો છે ને એની ધજા પર પણ મેંઢો છે. ધર્યાં...રૂપ, અડતાળીશ જૂદાં જૂદાં રૂપ લીધાં. અગ્નિનાં એ નામોને માટે જુઓ અમરકોષ.

૪૫૮. ચંદ્ર, એની સ્ત્રીનું નામ રોહિણી. સૂરજ, એની સ્ત્રી રન્નાદે.

૪૫૯. નળ ઘણોજ કાન્તિવાન છે અને હું પરણીશ તો મારી સ્ત્રી એનાપર મોહિત થઈ એને વરશે એમ નારદજી આગળથી જાણી ગયા તેથીજ પોતે પરણ્યા નહીં અને સદા બ્રહ્મચારી રહ્યા. બ્રહ્મચારી, (સં. ब्रह्मचारी, ब्रह्म=વેદ અથવા વેદાંગના અધ્યયન સારૂ લીધેલું વ્રત +चारी=ચાલનાર, પાળનાર), સ્ત્રી સંગ ન કરવો એવું જેણે વ્રત લીધું હોય તેવો પુરૂષ; હિંદુધર્મશાસ્ત્ર પ્રમાણે માણસની જીંદગીના બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત એવા ચાર આશ્રમ કહેલા છે, તેમાં જનોઈ દેવાય ત્યારથી તે લગ્ન થતાં સુધીની વિદ્યાભ્યાસ કરવાની અવસ્થામાંનો માણસ. જુઓ. લી. ૨૦૫.

૪૬૦. સંતાડી, પોતાની સ્ત્રીઓ નળને ન જોય તેટલા સારૂ.

૪૬૧. વપુના, શરીરના. વાન, (સં. वर्ण=રંગ), કાન્તિ; ખુબસુરતી. સર્વે...પમાડી, આખી દુનિયાને દુઃખ થયું. નળના સ્વરૂપની

---

૩. ' નળ તેજ ગુણ બળ રૂપથી, સર્વ સૃષ્ટિ કષ્ટ પમાડી. ' (પ્ર. ૪)

પુરૂષને અદેખાઈનું બળવું, નારીને દહે કામ;
અનલ પ્રગટચો સર્વને, માટે નળ ધરાવ્યું નામ;–તુલના૦
જપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમપરવત[૪];
તે નારી નળને પરણુશે, જેણે કાશી મુકાવ્યું કરવત;–તુલના૦ ૪૬૫

---

દેવો પણ અદેખાઇ કરતા હતા. 'વિદર્ભે ગમાગમન ભંગ થયા, દેખી નળનું રૂપ રે' લી. ૭૪૩; અને 'રખે આપણી સ્ત્રિઓ વરે નળને, સર્વે ગાડી રક્ષાય' લી. ૪૪૪ આવી રીતે સઘળી સૃષ્ટિને નળના રૂપથી કષ્ટ થયું.

૪૬૨. નળ બધા કરતાં વધારે ખુબસુરત હોવાથી તથા પોતાની સ્ત્રીઓ તને વરે એવા ભયથી પુરૂષો નળની અદેખાઇ કરી બળતા હતા અને સ્ત્રીઓ કામથી–નળને મળવાની ઇચ્છાથી બળતી હતી.

૪૬૩. અનલ, અગ્નિ દેવતા. અનલ શબ્દનો અર્થ કવિએ નળ નહીં તે અનળ એમ લીધો છે. સઘળાને અનળ પ્રગટચો પણ નળમાં અનલ નહોતો તેથી એનું નામ નળ પડયું. સરખાવો 'દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું.' લી. ૨૦૩.

૪૬૪. જપ, (સં. जप्=જપવું, ધીમે બોલવું); નામ, મન્ત્ર ઇત્યાદિનો મનમાં અથવા મુખથી વારે વારે જે ઉચ્ચાર કરવો તે. ઇશ્વરના નામનું સ્મરણ. સેવ્યો હિમપરવત, જુઓ 'ગાળ્યાં હશે હીમાળે અસ્ત, લી. ૨૦૫.

૪૬૫. કરવત, (સં. करपत्र), લાકડું વ્હેરી પાટીઆં પાડવાનું દાંતાવાળું લોઢાનું હથિયાર. જેણે...કરવત, કાશી અથવા બનારસ જે હિંદુઓનું પવિત્ર ધામ છે ત્યાં જઇ કરવત મૂકાવવાથી, એટલે ઉંધે માથે ટટાર બંધાઇને ગુદા આગળથી કરવત મૂકાવી લાકડાંની પેઠે વ્હેરાવવાથી આવતા જન્મમાં જેની આશા રાખીને કરવત મૂકાવ્યું હોય તે મનમાન્યું સુખ મળે છે, એવી ધર્મઘેલાઇ ઘણા વર્ષ પૂર્વે ચાલતી હતી, જે હાલ તદ્દન બંધ પડી છે. અહીંઆં કવિની મતલબ એવી છે કે જે સ્ત્રીઓ નળને પરણવાની ઇચ્છાથી કાશી જઇ કરવત મૂકાવ્યું હશે તેજ સ્ત્રી નળને વરશે.

૪૬૪–૬૫. જેણીએ જપ અને વ્રત કર્યાં હશે, જેણે હિમપરવત સેવ્યો હશે, અને જેણે કાશી જઇ કરવત મૂકાવ્યું હશે તે નારી નળને પરણુશે.

---

૪. 'જપતપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હશે પરવત.' (પ્ર. ૪.)

બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ;—તુલના૦
ત્યારે નરમ થઇ દમયંતી બોલી, નિરમળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં ભાઇ મહારો, તાંહાં મેળવ વેવીસાળ;—તુલના૦
હંસ કેહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઇચ્છે આંબાફળ; ૪૭૦
તેમ તુજને ઇચ્છા થઈ, ભરતાર પામવા નળ;—તુલના૦

---

૪૬૬. બ્રહ્માજીની સૃષ્ટિમાં, બ્રહ્માએ સર્જેલી દુનિયામાં એટલે સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણે લોકમાં. કો...રૂપ, જાચક—ભિક્ષુકનું નામ નથી.

૪૬૭. છેદ્યાં, ( સં. छिद्=કાપવું ), કાપ્યાં; દૂર કીધાં; ટાળ્યાં. સરખાવો લી. ૬૬. ભિક્ષુક...ભૂપ, ભીખારીઓને પણ નળે દાન આપીને રાજા સરખા બનાવ્યા ( અતિશયોક્તિ ).

૪૬૮. ત્યારે, હંસને મ્હોડે નળનાં આટલાં બધાં વખાણ સાંભળ્યાં ત્યારે. નરમ થઈ, ( સં. नम्र=નીચું, નમેલું ), દીન—ગરીબ થઇ; અભિમાન છોડી. નિર્મળ, ( સં. निर्मल, निः=વિનાનું+मल=મેલ ), વિનાનો; ખોડ ખાંપણ વગરનો; પૂર્ણ રીતે સ્વરૂપવાન અને યશસ્વી.

૪૬૯. જેમ તેમ કરતાં, ગમે તેમ કરીને; ગમે તેટલી મહેનત પડે તો પણ. તાંહાં, નળને ત્યાં; નળની સાથે. મેળાવ, કરાવ; મેળવી આપ. વેવીસાળ, વેસવાળ; વિવાહ.

૪૭૦. વામણો, ( સં. वामन=ઠીંગણો ), ઠીંગણો ( માણસ ).

૪૭૦–૭૨. હંસ કહે છે કે જેમ કોઇ ઠીંગણો માણસ ઉંચા આંબા પરથી કેરી તોડવા ઇચ્છે અને ફાંફાં મારે પણ કંઇ વળે નહીં, તેમ તારા જેવી સ્ત્રીને નળ જેવા અતિ સ્વરૂપવાન ભરતાર ( વર ) મેળવવાની ઇચ્છા થઇ છે પણ તે વ્યર્થ ફાંફાં મારવા જેવું છે. હંસને પોતાની મતલબ સાધવી હતી છતાં પોતે ગરજાઉ ન હોય તેવી રીતે નળનાં વખાણ કરીને તેણે દમયંતીના ગર્વને છેક હલકો પાડી નાંખ્યો; અને દમયન્તી જ્યારે નળ સાથે પોતાનો વિવાહ કરાવવા સારૂ આજીજી કરે છે ત્યારે હંસ પાછો તેને તરછોડી નાખેછે અને કહે છે કે એ ફોકટ ફાંફાં શા માટે મારે છે. તું ક્યાં ને નળ ક્યાં ! ( મહા કવિ કાળીદાસના રઘુવંશ નામના મહા કાવ્યના પ્રારંભમાંજ આવી રીતે કવિએ રઘુકુળના મહિમા સાથે પોતાનો મુકાબલો કીધો છે, ને તે ઉપરથીજ પ્રેમાનંદે આ વિચાર લીધેલો હોવો જોઇએ. )

હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
ખપકરી પરણાવીએ, તો તું સરખું કાંઈ ભૂત;[5]–તુલના૦
વચન સુણી વિહંગનાં, અબળાએ મુકયો અહંકાર;
ભુંડા એમ શું મને નિભ્રંછાં, આપણે મિત્રાચાર;–તુલના૦૪૭૫
સ્નેહ તે સતકર્મનો એમ, વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજસું, લાગું તાહારે પાય;–તુલના૦

---

૪૭૨. દૂત, સંદેશો પહોંચાડનાર; જાસુસ. અહીંઆં નળને સારૂ કન્યા શોધવા મોકલેલા માણસ.

૪૭૩. ખપ, મહેનત; ખંત; શોધ. સરખાવો 'ખપ કરી ખોળજો રે, કઢાડજો ક્ષિતિકેરો છેક.' ક. ૪૬. ખપકરી, મહેનત કરીને; પુષ્કળ શોધ કરીને. ભૂત, ( સં. ભૂ=થવું ). મરતી વખત મરનારનું મન કશામાં રહી ગયાથી તેના જીવની સ્થિતિ જે રૂપે થયલી મનાય છે તે; વિચિત્ર બિહામણું માણસ. અહીંઆં હંસ દમયન્તીનું અભિમાન છેકજ મૂકાવી દે છે. ખપ...ભૂત, ( જો નળને અમે ) ખપ કરી ( ને ) પરણાવીએ તો તું સરખું ( તારા સરખું ) કંઇ ભૂત ( જ પરણાવીશું ) ?

૪૭૪. વિહંગ, પક્ષી; અહીંઆં હંસ. જુઓ 'વિહંગ' લી. ૩૫૯. અહંકાર, અહં–હું પણું; હુંપદ; અભિમાન; ગર્વ.

૪૭૫. ભુંડા, નઠારા. સંબોધન વિભક્તિ હે ભુંડા. લાડવાચક શબ્દ છે. નઠારા એવો ખરો અર્થ અહીંઆં નથી. નિભ્રંછાં, સં. ( निर्+भर्त्स=ધમકાવવું ) ધમકાવે છે; તરછોડી નાખે છે. નિંદવું, વખોડવું એવા અર્થમાં પણ પ્રેમાનંદે આ ક્રિયાપદ વાપર્યું છે. જુઓ લી. ૭૧૪ તથા ૭૧૫. ભુંડા... મિત્રાચાર, દમયન્તી હંસને કહે છે કે આપણે બે મિત્ર થયાં છીએ ને હે ભુંડા તું મને આમ શું તરછોડે છે.

૪૭૬. વેદ અને ન્યાયશાસ્ત્રમાં કહ્યું છે કે સ્નેહ કરવો તે સતકર્મનો હોવો જોઇએ, એટલે સ્નેહમાંથી સારાં કામ થાય તોજ તે સ્નેહ ખરો.

૪૭૭. દમયન્તી આખરે છેક ગળગળિત થઇ કહે છે કે હે હંસ, હું તને પગે લાગું છું, તું નળ સાથે મારો વિવાહ કરાવી આપ.

---

૫. 'ખેપકરી પરણાવીયે અંતે તૂજ સરીખું ભૂત.' ( પ્ર. ૬ )

વલણ.

પાયે લાગું ને નળ માગું, હવે આવી તારે શર્ણરે;
નહીંતર પ્રાણ જાશે માહારા, ને પીંડ પડશે ધર્ણરે.

## કડવું ૧૩ મું. રાગ વેરાડી.

હંસ ભણે હો ભગની માહારી, ભીમકરાજકુમારી; ૪૮૦
નિશ્ચે નળ તુજને પરણાવું, મુને દયા આવેછે તાહારી. હંસભણે૦
અમો મળતાંને પ્રાણજ આપું, પુરૂં મનની આશ;[૬]
તાહારો મોહ લગાડું નળને, નાખી ઉંચાનીચા પાશ. હંસભણે૦

---

૪૭૮. નળ માગું, નળ સાથે પરણાવ એવું માગું છું. આવી...શર્ણરે ( સં. शरण=સંકટમાંથી બચવાને કોઇ સમર્થની સહાય-ઓથમાં જઇ રહેવું તે ), હું તારી પાસે રક્ષણને સારૂ આવી છું; મને તારોજ આસરો-આધાર છે.

૪૭૯. નહીંતર, નળ નહીં મળશે તો. પિંડ, દદો; દેહ; શરીર. પિંડ...ધર્ણરે, મારો દેહ જમીનપર પડશે.

૪૮૦. ભગની, ( સં. भगिनी ), બહેન. ભીમક...કુમારી, ભીમક રાજાની કુમારી-કન્યા; દમયન્તી.

૪૮૧. દમયન્તીને છેક નરમ કર્યા પછી હંસ એના કાલાવાલાને લીધે દયા લાવી જાણે તેનાપર મેહેરબાની કરતો હોય તેમ પોતાની ગરજ છુપાવી વાત કરે છે.

૪૮૨. મળતાને, જે મળે તેને; મિત્રને.

૪૮૩. પાશ, જાળ; બન્ધન; પ્રપંચ. નાખી...પાશ, આમતેમ જાળમાં ફસાવીને; પ્રપંચથી સમજાવીને; આડા અવળા પાટા દઇને.

૪૮૨-૮૩. હું મારા મિત્રને માટે જીવ આપીને પણ તેના મનની આશા પૂરૂં એવો છું, માટે આડા અવળા પાટા દઇને-આડું અવળું સમજાવીને-નળ તારાપર મોહિત થાય એમ હું કરીશ.

---

૬. ' અમો મળ્યાને પ્રાણ આપિયે, પૂરિયે મનની આશ ' ( પ્ર. ૬ )

એક જડીબુટ્ટી[7] સુંઘાડું નળને, તતક્ષણ થાશે ઘેહેલો;
આફ્રણીએ આંહાંઆવીનેરેહેશે, વેહેલો સર્વની પેહેલો.[8] હંસ ભણે૦ ૪૮૫
નળને તું નિરધાર પરણશે, એ માહારો સંકેત;
રખે ત્યાર પેહેલી કોને વરે, પછે હું થાઉં ફજેત. હંસ ભણે૦
આવશે નળનાં રૂપ લઇને, દેવતા મોટા ઘાતી;[9]
વણ તપાસે વરીશ મા, રખે ડાહી થઇ વહવાતી. હંસ ભણે૦

---

૪૮૪. જડીબુટ્ટી, ( જડી=છોડ, ઝાડ વગેરેનાં મૂળિયાં—ડાંખળી, છોડીયું, છાલ; ઔષધિ. બુટ્ટી=જેમાં અજબ જેવો ગુણ હોય તેવી વનસ્પતિ ), અજાયબ જેવા ગુણવાળી-અદ્ભુત અસર કરે એવી-જડી-વનસ્પતિની દવા. તતક્ષણ, તેજ ક્ષણે; તરતજ, તેજ ઘડીએ. ઘેહેલો, ગાંડો; ઢંગ વગરનો. આ જગ્યાએ દમયન્તીઘેલો એટલે દમયન્તીનેજ જોય અને તેનેજ માટે વિચાર કર્યા કરે એવો.

૪૮૫. આફ્રણીએ, પોતાની મેળે; સહજ. સરખાવો 'આફણીએ આપણને વરસે, થશે હંસનું કીધું ફોકજી.' લી. ૭૬૫. 'આફણીએ નહાસશે દેખીને, વારો છો શાને-હો બાઇ.' પ્રે. બા. અ. ૧૬ ક. ૫૫. 'આફણીએ જોને દ્વાર ઉઘડીઆં, હાર ગોવાળરાયે દીધોરે.' પ્રે. હારમાળા. પદ ૧૪૩. આંહાં, વિદર્ભ. સર્વની પેહેલો, સ્વયંવરમાં દમયન્તીને મેળવવા સારૂ જે સઘળા રાજા રાણા આવશે તેમાં પહેલો.

૪૮૬. સંકેત, ( સં. संकेत=તેડવું, વખત નક્કી કરવો ), કોઇ કામને સારૂ મુકરર કરેલી જે યોજના તે; આગળથી કરી મૂકેલી ગોઠવણ; ગોઠવણ.

૪૮૭. હું તારી સાથે ગોઠવણ કરું છું, ને તું બીજા કોઇને પરણી બેશે ને નળ આગળ હું જૂઠો પડું તો પછી મારી આબરૂ જાય.

૪૮૮. ઘાતી, ( સં. हन्=મારી નાખવું. ) ખુની; હત્યારા; આ જગ્યાએ ખરાબી કરનાર; નિર્દય; વિઘ્ન કરનાર.

૪૮૯. વણ...મા, નળ વિશે પાકી ખાતરી કીધા વગર કોઇને પરણીશ નહીં. વહવાતી, ( સં. वह्=લઇ જવું ) છેતરાતી; ઠગાતી.

---

૭. 'જડી સુળી.' ( પ્ર. ૪, ૫, ૬ ).
૮. 'આફૂરો આવી રહેશે ઉભો, વેલો સરવથી પેહેલો, ( પ્ર. ૬ ).
૯. 'આવશે નળનાં રૂપ ધરીને, છ દેવ મોટા ઘાતી. ( પ્ર. ૬ ).

નળ અમરમાં વેહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ;[10] ૪૯૦
દેવ રહેશે અંત્રિક્ષ ઉભા, નવ મળે નીમેષ.[1] હંસ ભણે૦
સ્વયંવર તું ઘેર રચાવે, વળી કરે એક વાનું;
તારો પિતા નોહોતરૂં મોકલે, તું પત્ર લખજે છાનું. હંસ ભણે૦
હંસરાયનાં વચન સુણીને, વાસા કરે વીદાય;

૪૯૦. અમર, ( સં. अ=નહીં+मृ=મરવું ), જેને મોત નથી એવા; દેવ. વેહેરો, ભેદ; ફેર; તફાવત. તે, તેનો, દેવોનો. સરખાવો ' તે ( તેથી ) હીંડતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધૂળ, ' લી. ૧૭૦. વેશ, બહારનાં ચિન્હ.

૪૯૧. અંત્રિક્ષ, ( સં. अन्तरिक्ष ), આકાશ. અહીંઆં અવ્યય છે. અદ્ધર; પૃથ્વીને અડકયા વગર. નીમેષ, આંખ ઉઘાડ દે કરવી તે; આંખનો પલકારો.

૪૮૭-૯૧. હંસ જતાં પહેલાં દમયન્તીને ચેતાવી જાય છે કે દેવો પણ નળનાં રૂપ લઇ તને પરણવા આવશે માટે તું ડાહી થઇને છેતરાતી નહીં. નળ અને દેવોમાં શો તફાવત છે તથા તેઓને પારખવાનાં બહારનાં ચિન્હ શાં છે તે પણ તે દમયન્તીને કહેતો ગયો. દેવ જમીનને અડકયા વગર અદ્ધર ઉભા રહેશે અને તેઓને માણસની પેઠે આંખના પલકારા હશે નહીં.

૪૯૨. સ્વયંવર, ( સં. स्वयम्=પોતે, જાતે+वर, वृ=પસંદ કરવું ), કન્યાએ પોતાની પસંદતાનો વર શોધીને પરણવું તે; આવી રીતે વર પસંદ કરવા સારૂ દેશદેશના રાજાઓને આમન્ત્રણ મોકલી મંડપ વગેરેથી લગ્નની ધામધુમ કરવી તે. રચાવે, ( સં. रच्=ગોઠવવું ), રચાવજે; ( સ્વયંવરની ધામધુમ ) કરાવજે; સમારંભ કરાવજે. વળી...વાનું, સ્વયંવર રચાવવા ઉપરાંત તું એક બીજી વસ્તુ—વાત—કરજે.

૪૯૩. નોહોતરૂં, ( સં. निमन्त्रण, नि+मन्त्र्=તેડવું ) તેડું; આમન્ત્રણ.

૪૯૪. હંસરાય, હંસમાં રાજા; મોટો હંસ. કરે વીદાય, વિદાય કરે; વળાવે; ( હંસને ) પાછો મોકલવાની તૈયારી કરે છે.

૧૦. ' નળ............વેરો શો છે, ઓળખાવું તે વેશ. ' ( પ્ર. ૬ ).
૧. ' દેવનાં વીરજ વસ્ત્ર તે અંત્રિક્ષ ઉભા, નવ મળે નીમેષ. ' ( પ્ર. ૪, ૫)
' દેવ............,ન મળે મેષોનમેષ.' ( પ્ર. ૬ )

જાઓ કહું તો મારી જીભ કાપું, ગયાવિના કામ ન થાય. હું સભણું૦ ૪૯૫
હોરે વિહંગમ હોરે વિહંગમ, મારો વિરહનો વન્હિ સમાવો[2];
વીરસેનસુતને વીવા અરથે, વીરા વેહેલા વેહેલા લાવો. હોરે વિ૦
તારા વ્હોણી નળનો વિજોગ છે, હું એ બે દુખે દુખાળી;[3]
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, મેલાપ તમારા ટાળી. હોરે વિ૦
વિશ્વાસ આપીને વાત વેહેવાની, રખે જાતા વીસરી; ૫૦૦
સ્વયંવરમાં નળ નહીં આવે તો, પ્રાણ જાશે નીસરી. હોરે વિ૦
જો તમો નાથ આણી નહિ આપો, તો કોણ આપશે વળતું;

---

૪૯૫. દમયન્તી હંસને કહે છે કે તમને જાઓ કહું તો મારી જીભ કાપી નાખવી પડે, મતલબ કે મારાથી તમને જાઓ એમ કહેવાતું નથી, તેમજ તમારા ગયા વગર ( નળ સાથે વિવાહ મેળવવાનું ) કામ પણ થાય તેમ નથી.

૪૯૬. વિરહ, ( સં. वि+रह्=તજવું, છોડી દેવું ), વિયોગ. મારો...સમાવો, નળથી મારો જે વિયોગ છે તેને લીધે મારા શરીરમાં જે વન્હિ-અગ્નિ-લાગ્યો છે તેને ( નળને લાવીને ) શાન્ત કરો-હોલવો. નળને દમયન્તીએ પોતાનું મન સમર્પ્યું ત્યારથી થયલો સંયોગ અને હમણા નળ એની કને નથી તેથી વિરહ-વિયોગ.

૪૯૭. વીવાઅરથે, વિવાહને અર્થે, લગનને સારૂ. વીરા, ભાઇ લાડવાચક શબ્દ છે. જુઓ ' વીર ' લી. ૪૨૩ અને ૫૨૧.

૪૯૮. દુખાળી, દુઃખવાળી; દુઃખી. તારા...દુખાળી, તારા ( હંસ ) વગરની હું થઇશ-તું જશે તેથી-અને નળનો વિયોગ છે તેથી હું બેવડી દુઃખી થઇશ.

૪૯૯. મેલાપ, મુલાકાત; હાજરી. મેલાપ...ટાળી, તમારા મેળાપ ટાળી-શિવાય, વિના. જુઓ, ' નથી બાઇ તું સુકવાવાળી, નહીં તને અન્યા ટાળી.' ક. ૪૮; ' નૈષધનાથને કોણ મેળવે, હો ગુરૂજી તમ ટાળી. ' ક. ૫૧.

૫૦૨. નાથ, રક્ષણ કરનાર; ધણી, સ્વામી. દમયન્તીએ હંસનાં વખાણ સાંભળીને પોતાનું મન અર્પણ કર્યું છે તેથી ' નાથ ' શબ્દ વાપરે છે. તો...વળતું, તો વળતું ( પછીથી ) કોણ ( આણી ) આપશે ?

---

૨. ' મારા તનનો તાપ સમાવો ' ( પ્ર. ૪ )
૩. ' તાહારી વેણી નળને વિજોગે, તેણે દુઃખે હું બાળી ' ( પ્ર. ૪ )

મોટું પુન્ય છે મનુષ્ય રાખ્યાનું[૪], અનંગ અગ્નિથી બળતું. હોરે વિ૦
માત તાતને સગાભાઇ હું, તેહેને લાજું કેહેતી;
કેમ કહું નળને પરણાવો મુને, સરવે કહે અલેતી. હોરે વિ૦
ગુહ્ય વાત[૫] તે મિત્રને કહીયે, વાહાલાની હોય ચોરી;
વણ રોગે આ વપુની વેદના, તું હંસ જાણે મોરી. હોરે વિ૦
તાહારી આશા સૂત્રનો તંતુ, પ્રાણ રહ્યો છે વળગી;
વેહેવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી. હોરે વિ૦

---

દમયન્તી કહે છે કે હે હંસ તું મારા સ્વામીને લાવી આપશે નહીં તો પછી બીજું કોણ લાવશે ?

૫૦૪. રાખ્યાનું, ( સં. रक्ष् = રક્ષણ કરવું ), રક્ષણ કરવાનું; બચાવવાનું. મોટું...બળતું, અનંગ અગ્નિ-કામની પીડાથી બળતું માણુસ રાખ્યાનું-બચાવ્યાનું મોટું પુન્ય છે.

૫૦૫. અલેતી, ( બાલ્યાવસ્થામાં-લાડ-કોડમાં ) અનાડી; અજ્ઞાન; બેવકુફ.

૫૦૬. છાની વાત ( કેટલીક એવી હોય છે કે ) તે મિત્રને કહીયે ( કહી શકાય છે, પણ તેમાં ) વાહાલાની ચોરી હોય ( વાહાલાથી તે છાની રાખવી પડે છે ).

૫૦૭. મોરી, મારી. કવિતામાંજ વપરાય છે. વણ...મોરી, રોગ વિના મારા શરીરની આ ( નળના વિરહની ) વેદના-પીડા હે હંસ તું જાણે છે.

૫૦૮. આશાસૂત્ર, આશા રૂપી સૂત્ર-સૂતર. તંતુ, તાંતણો, દોરી.

૫૦૯. અળગી, ( સં. अ =નહીં+लग् =લાગવું ), આઘી; દૂર; છુટી.

૫૦૮-૯. હે હંસ તેં ગને નળ સાથે પરણાવી આપવાની આશા આપેલી છે તે આશારૂપી સૂતરના તાંતણાને મારો પ્રાણ વળગી રહ્યો છે, એટલે જેમ સૂતરનો તાંતણો સ્હેજમાં તૂટી જવાનો ભય રહે છે તેમ જો તેં આપેલી આશા એટલે વહેવાની વાત મિથ્યા થશે તો મારો પ્રાણ જે આશારૂપી સૂતરના તાંતણાને લટકી રહ્યો છે તે તરતજ દેહમાંથી નીકળી જશે.

---

૪. ' મોહોટું દુઃખ છે મન રાખ્યાનું ' ( પ્ર. ૪ )
' મોહોટું દુઃખ છે મન વશ રાખ્યાનું ' ( પ્ર. ૪ ખ, ચ )
૫. ' ગુંજની વાત ' ( પ્ર. ૪ )

વિશ્વાસઘાતનું પાપ છે મોહોટું, તમો ડાહ્યાને શું કહીએ; ૫૧૦
વૃદ્ધની વાત કરી જાઓછો, નથી કીધી નાહાને છૈએ. હારે વિ૦
હંસ કેહે હો ભામની, નિશ્ચે રેહે તું વિશ્વાસે;
એમ કહીને ખગ તાંહાંથકી, ઉડી ગયો આકાશે. હારે વિ૦
આવી મળ્યો નળરાજાને, વાત કહી જે વીતી;
સમાચાર કેહ્યા જઇ હંસે, નળને અથઇતિ. હારે વિ૦ ૫૧૫
પંખી કહે પુણ્યશ્લોકજી, વીતી વાત શું કરૂં;
દિન દશ પાંચમાં આવ્યું દેખશો, પરણ્યાનું નોહોતરૂં. હારે વિ૦

વલણ.

નોહોતરૂં આવશે સ્વયંવરનું, હંસે વાત નળને કહી;
વેવિશાળ મળ્યું, દૂત ફળ્યું, તેમાં કાંઈ સંદેહ નહીંરે.

## કડવું ૧૪ મું. રાગ મલ્હારની દેશી.

બન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી; ૫૨૦
વીર વિહંગમ કોહોને વારતા, કેમ મેળ્યો વેવિસાળજી.

---

૫૧૦. વિશ્વાસઘાત, વિશ્વાસનો ઘાત; આગળથી ભરોસો આપી તે પ્રમાણે ન કરવું તે; વિશ્વાસ તોડવો તે.

૫૧૧. વૃદ્ધની વાત, ઘરડા માણસના જેવી એટલે વિશ્વાસ રાખી શકાય એવી ડહાપણ ભરેલી વાત. નથી...છૈએ, નાના છોકરાએ-બાળકે કીધી નથી કે તે પર ભરોસો રાખી ન શકાય. વૃદ્ધની...છૈએ, દમયન્તી કહે છે કે હે હંસ તું ડહાપણ ભરેલી ઘરડા માણસના જેવી વાત કરી જાય છે અને એ વાત કંઇ નાના છોકરાએ કરી નથી-તું કંઇ નાદાન નથી માટે હું તારાપર ભરોસો રાખું છું.

૫૧૪. વાત, હકીકત; બીના. વીતી, થઇ; બની.

૫૧૭. પરણ્યાનું, પરણવાનું; દમયન્તીને પરણવા જવાનું.

૫૧૯. દૂત, જુઓ લી. ૪૭૨. દૂત શબ્દ સામાન્ય નામ છે. પણ અહીંઆં પ્રેમાનંદે 'દૂતત્વ' ભાવવાચક નામના અર્થમાં વાપર્યો છે. સરખાવો 'દૂત' લી. ૬૨૧. દૂતત્વ, દૂતનું કામ; દૂતપણું.

૫૨૧. વીર, જુઓ 'વીરા' લી. ૪૭૭. કેમ...વેવીશાળ, કેવી રીતે, શી યુક્તિથી દમયન્તી સાથે મારો વિવાહ મેળવ્યો.

ગામ ઠામ નેં રૂપ ભૂપગુણ, ગોત્ર ને આચર્ણજી;
સર્વાંગે સંપૂરણ શ્યામા, માન્યું તાહારૂં અંતસ્કર્ણજી.
કેમ ગયો કેમ દૂત થયો, વાત કહો મુને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડીજી. ૫૨૫
પંખી કહે સાંભળીએ સ્વામી, કન્યા વર્ણન વિવેકજી;[૬]
શેષ છેક ન પામે સ્તવતાં, શું કહું જીંહ્વા એકજી.

---

૫૨૨. ઠામ, ઠેકાણું; રહેવાની જગ્યા; મહેલ. ભૂપગુણ, રાજાને શોભે એવા ગુણ. ગોત્ર, વંશનો મૂળ પુરૂષ જે ઋષિ તેના નામ ઉપરથી પડેલું કુળનું નામ. આચર્ણ, ( सं. आचरण, आ+चर्=ચાલવું, વર્તવું ). રીતભાત; લક્ષણ; ચાલચલણ.

૫૨૩. સર્વાંગે...અંતસ્કર્ણજી, તે શ્યામા-દમયન્તી સર્વાંગે-સઘળા અવયવોમાં સંપૂર્ણ છે—બરાબર છે ?-તેના અવયવ બરાબર જોઇએ તેવા છે ? અને તારૂં અંતઃકરણ-મન તેને જોઈને માન્યું ? તે તને પસંદ પડી ?

૫૨૪. વાત...માંડીજી, શરૂઆતથી-આરંભથી મને વાત કહો.

૫૨૫. લજ્જા છાંડીજી, મનની શરમ છોડીને. સ્વાભાવિક રીતે કન્યા પોતાના વિવાહને સારૂ વાત કરતાં શરમાય છે.

૫૨૬. વિવેક, વિવેકથી; હદમાં રહીને વિચારપૂર્વક; ટુંકામાં. પંખી...વિવેકજી, હંસ કહે છે કે હે સ્વામી-નળ, કન્યા-દમયન્તીનું હું જે વિવેકથી વર્ણન કરૂં છું તે તમે સાંભળો. કેટલાક ' કન્યાના વિવેકનું વર્ણન, ' અથવા ' કન્યાનું વર્ણન અને વિવેક ' એ પ્રમાણે લે છે. પણ આ કડવામાં દમયન્તીના પિતાની નગરીનું વર્ણન તથા હંસે દમયન્તીને કેવી સ્થિતિમાં જોઇ અને તેનું મન કેવી રીતે પોતાની તરફ આકર્ષ્યું તેનુંજ માત્ર કથન છે; તેમજ કડવા ૧૫ મામાં દમયન્તીના સ્વરૂપનું વર્ણન કીધેલું છે; વિવેક વિશે એમાંથી એકે કડવામાં કહેલું નથી.

૫૨૭. છેક, છેડો; પાર. સ્તવતાં, ( सं. स्तु, स्तव्=વખાણ કરવાં), વખાણ કરતાં; વર્ણવતાં. જીંહ્વા, જીભ. શેષ...એકજી, જો શેષનાગ તેની હજાર જીભવડે વર્ણન કરતાં પાર ન પામે તો હું મારી એક જીભે શું કહી શકું-કેટલું વર્ણન કરી શકું. આ લીટી ઉપરથી પણ જણાય છે કે ઉપલી

---

૬. ' કન્યા વરણ વિવેકજી, ' ( પ્ર. ૨, ૬ )

કુંદનપુર તે કુંદન જેવું[7], જોતાં મોહ ઉપજાવેજી;
વૈકુંઠ ત્યાં આવ્યું પ્રસ્થાને, અમરાપુરીને લજાવેજી.[8]
ચાહારે વરણ ધર્મને પાળે, જે પોતાનાં કર્મજી; ૫૩૦
સુખ નિવૃત નિરભે પ્રજા ને, આણ ભીમકની ધર્મજી.
આનંદ ઓચ્છવ ને હરિસેવા, ઘેર ઘેર વાજીંત્ર વાજેજી;

---

લીટીમાં 'વિવેકથી વર્ણન' લેવું પસંદ કરવા જોગ છે. સરખાવો લી. ૧૪૦ તથા લી. ૧૦૨૦.

૫૨૮. કુંદનપુર, ભીમકરાજાની નગરી. કુંદન, ચોખ્ખું સોનું; સૌથી ઉંચા ટચનું સરસ સોનું. જોતાં...ઉપજાવેજી, જોતાં વારનેજ મનને ખુશ કરી નાખે.

૫૨૯. વૈકુંઠ, વિષ્ણુનું ધામ. વિકુન્ઠા-વિષ્ણુની માના નામ ઉપરથી પડેલું વિષ્ણુનું અને તેની રહેવાની જગ્યાનું નામ. પ્રસ્થાને, સ્થાને; સ્થળે; જગ્યાએ. અમરાપુરી, અમરાવતી; ઇન્દ્રની નગરી. લજાવે, શરમાવે. વૈકુંઠ...લજાવેજી, તે સ્થળે વૈકુંઠજ પૃથ્વીપર આવ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો છે, અને એવું કુંદનપુર ઇન્દ્રની નગરીને પણ શરમાવે છે; મતલબ કે અમરાપુરી પણ કુંદનપુર આગળ કશા હિસાબમાં નથી.

૫૩૦. ચાહારે...પાળે, જુઓ 'ચારે વર્ણ પાળે નિજધર્મ, લી. ૭૧. ચાહારે...કર્મજી, ચારે વર્ણના લોકો પોતાના વર્ણાનુસાર જે કર્મ કરવાનાં તેજ કર્મ કરે છે અને સ્વધર્મમાં રહી આચરણ પાળે છે.

૫૩૧. સુખનિવૃત્ત, સુખને લીધે નિવૃત્તિ-નિરાંતવાળા; નિશ્ચિન્ત (૫. તત્. સ.) નિવૃત્ત, (સં. નિ + વૃત=પાછાં ફરવું, બંધ પડવું), નિવૃત્તિ (સંસારના પ્રપંચ ઉપાધિથી દૂર હોવું તે) વાળા. નિરભે, ભય રહિત. ને, ઉભયાન્વયી અવ્યય. 'સુખ નિવૃત્ત નિરભે પ્રજા' અને 'આણ ભીમકની ધર્મજી' એ બે વાક્યને જોડે છે. સુખ...ધર્મજી, પ્રજા સુખને લીધે નચિંત અને નિર્ભય હતી ને ભીમક રાજાની ધર્મ આણ હતી, એટલે ભીમકનો હુકમ-અમલ ધર્મ પ્રમાણે ચાલતો હતો.

૫૩૨. આનંદ, જુઓ લી. ૪૦૯. ઓચ્છવ, (સં. उत्सव), મોટી.

---

૭. 'કુંદન કેરૂં.' (પ્ર. ૪, ૫)

૮. 'શું વૈકુંઠ આવ્યું પૃથ્વીમાં.' (પ્ર. ૬)

વાસવ વિષ્ણુ વિરંચી ઇછે, વાસ સુખને કાજેજી.
વિદ્યા મુકાવી નિશાચરની, તે શીખ્યા દીશાચર કામજી;
જુગ્મ કપાટ વિજોગ પુરમાં[૯], જુઆં રહે અષ્ટ જામજી; ૫૩૫
કર્મ ત્યાગ પારધીએ કીધાં, ગુણકાએ ગ્રહી લજ્જાજી;

---

ખુશાલી; આનંદનો દહાડો; તેહેવારનો દહાડો. **હરિસેવા**, હરી–ઇશ્વરની સેવા-ભક્તિ. **વાજીત્ર**, ( સં. वादित्र ), વાજાં.

૫૩૩. **વાસવ**, ઇન્દ્ર. **વાસવ...કાજેજી**, સુખ ભોગવવાને સારૂ ઇન્દ્ર, વિષ્ણુ અને બ્રહ્મા પણ કુંદનપુરમાં વાસ ઇચ્છે છે–આવી રહેવાનું મન કરે છે.

૫૩૪. **નિશાચર**, નિશાએ–રાતે; ચર–ચરનાર અથવા ફરનાર (સ.તત. સ. ); ચોર. **દીશાચર**, નિશાચરથી ઉલટો ' દીશાચર ' શબ્દ યોજી કાઢેલો છે. ' દીશાચર ' શબ્દનો અર્થ તો દીશામાં ચરનાર અથવા ફરનાર થાય. પણ કવિની મતલબ અહીંઆં ' દીશાચર ' એટલે દિવસે ફરનાર એટલે ચોરથી ઉલટા અથવા આબરૂદાર એમ છે. **વિદ્યા**, ( સં. विद्=જાણવું), કામ; ધંધો. **વિદ્યા...કામજી**, ( ભીમક રાજાએ ) નિશાચરની વિદ્યા મૂકાવી–ચોરને ચોરી કરતાં બંધ કીધા અને તેઓ દીશાચરનું કામ શીખ્યા એટલે આબરૂદાર ધંધો કરી પોતાનું પેટ ભરવા લાગ્યા.

૫૩૫. **જુગ્મ**, બે. **કપાટ**, બારણું. **વિજોગપુર**, લોક ઉઘાડે બારણે નિર્ભય સૂતા હતા તેથી કવિ કુંદનપુરને વિજોગપુર એવું નામ આપે છે. કારણ ત્યાં આઠેપહોર બેઉ બારણાં જુઆં રહેતાં હતાં–ઉઘાડાં રહેતાં હતાં. **જુઆં**, જુદાં; ઉઘાડાં. **અષ્ટ**, આઠ. **જામ**, ( સં. याम ), દિવસનો આઠમો ભાગ–ત્રણ કલાકનો વખત; એક પહોર, **અષ્ટ જામ**, આઠે પહોર; આખો દિવસ ને રાત.

૫૩૬. **પારધી**, ( સં. पापर्द्धि, પાપ+ऋद्धि=પાપનું વધવું તે; શિકાર; આ કામ કરે પાપનો વધારો–સંચય થાય છે તેથી આ નામ ), શિકાર કરનાર. **કર્મ...કીધાં**, પારધીએ પોતાનાં કર્મ—શિકારના કામનો ત્યાગ કીધો-શિકાર કરવાનું છોડી દીધું. **ગુણકા**, ( સં. गणिका ), વેશ્યા. **ગ્રહી લજ્જા**, લજ્જા—શરમ ધરી—ધારણ કીધી. ભાવાર્થ વેશ્યા જેને

---

૯ ' યુગ્મ કપાટી વિયોગીપુર માહાં જુયાં રહે અષ્ટ જામજી. ' ( પ્ર. ૨ )
' જુગ્મ કપાટ વિજોગી પુરમાં,...............( પ્ર. ૬ )

ઉચ્ચાટ એક અધર્મીને વર્ત્તે, સકંપ એક ધ્વજાજી.
ભુવન ભવ્ય ભૂપ ભીમકનાં, ભુવન ત્રણ વ્યતિરેકજી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એકજી.
સપ્તભોમ તે વ્યોમ સમાને, ફરતી બારી જાળીજી; ૫૪૦
દશ સહસ્ત્ર નારી આયુધધારી, કરે કન્યાની રખેવાળીજી.
ચંદન ચંપક ચારોળીને, વટવાળો વેલડીજી;

---

લાજ હોયજ નહીં–ધટે નહીં–તેવી સ્ત્રીઓએ પણ ભીમક રાજાના નગરમાં લજ્જા ધારણ કરી પોતાના કુમાર્ગ છોડી દીધા.

૫૩૭. ઉચ્ચાટ, ( સં. उच्चाटन ), અકળામણ; ઉદાસી; ચિંતા. અધર્મી, પાપી. વર્ત્તે, હોય; થાય. સકંપ...ધ્વજાજી, કુંદનપુરમાં નિશાનની ધ્વજા માત્ર કંપે છે–ફરફરે છે; એ શિવાય બીજું કોઇ સકંપ નથી—બીજા કોઇને ધ્રુજવું પડતું નથી—ડર નથી. સરખાવો 'નળના રાજ્યમાં બંધન.........પીડી ન શકે લગારેજી,' ક. ૬૪.

૫૩૮. ભુવન, જુઓ લી. ૩૭. ભવ્ય, મોટાં ને શોભિતાં; પ્રૌઢ અને સુંદર. ભુવન ત્રણ, ત્રણ ભુવન; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોક. વ્યતિરેક, ( સં. वि+अति+रिच्=ચઢીઆતા થવું ), જુદાં, ન્યારાં; ચઢીઆતાં. ભુવન...વ્યતિરેક, ભૂપ ભીમકનાં ભવ્ય ભુવન ત્રણ ભુવનથી—માં વ્યતિરેક છે; ભીમક રાજાના મોટા ને શોભિતા મહેલ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોકમાં ચઢીઆતા છે એટલે એના જેવા મહેલ બીજે કયાં નથી.

૫૩૯. પરમ, ઘણીજ. મનોહર, મનનું હરણ કરે એવી; મનને ખુશી કરી નાખે એવી; સુંદર. મધ્યે, (વાડીની ) વચમાં. અવાસ, ( સં. अवास ), ઘર.

૫૪૦. સપ્તભોમ, સાત માળ. વ્યોમ સમાને, આકાશને પહોંચે એવા. ફરતી, આસપાસ; ચારે બાજુએ.

૫૪૧. આયુધધારી, આયુધ—હથીઆરને ધારણ કરે છે જે તે ( બહુ. સ. ); હથીઆરવાળી; હથીઆરબંધ. રખેવાળી, રક્ષણ; સંભાળ.

ફણુસી ફોફળી ને શ્રીફળી, આંબા સાખ સેલડીજી.[10]
બીલી કોઠી દ્રાખ દાડમી, નારંગી ને. નેત્રજી;
અખોડ ખજુર ને લવંગલતા, બહુ ખારેકનાં ખેત્રજી. ૫૪૫
શીતળ જળાશય કમળ કેતકી, કુસુમ પુરણુ કુંજજી;
મળીઆગર મોગરા માલતી, ખટપદ ગુંજાગુંજજી.
વેલ વળી એખરો કળી, શીતળ વાય સમીરજી;[1]
વયણુ પંખી રયણુ બોલે, ડોલે રાજા ગીરજી.

---

૫૪૩. **ફણુસી**, ( सं. फलस ), ફણુસનું ઝાડ. **શ્રીફળી**, ( सं. शिरफल ), નાળિયેરી. નાળિયેરીનાં ફળ છેક ટોચે બાઝે છે, માટે આ નામ.

૫૪૪. **બીલી**, બીલીનું ઝાડ; એનાં ફળને બીલાં કહે છે. **કોઠી**, ( सं. कपित्थ, कपि=વાંદરું+स्था=રહેવું ), જેના ઉપર વાંદરાં રહે છે એવું ઝાડ; કોઠનું ઝાડ. **દાડમી**, દાડમડી.

૫૪૫. **ખજુર...ખેત્ર**, જુઓ લી. ૨૨૯.

૫૪૬. **શીતળ**, ( सं शीतल ) ઠંડા. **જળાશય**, ( सं. जलाशय, जल=પાણી+आशय=જગ્યા ), જળનો આશય—ઠેકાણું; હોજ. **કેતકી**, કેવડાનું ઝાડ. **કુસુંમ...કુંજ**, કુસુમ-ફુલથી પૂર્ણ-છવાઇ ગયલો કુંજ હતો, ફુલોની ખુબ ઘટા થઇ રહી હતી. કુંજ, વેલાઓથી છવાઇ ગયલી જગ્યા.

૫૪૭. **મળીઆગર**, ( सं. मलयागरु), એક જાતનું ઝાડ; એનું લાકડું ઘણું સુગંધીદાર છે. **માલતી**, મોગરાની એક જાત. **ખટપદ**, (सं. षट्पद), ખટ-છ, પદ-પગ છે જેને તે (બહુ. સ. ). ભમરો, **ગુંજાગુંજ**, ભ્રમરાનું ગણગણાટ સાથે ફરવું—કુદવું.

૫૪૮. **વેલ**, ( सं. वल्ली ), વેલાઓ. **સમીર**, વાયુ; પવન.

૫૪૯. **વયણુ**, વેણુ; શબ્દ. **રયણુ**, ( सं. रजनि ), રેણુ; રાત્રી ( એ ).

૫૪૮-૪૯. વળી ત્યાં એખરાનાં ઝાડ, અનેક વેલાઓ તથા અગણિત કળીઓ નજરે પડે છે, અને ઠંડો પવન વાય છે; રાત્રીને સમયે પક્ષીઓ મધુરા અવાજ કરે છે; આ સઘળી ખુબીઓ, હે રાજા, એવી

---

૧૦. 'અઢારભાર વનસ્પતિ શોભીત સાકર સરખી શેલડી.' ( પ્ર. ૨ )

૧. 'કનેરને વળી કેવડો, નાળીકેર ભરીયાં નીરજી;
તહીં રયણ પંખી વયણુ બોલે, ન રહે રાજા ધીરજી.' ( પ્ર. ૨ )
'વણુરેણ બોલે કોકીલા, શોર મોર ના થાયજી' (પ્ર. ૪ ખ, ચ)
'વેલા વાલોળ પરવળના વળિ, શીતળ વાય સમીરજી;
રેણિયે પંખી વાણી બોલે, ડોલે ગેર ગંભીરજી' ( પ્ર. ૬ )

સાગ સીસમ ને સરહુઓ, સાદડીઆ તાલ તમાલજી; ૫૫૦
કરેણુ કામ બાબચી બદ્રિકા, જાવંત્રી જાયફળજી.[2]
વાડ વાટિકા વંક વેલામણી, કેળ વંન બીજોરીજી;[3]
બેલડીએ સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરીજી.
તે વન માંહે હું ગયો ને, હવો હર્ષ પૂર્ણજી;
વૃક્ષજુથમાં પેસી બેઠો, ગોપવીને વર્ણજી. ૫૫૫

---

છેક ગીર-પર્વત પણ ડોલી જાય, પર્વત જે અચળ ગણાય છે તે પણ આથી ચલિત થાય તેવું છે.

૫૫૦. **સરહુઓ**, સેકટો. **સાદડીઆ**, સાદડો; એ નામનું ઝાડ. **તાલ**, તાડ. **તમાલ**, એક જાતનું ઝાડ. એની છાલ તે તજ, અને પાંદડાં તે તમાલ પત્ર.

૫૫૧. **કરેણુ**, કરેણનું ઝાડ. **કામ**, આંબાની એક જાત. **બદ્રિકા**, બોરડી. **જાવંત્રી**, ( સં. जातीपत्री ), જાયફળપરનું લાલાશ પડતું પીળું વેષ્ટન અથવા ઢાંકણુ; એક જાતનો તેજાનો. **જાયફળ**, ( સં जातीफल ), એક જાતનું સોપારીની પેઠે છોડમાં થતું સુગંધીદાર ફળ. જાયફળની આસપાસ જાવંત્રી વીંટલાયલી હોયછે ને તેનાપર છોડું હોય છે. **જાવંત્રી, જાયફળ**, જાવંત્રી યુક્ત-સાથેનું જાયફળનું ઝાડ.

૫૫૨. **વાટિકા**, વાડી. **વંક વેલામણી**, વાંકવાળી; વાંકાચુંકા રસ્તાવાળી. **વાડ...વેલામણી**, વાડીમાંની ક્યારાની આસપાસ કરેલી મેંદીવગેરેની વાડ વાંકી ચુંકી હતી-એટલે વાડીમાં વાંકાચુંકા રસ્તા હતા. **કેળવંન**, કેળનાં ઝાડો પુષ્કળ હોવાથી કેળનું વન કહેલું છે.

૫૫૩. **બેલડીએ**, બેઉ બાજુએ એકેક છે એવી રીતે. **સાહેલડી**, સખી; બહેનપણી. **ગોરી**, દમયન્તી. જુઓ લી. ૧૭૫. **બેલડીએ... ગોરીજી**, તે ગુણવંત ગોરી-દમયન્તી તેની સખી માધવી અને કેશવીને બે બાજુએ રાખી વળગીને હીંડે-ચાલતી હતી. સરખાવો ' બે બે ગોપી વચ્ચે ગોવિંદજી, બેલડીએ ફરતો, ' પ્રે. ભા. આ. ૩૩ ક. ૯૩.

૫૫૪. **હવો...પૂર્ણ**, મને અત્યંત આનંદ થયો.

૫૫૫. **વૃક્ષજુથ** ( સં. वृक्षयूथ ), વૃક્ષનું જુથ; ઝાડનો સમૂહ; વૃક્ષની ઝાડી-ઘટા. **ગોપવીને** ( સં. गुप्=સંતાડવું ), છુપાવીને; સંતાડીને.

---

૨. ' કરેણક બાબંચીની ને બદ્રિફળ, જાવંત્રી ને જાયફળજી. ' ( પ્ર. ૪ ખ )
' કહેર બાબચિ બદામ બદ્રિ, જાવંત્રી જાયનાળજી. ' ( પ્ર. ૬ )
૩. ' વાડ વાટિકા વાંક વલામણું, કેવલવન્ન બીજોરીજી. ' ( પ્ર. ૨ )

દાસી સર્વ થઈ નિદ્રાવશ, ઇંદુ આવ્યો માથેજી;
દમયન્તીએ દ્યૂત આરંભ્યું, માધવી સખી સાથેજી.
તેણે સમે મેં તમો વર્ણવ્યા, શ્યામાએ ધરીઆ શ્રવણજી;
ઉઠી બાળી અટાળીએ આવી, જોતી નેત્રે તીક્ષણજી.
પાસે દાસી બન્યો રાખી, ચતુરા ચોદશ ભાળેજી; ૫૬૦
આ વનમાં કોઇ જન આવ્યો છે, બોલી કરે આ કાળેજી.

**વલણ.**

આ કાળે બોલી કોણ કરે છે,જુએ વનમાં ફરી ફરી[૪];
હંસ કહે હું હવો વિસ્મય, શું વખાણું એ સુંદરી રે.

**કડવું ૧૫ મું. રાગ ધનાશ્રી.**

ભૂપ મેં દીઠી ગર્વ ઘેલડી, સખી બે મધ્ય ઉભી અલબેલડી;

---

૫૫૬. **થઈ નિદ્રાવશ**, નિદ્રાને વશ થઇ; ઉંઘી ગઇ. **ઈંદુ**, ચંદ્ર.

૫૫૭. **માધવી**, દમયન્તીની સખી; એની માધવી અને કેશવી નામની બે ખાસ સખીઓ હતી.

૫૫૮. **મેં તમો વર્ણવ્યા**, મેં તમારૂં વર્ણન કીધું. **ધરીઆ શ્રવણ**, વર્ણન સાંભળવાને કાન દીધા.

૫૫૯. **બાળી**, કન્યા; દમયન્તી, **અટાળીએ**, ( अट्टालिका ), ઝરૂખો. **જોતી...તીક્ષણ**, તીક્ષણ નેત્રે જોતી; હંસ ઝાડીમાં છુપાઇને બેઠો હતો તે કોણ છે ને ક્યાં છે તે જાણવા સારૂ તાકીને ઝીણી આંખે જોવા લાગી.

૫૬૦. **ચોદશ**, ( સં. चतुर्दिश् ), ચારે દિશાએ; ચારે બાજુએ; આસપાસ. **ભાળે**, ધારીને જોય.

૫૬૧. **જન**, પ્રાણી; માણસ. **બોલી...કાળે**, આ વખતે-મધરાતને વખતે શબ્દ કરેછે, બોલે છે.

૫૬૨. **વન**, ઝાડી. **ફરીફરી**, વારેવારે.

૫૬૩. **શું વખાણું**, કેવી રીતે વખાણ કરૂં. જુઓ લી. ૫૨૭. **સુંદરી**, સુંદર સ્ત્રી; સ્ત્રી.

૫૬૪. **ગર્વઘેલડી**, ગર્વથી ઘેલી; જુવાનીના મદથી ભરેલી. **અલબેલડી**, અલબેલી ઉપરથી થયલો લાડવાચક શબ્દ; સુંદર; ફુટડી; છબીલી.

---

૪ ' આ કાળ વાણી વદે કો એક, જુએ વનમાં ફરીફરી;
' હંસ કહે હું થયો હતવત, શું વર્ણવું તે સુંદરી. '( પ્ર. ૪ )

કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચે વૈદર્ભી કનકની વેલડી. ૫૬૫

ઢાળ.

વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી;
ચકિત ચિત થયું માહારૂં, ને ગયો દૂતત્વ ભૂલી.
સામસામા રહ્યા શોભે, વ્યોમભોમ્ય બે સોમ;[૫]
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ્ય.
ઉભે અમિનિધિ કીરણ પ્રગટ્યાં, કળા થઇ પરકાશ; ૫૭૦

---

૫૬૫. વેલડી, (સં. વલ્લી), નાનો વેલો. કદળી...વેલડી, દમયન્તીની બે સખીઓ કેળના સ્થંભ જેવી જણાતી હતી, અને એની વચમાં તે સોનાની નાજુક વેલી સરખી દેખાતી હતી. દમયન્તી પોતાની માધવી અને કેશવી સખીને વળગીને ઉભી હતી તેથી કવિ તેને બે કેળના થાંભલા ઉપર વિંટલાયલા નાજુક વેલાની ઉપમા આપે છે.

૫૬૬. હેમ, સોનું. અવેવ,(સં. અવયવ),શરીરના જૂદા જૂદા ભાગ; અંગ; અવયવ. અવેવ ફૂલે, અવયવ રૂપી ફૂલથી. ફૂલી, ખીલેલી; ખીલી રહેલી.

૫૬૭. ચકિત, સ્તબ્ધ; દિઙ્મૂઢ.

૫૬૬-૬૭. દમયન્તી જાણે સોનાની વેલી હોયની શું તેવી દેખાતી હતી, અને તે અવયવ રૂપી ફૂલથી ખીલી રહી હતી, તેને જોઇને હું દિઙ્મૂઢ બની ગયો અને મારૂં દૂત તરીકેનું કામ વિસરી ગયો.

૫૬૮. સોમ, ચંદ્ર.

૫૬૯. બિંદુ, દમયન્તીના સંબંધમાં ચાંલ્લો; અને ચંદ્રના સંબંધમાં તેમાંનું કલંક-લાંછન. બિરાજે, (સં. વિ+રાજ્=પ્રકાશવું), પ્રકાશે. ઉડગણ, (સં. उडुगण), ઉડુ-તારાનો ગણ-સમૂહ; તારાગણ.

૫૬૮-૬૯. આકાશમાં ચંદ્ર અને પૃથ્વીપર દમયન્તીનો મુખચંદ્ર એવા બે સોમ સામસામા શોભી રહ્યા હતા, અને આકાશમાંના ચંદ્રમામાં જેમ મૃગાંક છે તેમ દમયન્તીના મુખચંદ્રમાં પ્રકાશતો ચાંલ્લો મેં જોયો તેથી જાણે ઉડુગણ એટલે તારાનો સમૂહ પૃથ્વીપર આવ્યો હોયની એમ મને લાગ્યું.

૫૭૦. ઉભે, (સં. उभय), બેઉ. અમિનિધિ, (સં. अमृतनिधि), અમી અમૃતનો નિધિ-ભંડાર (ષ. તત્ સ.); ચંદ્ર. જુઓ 'સુધાકર' લી. ૧૪૫. કળા, (સં. कला), ચંદ્રના વ્યાસસૂત્ર-બિંબનો સોળમો ભાગ; કાન્ત; તેજ.

---

૫. 'સાહામ સાહામી હવી શોભા, વ્યોમ ભોમે સોમ.' (પ્ર. ૪)

જ્યોતેજ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી થંભ્યો[6] આકાશ.
કામનીનો પરિમળ બેહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડ્યો ચંદન વૃક્ષ.[7]
કુરંગ મીનની[8] ચપળતા, શું ખંજન જાળે પડિયાં;
નેત્રઅણિઅગ્રે શ્રવણ વીંધ્યા, સોય થઇ નીમડિયાં[9]. ૫૭૫

૫૭૧. જ્યોત, ( સં. જ્યોતિસ્ ), પ્રકાશ; તેજ. જ્યોતેજ્યોતથી, જ્યોગસોમ ને ભોમસોગના સામસામા પ્રકાશથી. થંભ્યો, ટેકી રહ્યો.

૫૭૦-૭૧. આકાશમાંના અને પૃથ્વીપરના બેઉ ચંદ્રોએ પોતાનાં કિરણ પ્રગટ્યાં અને તેઓનું તેજ પ્રકાશી રહ્યું; એ બેઉના સામસામા પ્રકાશ મળવાથી એક થાંભલો થયો અને તેથીજ આકાશ જાણે ટેકી રહ્યું-તેનેજ આધારે આકાશ રહ્યું હોય એમ મને ભાસ્યું.

૫૭૨. પરિમળ, ( સં. परिमल ), સુગંધ; સુવાસ; પીમળ. બેહેકે, મગમગ થઇ રહે; પસરી રહે.

૫૭૩. ધરાધર, ધરા-પૃથ્વીને ધરનાર; જુઓ 'શેષ' લી. ૧૪૦; તે ઉપરથી, નાગ. ચંદન વૃક્ષ, સુખડનું ઝાડ; એની સુગંધીને લીધે એની આસપાસ નાગ-સાપ રહે છે. સરખાવો 'અગર તગર મળીયાગર બાલી, ચંદન ચડીયા નાગ'. પ્રે. ભા. અ. ૫૧ ક. ૫૧.

૫૭૨-૭૩. તે સ્ત્રીનું તેજ લાખવસા-પુષ્કળ પ્રકાશતું હતું, એટલે તે ઘણુંજ કાન્તિવાન દેખાતી હતી, ને તેના શરીરની સુગંધી બહેક બહેક થઇ રહી હતી, અને તેથી તેના વાંસાપર પડેલી તેની ગુંથેલી વેણી તે જાણે તેના શરીરરૂપી ચંદન વૃક્ષપર વાસ લેવા સારૂ નાગ ચડ્યો હોમની તેવું મને ભાસ્યું.

૫૭૪. ચપળતા, ચંચળતા; અસ્થિરતા. ખંજન, એક જાતનું પક્ષી. એની પુછડી એના શરીર જેટલી લાંબી ને ઉભી હોય છે, તે વારેવારે હાલ્યાજ કરે છે. જાળ ( સં. जाल ) માછલાં, પક્ષી વગેરે પકડવાનો સુતળી અથવા દોરીનો ગુથેલો એક ઘાટ; પાશ.

૫૭૫. નેત્રઅણિઅગ્રે, નેત્રની અણીના અગ્ર ભાગ વડે. સોય, ( સં. सूचि ). નીમડિયાં, નિવડ્યાં સોય...નીમડિયાં, સોયનું કામ સાર્યું.

૬. 'રહ્યું' ( પ્ર. ૪ ) 'રહ્યા' ( પ્ર. ૬ )
૭. 'કામનીનો ધમ્મીલ લેહેકે, ગો ફણો શોભાવી રક્ષે;
શકે ધરાધર વાસ લેવાને, ચડ્યો ચંપક વૃક્ષે.' ( પ્ર. ૪ )
૮. 'કુરંગ દગની.' ( પ્ર. ૪ )
૯. 'નેત્ર અગ્રે શ્રવણ વેધ્યાં, સોય થઇ નીવડ્યાં' ( પ્ર. ૪ )

શકે નેત્ર ખેત્ર છે મોહનું, ડોડાળાં અંબૂજ;
ભ્રુવ શરાસન દૃષ્ટી શર, હાવ ભાવ બે ભૂજ.
ગળસ્થળ નારંગ ફળશા, આદિત્ય ઈંદુ અકોટી;
અધર પ્રવાળી દંત કનકરેખા, જીભ્યા જાણે કસોટી.[૧૦]

---

૫૭૪–૭૫. તેની આંખ હરણ અને માછલાંની આંખ જેવી ચપળ હતી, તેથી ખંજન પક્ષી જાળમાં પકડાયું હોયની એવું લાગ્યું; અને તેની આંખ એટલી તો લાંબી હતી કે તેની તીણી અણીએ તેના કાન વીંધી નાખીને સોયનું કામ સાર્યું હોયની એવું લાગ્યું. સરખાવો 'કાને કુંડળ હીરે જડિયાંરે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાંરે,' પ્રે. મામેરૂ ક. ૧૩ તથા 'લોચન અગ્ર શ્રવણુ અડિયાંરે, શું ખંજન જાળે પડિયાંરે' પ્રે. ભા. અ. ૪૮ ક. ૧૩૭.

૫૭૬. **ખેત્ર**, (સં. क्षेत्र), સ્થાન. **ડોડાળાં**, ડોડાવાળાં. **અંબૂજ**, અંબૂજ, (સં. अंबु=પાણી+ज=જન્મેલું), પાણીમાં જન્મેલું તે; કમળ.

૫૭૭. **ભ્રુવ**, (સં. भ्रू), ભવાં. **શરાસન**, (સં. शर=બાણ+असन=ફેંકવું તે, अस्=ફેંકવું), શર–તીર ફેંકાય છે જે વડે તે; ધનુષ; કામઠું. **હાવ-ભાવ**, હાવ બહારના અને ભાવ અંદરના–મનના ચાળા.

૫૭૬–૫૭૭. ડોડાવાળાં કમળના જેવી દમયન્તીની આંખ શું મોહનું સ્થાન–મૂર્છા પમાડે એવી વસ્તુ હોયની તેવી જણાતી હતી. કારણ તેનાં ભવાં તે ધનુષ, તેની દૃષ્ટિ તે તેમાંથી ફેંકાતું તીર, અને તેને ફેંકવાને હાવભાવ એવા બે હાથ છે. ભાવાર્થ કે દમયન્તીનાં ભવાં ધનુષના જેવાં કમાનવાળાં છે. તેની દૃષ્ટિ તીવ્ર અને ચપળ છે, અને તેના હાવભાવથી તેની શોભામાં વધારો થાય છે.

૫૭૮. **ગળસ્થળ**, (સં. गल्लस्थल) ગાલ. **નારંગ ફળશા**, નારંગીના ફળની છાલ જેવા લાલ. **અકોટી**, એક જાતનું ઘરેણું.

૫૭૯. **કનકરેખા**, સોનાની લીટી. **જીભ્યા**, (સં. जिव्हा), જીભ. **કસોટી**, (સં. कष्=ઘસવું), સોના રૂપાની પરીક્ષા કરવાનો પથ્થર

૫૭૮–૫૭૯. તેના ગાલનો રંગ નારંગીના જેવો છે, અને તેના

---

૧૦. 'રક્ત હેમ અધર દ્વિજ હીરા, સૂત્રહાર કસોટી.' (પ્ર. ૪)
'દંત હેમ અધર બીજ, જીહ્વા જાણે કસોટી.' (પ્ર. ૪ ખ, ચ.)

**કીર આનન પર શ્રીખંડ શોભે, કોયલ બોલે અણછતી[1]; ૫૮૦**
**વનલતાપર પંખી બેઠો, નવ રહેવાયું મારી વતી.**
**અધરરસ પર શ્વેત બિંદુ, મેં જાણ્યું કરૂં ગ્રાસ[2].**

---

બે કાનની અકોટી તે સૂર્ય અને ચંદ્ર છે, એટલે તેની અકોટી સૂર્ય અને ચંદ્ર જેવી પ્રકાશવાળી છે; તેના હોઠ પરવાળા જેવા લાલ છે, તેના દાંત સોનાની રેખાઓ છે ને તેની જીભ જાણે તે સોનાને કસવાની કસોટી હોયની તે પ્રમાણે છે.

૫૮૦. **આનન**, મ્હો. **શ્રીખંડ**, ( સં. शिखण्डी ), મોર. **અણછતી**, છાની–ન દેખાય એવી રીતે.

૫૮૧. **વનલતા**, વનની લતા–વેલી; દમયન્તી.

૫૮૦–૮૧. દમયન્તીના મુખ ઉપરના પોપટના જેવા નાકપર તેની વાળીમાંનો મોર શોભી રહ્યો હતો, અને તે બોલતી હતી તે કોયલ છુપાઇને બોલતી હોય તેમ લાગ્યું; આ પ્રમાણે વનલતા પર પંખી ( મોર ) બેઠેલો જોઇ મારી ધીરજ રહી નહીં, એટલે દમયન્તીનું નાક પોપટના જેવું હતું, તેની નાકની વાળીનો મોર ખરા મોર જેવો હતો, તેનો સ્વર કોયલના જેવો મધુર હતો, અને કનક વેલડી ( દમયન્તી ) પર વાળીનો મોર પક્ષી બેઠો હતો, તે જોઇ હંસ કહે છે કે મને પણ તે લતા પર જઇ બેસવાનું મન થયું. સરખાવો. 'નાકે સોહે મોતીની વાળી, તેને અનિરૂદ્ધ રહ્યો છે ન્યાળી; નારી તારિ નાસિકાનો મોર, નો'ય ભૂષણ ચિત્તનો ચોર'. પ્રે. ઓ. ક. ૨૨.

૫૮૨. **અધરરસ**, હોઠની ભીનાશ. **શ્વેતબિંદુ**, સફેદબિંદુ; વાળીમાંનું લટકતું મોતી...પ્રત ૪ માં 'સ્વાતીબિંદુ' પાઠ છે તેનો પણ સ્વાતિ નક્ષત્રમાં વરસાદના બિંદુરૂપે પડી પાકેલું મોતી, એટલે 'મોતી' એવો અર્થ થાય. **કરૂં ગ્રાસ**, ( સં. ग्रस्=પકડવું ), કોળીયો કરૂં; ખાઇ જાઉં. કવિકલ્પના છે કે હંસ મોતી ખાય છે.

---

૧. 'કીર આનન પર શિખંડી શોભે, કાળી બોલે અણછતી;
લતા ઉપર પક્ષી દીઠાં, નવ રેહેવાયું મારી વતી.' ( પ્ર.૪)

૨. 'અધર સ્પર્શિત સ્વાતી બિંદુ, મેં જાણ્યું કરૂં ગ્રાસ;
ઉદર સર આભ્રણ અંબુ, જઈ સદ્ય પૂરં વાસ.' ( પ્ર. ૪ )

ઉદર સર આભરણુ અંબુજ, જઇને પૂરૂં વાસ.
નાભી નીકટ મેખળા, રહે ગમન સાથ અમારો;[3]
રોમાવળી દ્રુમ કુચ ટોડા, ઉરમંડળ શું ઉવારો. ૫૮૫
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઈએ;

---

૫૮૩. **ઉદર સર**, ઉદર-પેટ રૂપી સર-સરોવર. **જઇને પૂરૂં વાસ**, ત્યાં જઇને વાસ કરૂં; ત્યાં રહું.

૫૮૨—૮૩. તેના લીલા-ભીનાશવાળા હોઠ ઉપર તેની વાળીનું મોતી આવી રહ્યું હતું, તે જોઇ મને તે ખાવાનું મન થયું; વળી તેનું ઉદર-પેટ સરોવરના જેવું હતું અને તે પર પડેલાં ઘરેણાં તે સરોવરમાં ઉગેલાં કમળ જેવાં હતાં, તેથી મને ત્યાં જઇને રહેવાની ઇચ્છા થઇ.

૫૮૪. **નાભી**, ડુંટી. **નીકટ**, પાસે. **મેખળા**, જુઓ 'કટિમેખળા' લી. ૧૮૯. **ગમન**, ચાલવાની રીત. **સાથ અમારો**, અમારૂં ટોળું; હંસનો સમૂહ. હંસો માન સરોવરપર રહે છે; અહીંઆં દમયંતીના ઉદર રૂપી માન સરોવરને કાંઠે મેખલાના ઝણકારા રૂપી અને તેની-દમયન્તીની ગતિ રૂપી હંસ રહે છે, એવી કલ્પના કીધી છે.

૫૮૫. **ટોડા**, તળાવને કાંઠે અથવા મસીદના દરવાજાપર થાંભલા આકારે ચણીને બનાવે છે તે; હાથણીયું. **ઉરમંડળ**, બે સ્તનની વચ્ચેનો ઢળતો ભાગ. **ઉવારો**, ( સં. अवार ), ઓવારો; સરોવરનો કાંઠો.

૫૮૪-૮૫. દમયંતીની નાભીની પાસે પહેરેલી મેખલામાં અને તેના ગમનમાં અમારો સાથ રહે છે, એટલે કે તેના કંદોરાની ઘુઘરીનો ઝણુઝણુ અવાજ હંસનાં બચ્ચાંના કિલબિલ શબ્દ જેવો હતો અને તેની ગતિ હંસના જેવી હતી. તેના ઉદરરૂપી સરોવરને કાંઠે રોમાવળી રૂપી ઝાડ ઉગેલાં છે, તેનાં બે સ્તન તે તો સરોવરપરના બે ટોડા છે અને તેનું ઉરમંડળ તે ઉદરસરનો ઓવારો છે.

૫૮૬. **અંગરંગ**, શરીરનો વર્ણ. **તરંગ**, મોજાં; લ્હેર. **જોતાં... થઈએ**, જોતાં ધરાઇએ નહીં. **તૃપ્ત**, ( સં. तृप् સંતોપ પામવો ), ધરાયલા; સંતોષી.

---

૩. 'નાભી નિરજ પાલ મેખલા, રેહે ગમન સાથ અમારો;
રોમાવળી દ્રુમ કુચ ડોડલા, હરમંડળ ઓવારો. ( પ્ર. ૪ )

ક્ષુધા તૃષા પીડે નહીં, રૂપસુધામાં રહિયે[4].
કચભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઉઠે[5];
તો બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગલ પૂઠે.

---

૫૮૭. **ક્ષુધા**, ( ક્ષુધ્=ભૂખ લાગવી ), ભૂખ. **તૃષા**, ( સં. તૃષ્=તરસ્યા થવું ), તરસ. **રૂપસુધા**, રૂપરૂપી અમૃત.

૫૮૬-૮૭. તેના શરીરનો વર્ણ અને જુવાનીની લ્હેરો એવાં છે કે તે જોતાં મન કદી ધરાય નહીં, અને તેના સૌંદર્યરૂપી અમૃતમાં રહીએ તો ભૂખ તરસ કંઇ લાગે નહીં; તેને જોવામાં ભૂખ તરસ પણ ભૂલી જવાય.

૫૮૮. **કચભૂષણ**, કચ-ચોટલાનું ભૂષણ-ઘરેણું; તેની વેણીને છેડે બાંધેલું ઘરેણું; ગોફણો. સરખાવો ' વેણ વાસુકી સરખી, શીશ રાજતીરે લોલ; ક્ષુદ્ર ઘંટી ગોફણાને મધ્ય ગાજતીરે લોલ'. વ. સ. ગ. **કદળીપત્ર**, કેળનું પાંદડું એટલે વાંસો; કારણ વાંસાને અધોમુખના—નીચે વળેલા કેળપત્ર સાથે સરખાવવામાં આવે છે; વાંસાનો બરડો તે કેળના પાંદડાનો ખાડાવાળો વચલો દાંડો, અને અધોમુખ કેળપત્ર, કારણ કે વાંસો ઉપરથી પહોળો અને નીચેથી એટલે કેડ તરફ સાંકડો હોય છે. સરખાવો ' કંઠ હેઠ ઠેક વાંસો, તે એકત્ર છેરે લોલ; અધોમુખનું અખંડ કેળપત્ર છે રે લોલ. ' વ. સ. ગ. **શબ્દ**, અવાજ.

૫૮૯. **પંચાનન**, સિંહ—અહીંઆં કટિરૂપી સિંહ. જુઓ લી. ૧૭૮. **પ્રહારથી**, ગોફણાના મારથી-વાગવાથી. **મેગળ**, હાથી; અહીંઆં દમયન્તી ગજગામી-હાથીના જેવી ચાલવાળી હોવાથી તેની ચાલને મેગલ કહ્યો છે.

૫૮૮-૮૯. દમયન્તીની વેણીનો ગોફણો કદળી પત્ર સરખા તેના વાંસા ઉપર પડેલો છે. તેનો શબ્દ થાય છે તે તે ગોફણાનો શબ્દ નથી, પણ

---

૪. ' સરૂપ સરમાં રહીયે. ' ( પ્ર. ૪ ).

૫. આ પાઠ પ્ર. ૨,૩ ને ૪ માં છે.
' કુચ ભૂષણ કદળી ઉપરે, શબ્દ તેનો ઉઠે;
ન બોલે પંચો પણ પ્રહાર થાતે, લાગ્યો ચૌવન પુંઠે.' ( પ્ર. ૬ )
કંચન ભૂષણ... ( પ્ર. ૪ ખ, ચ )
' કચભૂષણ કટી ઉપરે, શબ્દ તેનો ઉઠે;
ને બોલે પંઝો પણ પ્રહાર થાતાં, લાગ્યો ચૌવન પુંઠે. ' ( બુદ્ધિ પ્રકાશ, ૧૯૭૧ ના જુલાઈ )

કેળશાખાયે જલજ જુગમ ચઢ્યાં, ગજ એથી પામે ખેદ; ૫૯૦
યુગમ અંબુજ તાંહાં મળીયાં, મળ્યા મધુકર વેદ.
સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે,[૬]
સુદ્ધ બુદ્ધ નવ રહી મારી, હું બોલિ ઉઠયો અભિલાખે.

ત્યાં તેનો પ્રહાર થવાથી કટિરૂપી સિંહ બોલે છે-ગર્જના કરે છે, અને તેથી એમ ભાસે છે કે કટિની નીચેનાં ચરણની ગતિ, જે ગજની ગતિના જેવી છે, તે ગતિરૂપી ગજની પૂઠે-પછવાડે કટિરૂપી સિંહ લાગ્યો છે કે શું.

૫૯૦. **કેળશાખા**, કેળનો સ્થંભ; અહીંઆં દમયન્તી. **જલજ**, ( सं. जल=પાણી+ज=જન્મેલું ), કમળ. **જુગમ**, ( सं. युग्म ), બે. **જલજ જુગમ**, બે કમળ, એટલે અહીંઆં બે સ્તનરૂપી કમળ. **પામે ખેદ**, દિલગીર થાય.

૫૯૧. **યુગમ**, ( सं. युग्म ), બે. **મધુકર વેદ**, વેદ—ચાર મધુકર—ભમરા; અહીંઆં બે આંખ રૂપી કમળપર રહેનારા પાંપણરૂપી ભમરા.

૫૯૦-૯૧. કેળ શાખા જે દમયન્તી, તેનાં કમળ જેવાં સ્તન જોઇને હાથી પણ પોતાના કુંભસ્થળનું અભિમાન તજી દેછે. વળી તેનાપર બે આંખ રૂપી કમળ હતાં અને તે કમળની આસપાસ પાંપણ રૂપી ચાર ભમરા હતા.

૫૯૨. **પદ**, પગ. **સ્કંધ પદના**, પગના સ્કંધ એટલે સાથળ; કેડ અને ઘુંટણની વચ્ચેનો ભાગ. **ખટ**, ( सं. षट् ), ૭. **તોયજ**, તોય-પાણીમાં જન્મેલું; કમળ. **તોય**, પાણી. **પાખે**, વિના.

૫૯૩. **સુદ્ધબુદ્ધ**, સુદ્ધિ બુદ્ધિ; ભાન. **અભિલાખે**, ( सं. अभिलाष ), ઇચ્છાથી; મનના ભાવથી.

૫૯૨-૯૩. દમયન્તીની સાથળ કેળના જેવી કોમળ છે; વળી ૭ કમળ પાણી વગર-પણ-દમયંતીની પાસેનાં પાસે હમેશાં રહે છે. [ ૭ કમળ તે બે નેત્રકમળ, બે હસ્તકમળ અને બે પગરૂપી કમળ-( પાદપંકજ ); અથવા બે નેત્ર કમળ, બે હસ્તકમળ અને બે સ્તનરૂપી કમળ ] દમયન્તીને આવી

૬. 'સ્થંભ વદન કદલી સરખા, ખટ તોયજ તોય પાખે;
સુધી બુધી ન રહી માહરી, બોલી ઉઠો અભીલાખે.' ( પ્ર. ૩ )
'સ્કંધ વદન કદળી સંખ્યા, ખટનો અજ એ પાંખે;' ( પ્ર. ૪ )
'સ્કંધવદન કદલી શાખા, ખટ નવ જતો એ પાખે.' ( પ્ર. ૪ ચ )
'સ્કંધપદ તે કદળી સરખા, ખસતો જતો તે પાસે' ( બુદ્ધિપ્રકાશ ૧૮૭૧ ના જુલાઇ. )

વદી વાણી વ્યોમચરની, પડચો મુરછા ખાઇ;
હાટક રૂપ દેખી સખિ સાથે, મુજને ગ્રહવા ધાઇ. ૫૯૫
મોહવારૂણી પી પડચો, કન્યાએ ગ્રહ્યો આવી[૭];
ભુજઅંબુજ મેં પણ ભેદ્યાં, તોયે મન નવ લાવી.
નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કૂણ;
રટણ રસનાયે કરે બાંધી, એવો વરણ નિપૂણ.

(કમળ સહિત સરોવરવાળી) જોઇને મારૂં ભાન હું તો ભૂલી ગયો અને મનનો ભાવ દબાવી શક્યો નહીં તેથી એકાએક અનાયાસે મારા મુખમાંથી શબ્દ નીકળી ગયા.

૫૯૪. **વ્યોમચર**, વ્યોમમાં ચરનારો-જનારો (સ. તત્. સ.); પક્ષી. **મુરછા**, (સં. मूर्छा), થોડી વાર બેશુદ્ધ થઇ જવું તે.

૫૯૫. **હાટકરૂપ મુજને**, સોનાના રૂપવાળા મને. **ધાઇ**, (સં. धाव्=દોડવું), દોડી આવી.

૫૯૪-૯૫. હું પક્ષીની વાણી બોલીને બેશુદ્ધ થઇ પૃથ્વીપર પડચો; ત્યારે મારૂં શરીર સોનાનું દેખીને તે મને પોતાની સખીઓ સાથે પકડવા દોડી આવી.

૫૯૬. **મોહવારૂણી**, મોહરૂપી મદિરા-દારૂ.

૫૯૭. **ભુજઅંબુજ**, હાથ-હાથેલી રૂપી કમળ. **ભેદ્યાં**, (સં. भिद्=ધોંચવું), છેદ્યાં; ચાંચ મારી. **મન નવ લાવી**, મનમાં લાવી નહીં; ગણકાર્યું નહીં.

૫૯૬-૯૭. હંસ કહે છે કે ઉપર પ્રમાણે મોહરૂપી મદિરા પીને હું મૂર્છામાં પડચો હતો તેટલામાં દમયન્તીએ આવી મને પકડચો; તે વખતે મેં પણ તેની હાથેલી રૂપી કમળને ચાંચ મારીને ઇજા કરી, તો પણ તે પીડા તેણે ગણકારી નહીં.

૫૯૮. **કૂણ**, કોણ.

૫૯૯. **રટણ**, સ્મરણ; વારેવારે નામ લ્યા કરવું તે. **બાંધી રસનાયે**, એકી જીભે. **નિપૂણ**, ચતુર; કુશળ; પ્રવીણ.

[૭] 'મોહ વારૂણી પાઇને પાડચો, કન્યાયે ગ્રહ્યો આવી;
ભુજ અંબુજમાંહાં પર ભેદ્યાં, તોહે મં ન ન લાવી.' (પ્ર. ૪)

સ્વામી નળ ને વરણુન નળનું, દૂત નળનો છુંય;[8] ૬૦૦
ગિરિ તરૂવર કે ધાતુ ફળ કે[9], કુસુમ નળ તે શુંય.
પ્રાણુ નળ કે ઉદર નળ, કે જળ નળ ગ્રેહનો;
રહે તુજ મળ્યો કાંતિ કમળે[10], એ વરણુ તેની દેહનો.
પરઅગ્ર વૃશ્ચિક આંકડો, ભેધું નિજ ભુજતળ;[1]
શકે તારા નાથનિ એવી, કાયા છે કોમળ. ૬૦૫

---

૫૯૮–૯૯. તેણે મને પૂછ્યું કે તારો સ્વામી કોણ છે, ને તેની નાત, ગામ, ને નામ શું છે; અને કહ્યું કે વર્ણમાં નિપુણ–વણી કાન્તિવાન–સૌંદર્યવાન પુરૂપ કોણ છે કે જેનું તું એકી જીભે નામ લેયા કરે છે.

૬૦૦. દૂત, સંદેશો લઇ જનાર.

૬૦૧. તરૂવર, મોટું ઝાડ.

૬૦૨. પ્રાણુનળ, પ્રાણુવાયુનો નળ; શ્વાસનળ. ઉદરનળ, ઉદરનો નળ; જઠરનો નળ. જળ...ગ્રેહનો, ગ્રેહનો જળ નળ; ઘરના પાણીનો નળ.

૬૦૦–૩. હંસે જવાબ દીધો કે મારો સ્વામી નળ છે, હું તે નળનું વર્ણન કરૂંછું, ને હું તેનો દૂત છું. ત્યારે દમયન્તીએ મજાકમાં પૂછ્યું કે નળ તે શું ? શું તે પર્વત છે, ઝાડ છે, ધાતુ છે, ફળ છે કે ફૂલ છે? કે તે નળ વાયુનળ છે કે ઉદરનળ છે કે ઘરમાંના પાણીનો નળ છે, અને તારી દેહનો વર્ણ જેમ કમળની કાન્તિને મળતો છે તેવોજ તેની એટલે નળની દેહનો વર્ણ–રંગ છે ?

૬૦૪. પરઅગ્ર, પર–પીંછાનો અગ્ર ભાગ–અણી. વૃશ્ચિક આંકડો, વિંછુનો આંકડો. નિજ ભુજતળ, મારી હાથેલી.

૬૦૪–૫. પછી તેણે મને કહ્યું કે વિંછુના આંકડા સરખી જે તારા પીંછાની તીણી અણીવતી તેં મારી હાથેલીમાં પ્રહાર કીધા તેવીજ કોમળ કાયા હું ધારૂં છું કે તારા સ્વામીની પણ હશે.

---

૮. 'હુંય' (પ્ર. ૪, ૬)

૯. 'ગિરિ તરૂવર ધાતુ ફળ જળ' (પ્ર. ૪)

૧૦. 'રેહેતો જમલોકાંત કમલા' (પ્ર. ૪)

૧. 'પદ અગ્ર વૃશ્ચિક આંકડો, તેણે ભેધું મુજ ભુજતળ' (બુદ્ધિ પ્રકાસ, ૧૮૭૧ ના જુલાઇ).

શબ્દ શુણિ શામા તણો, હું સહિ રહ્યો તે કાળ;
તમ પ્રતાપે તારૂણીને, મેં નાખી મોહજાળ.
અમૃત ઘટ થાયે જો ઊણો, અમર પાન જયારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઇ કુંભ પૂરો ભરે.
વિનતાવદન વિધિએ કીધું, સાર શશિનું લીધું; ૬૧૦
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શરવરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;

---

૬૦૭. **તમ પ્રતાપે**, (સં. પ્ર+તપ્=ગરમ થવું), તમારા પુણ્યથી; તમારી કૃપાથી.

૬૦૬–૭. તે વખતે તો, (મારે કામ કાઢવું હતું તેથી,) તે સ્ત્રીના આવા માર્મિક બોલ સાંભળી હું ગમ મારી ગયો; પણ તમારી કૃપાથી મેં તેને મોહની જાળ નાખી, એટલે તમારે માટે તેને મોહ ઉત્પન્ન કીધો.

૬૦૮. **અમૃતઘટ**, અમૃતનો ઘડો; અમૃતનું વાસણ. **ઊણો**, (સં. ऊन), ઓછો, અધુરો. **પાન**, (સં. पा=પીવું), પીવું તે.

૬૦૯. **કુંભ**, ઘડો.

૬૦૮–૯. દેવો અમૃત પીએ ત્યારે તેનું વાસણ ઉણું થાય તો દમયંતીની વાણી અમૃતજ છે એવું જાણી તેવડે તે પાછું ભરે છે, મતલબ કે તે અમૃત જેવી મીઠી છે.

૬૧૦. **વિનતાવદન**, (સં. वनितावदन), તે સ્ત્રીનું મુખ. **વિધિ**, (સં. वि+धा=બનાવવું, ઘડવું), બ્રહ્મા. **સાર**, તત્વ. **શશી**, ચંદ્ર.

૬૧૧. **નક્ષત્રનાથ**, નક્ષત્રનો નાથ; ચંદ્ર. **લાંછન**, કલંક, ચંદ્રમામાં સસલા જેવી જે આકૃતિ દેખાય છે તે. તે ઉપરથી ચંદ્રને શશાઙ્ક કહે છે. **લાગટ કીધું**, શરૂ કીધું; જારી કીધું.

૬૧૦–૧૧. બ્રહ્માએ દમયન્તીનું મુખ ઘડવામાં ચંદ્રનું તત્વ–તેજ લઇ લીધું, તેથીજ ચંદ્રમામાં કલંક દેખાય છે અને ત્યારથી ચંદ્રનું એ કલંક શરૂ થયું.

૬૧૨. **ગ્રહેશ**, ગ્રહનો ઇશ–રાજા; સૂર્ય. **શરવરીપતિ**, (સં. शर्वरीपति), શર્વરી–રાત્રીનો પતિ; ચંદ્ર; નિશાકર. **ગોપ્ય**, (સં. गुप्=છુપાવવું), ગુપ્ત; છૂપો.

વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતી કરે.
કચસમુહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢ્યો ઠેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો. ૬૧૫
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડિ દમયંતી ને ભુજ ખંખેર્યા, તેના તો તારા હવા.

---

૬૧૩. વક્ત્ર, મ્હોડું. આરતી, ( सं. आरती, आ+रम्=અટકવું, બંધ પડવું ), પૂજા દર્શન ઇ. ની સમાપ્તિ વેળા કપૂર વગેરેનો દેવની આગળ દીવો ફેરવવાનું જે કર્મ તે. આરતી કરે, મોટાના આગળ નાના આરતી કરે છે તે ઉપરથી અમર તે આરતી કરે એટલે સૂર્ય ચંદ્ર શિવાયના ઈંદ્ર, યમ વરૂણાદિ દેવો દમયન્તી કરતાં ઉતરતા છે–હલકા છે.

૬૧૨–૧૩. સૂર્ય અને ચંદ્ર તો દમયન્તીની નિષ્કલંક મુખસુંદરતા જોઇ તેના આગળથી ઉભાને ઉભા–જરા પણ આરામ લીધા વગર–નાસતા અને સંતાતા ફરે છે; વળી તેના મ્હોડા આગળ અમર સરખા તેઃ આરતી ઉતારે છે એટલે દમયન્તીના આગળ કંઇ હીસાબમાં નથી.

૬૧૪. કચસમુહ, ચોટલો. રાવ, ફરિયાદ. કળાધર, ( सं कलाधर ), કળાને ધરનાર–રાખનાર; કળાનિધિ; ચંદ્ર.

૬૧૫. અધર, આધાર ન હોય તેમ; અતરંગ; નિરાધાર. અદ્યાપિ, ( सं. अद्य+अपि ), આજ સુધી; હજી સુધી.

૬૧૪–૧૫. દમયન્તીનો ચોટલો રાહુના જેવો કાળો હોવાથી ચંદ્રને બીક લાગી ને તેથી તે બ્રહ્મા કને ફરિયાદ કરવા ગયો; પણ બ્રહ્માએ ચંદ્રને હાથલતી ઠેસ મારીને અદ્ધર હડસેલી મૂક્યો, અને તેથી તે આજ સુધી અંતરીક્ષ રહ્યો છે; કારણ કે બ્રહ્માએ પોતે દમયન્તીનો ચોટલો ઘણી ચતુરાઇથી રચેલો અને ચંદ્ર તેની શોભા ઓછી કરાવવા આવેલો તે વાત ન ગમી ને તેથી તેને ગુસ્સો લાગ્યો.

૬૧૬. દિવ્ય, ( सं. दिव्=પ્રકાશવું ), તેજસ્વી; સુંદર. દેહડી, શરીર. 'દેહ' પરથી અલ્પાર્થદર્શકરૂપ. થવા, કરવા; બનાવવા.

૬૧૭. હવા, થયા. પુરાણ વાંચવામાં પુરાણીઓ આ શબ્દ વાપરે છે.

૬૧૬—૧૭. બ્રહ્માએ દમયન્તીની દેહ ઘણીજ તેજસ્વી બનાવવા સારૂ આખી દુનિયાનું તેજ એકઠું કીધું, અને દમયન્તીને ઘડ્યા પછી પોતાને હાથે વળગેલી રજ ખંખેરી નાખી તેના આકાશમાં તારા થયા. સરખાવો લી. ૧૪૭–૫૦, તથા લી. ૪૩૨–૩૪.

શબ્દ શુણિ શામા તણો, હું સહિ રહ્યો તે કાળ;
તમ પ્રતાપે તારૂણીને, મેં નાખી મોહજાળ.
અમૃત ઘટ થાયે જો ઊંણો, અમર પાન જયારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઇ કુંભ પૂરો ભરે.
વિનતાવદન વિધિએ કીધું, સાર શશિનું લીધું; ૬૧૦
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શરવરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;

---

૬૦૭. **તમ પ્રતાપે,** ( સં. प्र+तप्=ગરમ થવું ), તમારા પુણ્યથી; તમારી કૃપાથી.

૬૦૬-૭. તે વખતે તો, ( મારે કામ કાઢવું હતું તેથી, ) તે સ્ત્રીના આવા માર્મિક બોલ સાંભળી હું ગમ મારી ગયો; પણ તમારી કૃપાથી મેં તેને મોહની જાળ નાખી, એટલે તમારે માટે તેને મોહ ઉત્પન્ન કીધો.

૬૦૮. **અમૃતઘટ,** અમૃતનો ઘડો; અમૃતનું વાસણ. **ઊંણો,** ( સં. ऊन ), ઓછો, અધુરો. **પાન,** ( સં. पा=પીવું ), પીવું તે.

૬૦૯. **કુંભ,** ઘડો.

૬૦૮-૯. દેવો અમૃત પીએ ત્યારે તેનું વાસણ ઉણું થાય તો દમયંતીની વાણી અમૃતજ છે એવું જાણી તેવડે તે પાછું ભરે છે, મતલબ કે તે અમૃત જેવી મીઠી છે.

૬૧૦. **વિનતાવદન,** ( સં. वनितावदन ), તે સ્ત્રીનું મુખ. **વિધિ,** ( સં. वि+धा=બનાવવું, ઘડવું ), બ્રહ્મા. **સાર,** તત્વ. **શશી,** ચંદ્ર.

૬૧૧. **નક્ષત્રનાથ,** નક્ષત્રનો નાથ; ચંદ્ર. **લાંછન,** કલંક, ચંદ્રમામાં સસલા જેવી જે આકૃતિ દેખાય છે તે. તે ઉપરથી ચંદ્રને શશાઙ્ક કહે છે. **લાગટ કીધું,** શરૂ કીધું; જારી કીધું.

૬૧૦-૧૧. બ્રહ્માએ દમયન્તીનું મુખ ઘડવામાં ચંદ્રનું તત્વ-તેજ લઇ લીધું, તેથીજ ચંદ્રમામાં કલંક દેખાય છે અને ત્યારથી ચંદ્રનું એ કલંક શરૂ થયું.

૬૧૨. **ગ્રહેશ,** ગ્રહનો ઇશ-રાજા; સૂર્ય. **શરવરીપતિ,** ( સં. शर्वरी-पति ), શર્વરી-રાત્રીનો પતિ; ચંદ્ર; નિશાકર. **ગોપ્ય,** ( સં. गुप्=છુપાવવું ), ગુપ્ત; છૂપો.

### વલણ.

થાશે સંબંધ ભિમક સુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કહું હવે, દમયંતી તણી કથા.

### કડવું ૧૬ મું. રાગ ગોડી.

હંસ વળાવિને વળી વિનતા, જ્યાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ.
વખાણબાણ શામાને વાગ્યાં, પંખી ગયો મોહ મેલી; ૬૩૦
રોમે રોમે વન્હિ પ્રગટ્યો, લાગી તાલાવેલી.
ઘડિયે ઘરથી બહાર નિસરે, બેસે જઇને અટાળી;
ચંદ્રકિરણ અગનીથી અદકા, મારશે મુજને બાળી.
વણપરણ્યાંને વ્યાકુળ કરવા, વ્યોમ વસ્યો છે પાપી;

---

૬૨૬. **સંબંધ**, (सं. सम्+बन्ध्=બાંધવું), સગાઇ; લગ્ન. **એ... સર્વથા**, ખરેખર એ મોટી નવાઇ જેવી વાત છે.

૬૨૮. **વળી**, પાછી ગઇ. **વિનતા**, (सं. वनिता), સ્ત્રી.

૬૨૯. **દમવા લાગ્યો**, પીડવા લાગ્યો.

૬૩૦. **વખાણ બાણ**, વખાણરૂપી બાણ. **વખાણ...વાગ્યાં**, હંસ નળનાં અત્યંત વખાણ કરી ગયો તે રૂપી બાણથી દમયન્તીનું હૈયું વેધાયું, દમયન્તીના મન પર ઘણીજ અસર થઇ. **મોહ મેલી**, નળને માટે મોહ પેદા કરીને નળઘેલી કરીને.

૬૩૧. **લાગી...વેલી**, ચટપટી થઇ; જીવ તલપાપડ થવા લાગ્યો.

૬૩૨. **ઘડિયે**, કોઇવાર.

૬૩૩. **અદકા**, વધારે ( ગરમ ).

૬૩૨-૩૩. કોઇવાર ઘરમાંથી બહાર નીકળીને અગાશીમાં જઇને બેસે ને ચંદ્રનાં શીતળ કિરણ પથરાયલાં હોય તે જોઇ કહેતી કે આ ચંદ્રકિરણ દેવતાથી પણ ગરમ છે તે મને બાળી નાખશે. દમયન્તીનું મન નળમાં હોવાથી બીજું કંઇ સૂઝ પડતું નહોતું. મનની આવી સ્થિતિ હોવાથી એને સારી વસ્તુ પણ નઠારી જેવી ભાસવા લાગી.

૬૩૪. **વણ પરણ્યાંને**, કુંવારાને; વિરહીને. **પાપી**, દુષ્ટ; દુઃખ દેનાર; ચંદ્ર.

જજ્ઞ જોગ ને ધર્મ ધ્યાન તીરથ, કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, થહુશો દમયંતીનો હસ્ત.
ભાગ્ય ભૂપ એ તમતણું, જે વશ વૈદરભી વળી; ૬૨૦
વેશવિશાળ મળ્યું ને દૂત[2] ફળ્યું, નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમે કરો તત્પર જાન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષી શ્રીભગવાન.
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ના સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વીવા કેઈ પેર થાશે. ૬૨૫

---

૬૧૮. જજ્ઞ, ( સં. यज्ञ, यज्=પૂજા કરવી ), દેવાદિને પૂજીને અગ્નિ મારફત તેમને બળીદાન આપવાનું વેદોક્ત કર્મ. જાગ, ( સં. याग, यज्=પૂજા કરવી ), મોટા યજ્ઞ. ધર્મ, પુણ્યદાન. ધ્યાન, ( સં. ध्यै=વિચાર કરવો ), એક ચિત્તથી ઈશ્વરનું સ્મરણ કરવું તે. તીરથ કીધાં હશે. પવિત્ર ધામે જઈ ત્યાં સ્નાનકીધું હશે.

૬૧૮–૧૯. હે પુણ્યશ્લોક નળ રાજા, તમે જે જે યજ્ઞ યાગ કીધા હશે, જે જે ધર્મ ધ્યાન કીધાં હશે, અને સઘળા તીર્થ ન્હાયા હશો, તેના પુણ્યથી તમે દમયન્તીને પરણશો. સરખાવો લી. ૨૦૪–૫.

૬૨૧. દૂત, જુઓ 'દૂત' લી. ૫૧૯. ચળવું, ( સં. चल्=ખસવું ), ફરવું, ડગવું.

૬૨૦–૨૧. હે રાજાજી, દમયન્તી વશ થઈ, તેણે તમારૂં માગું કબુલ રાખ્યું, એ તમારૂં મોટું ભાગ્ય સમજવું, તેની સાથે તમારો વિવાહ મળ્યો, ને મારૂં દૂતત્વ સફળ થયું, અને હવે તેનું મન ડગવાનું–ફરવાનું નથી.

૬૨૨. આમંત્રણ, ( સં. आ+मन्त्र्=તેડવું ), તેડું.

૬૨૩. નિશ્ચે, ( સં. निश्चय ) નિશ્ચયપૂર્વક; નક્કી. સાક્ષી જુઓ 'સાક્ષી' લી. ૨૯૯.

૬૨૪. સ્વપ્ના સરખું ભાસે, સ્વપ્નામાં કોઈ વાત જોઇ હોય અને તે જેમ જાગ્યા પછી ખોટી જણાય છે, તેમ આ વાત નળને સાચી લાગી નહીં.

૬૨૫. વીવા, વિવાહ; લગ્ન. વિશ્વાસ...થાશે, દમયન્તી સાથે મારૂં લગ્ન કેવી રીતે થશે તે વિશે નળને ભરોસો પડતો નથી.

---

૨. 'દૂતત્વ' ( પ્ર. ૪, ૫ )

એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારૂણીને આવ્યો તાવ; ૬૪૦
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, વાતતણો નહિ ભાવ.
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચરચે જેહ;
વાયુ વ્યાધના બાણ સરીખો, નિસરે સોંસરો દેહ.
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરીને પૂછે માતા, શું દુઃખ છે તને માડી. ૬૪૫
લાડકવાઇ ક્યાંથકિ જીવે, છે કર્મ અમારાં દોખી;

---

સાન કીધી કે ભોગળ લાવ, કે તેના પ્રહારથી આ શત્રુને મારીને ચુરેચુરા કરી નાખું.

૬૪૦. **એમ કરતાં**, આવી સ્થિતિમાં. **પ્રાતઃકાળે**, સવાર.

૬૪૧. **વાત...ભાવ**, વાતપર ભાવ નથી; વાત કરવી ગમતી નથી.

૬૪૨. **ટાઢક**, ટાઢી વસ્તુ; સીત ઉપચાર. **ચરચે**, લગાડે; ચોપડે. **અગ્નિ...જેહ**, જે જે ટાઢી વસ્તુ તેને શરીરે લગાડે તે તે તેને દેવતાના તણખા જેવી ગરમ લાગે.

૬૪૩. **વ્યાધ**, (સં. व्यध्=વિંધવું ), શિકારી; પારધી. **સોંસરો**, આરપાર; ઠેઠ. **વાયુ...દેહ**, પવન વાનો હતો તે પારધીએ મારેલા બાણની માફક તેના શરીરની આરપાર નીકળી જતો હતો–તેના શરીરને વિંધી નાખતો હતો. નળ દમયન્તી માટે પીડાતો હતો તે વખતની તેની સ્થિતિ પણ આવીજ હતી. જુઓ લી. ૨૩૬.

૬૪૪. **દુખતું જાણી**, દુઃખ થતું હતું તે જાણી. **રાણી**, ભીમક રાજાની સ્ત્રી, વજ્રાવતી, દમયન્તીની મા.

૬૪૫. **માડી**, મા, પણ લાડમાં બોલાવતાં દીકરીને એ શબ્દ લગાડયો છે.

૬૪૬. **લાડકવાઈ**, લાડકી; લાડમાં ઉછરેલી; ઘણી વહાલી, દમયન્તી એકની એક દીકરી છે તેથી. **ક્યાંથકિ**, ક્યાંથી; કેમ. **કર્મ**, નસીબ. **દોખી**, ( સં दोषिन् ), દોષવાળાં.

૬૪૭. **અક્ષત**, ( સં. अ=નહીં+क्षत=ખાંડેલા ), ખાંડેલા નહીં તે; ભાત; ડાંગેર. **અક્ષત ઉતારવા**, ભૂત વગેરે આડાંનો સંદેહ આવ્યાથી શું છે, તે ગુણી પાસેથી જાણી લેવા સારૂ સપડાયલા માણસના માથા ઉપર અનાજના દાણા સાતવાર ફેરવવા ( ને પછી પોટલી બાંધી તે સુતું હોય ત્યાં માથાતળે મૂકવા, ) નો રિવાજ છે. **દૃષ્ટિ**, નજર. **મેલી ચોખી**, સારી નઠારી.

શું કહિયે કમળાપતિને રાહુનું, મસ્તક નાખ્યું કાપી. ૬૩૫
સિંહિકાસુતને શરીર હોત તો, મુજને ચિંતા થોડી;
સુધાકરને ગળત પેટમાં, બળી થાત રાખોડી.
જળપાત્ર વિષે ઈંદુબિંબ દીઠું, સખીને કીધી શાન;
લાવ્ય ભોગળ રિપુને મારૂં, પ્રહારે પિષ્ટ સમાન.

---

૬૩૫. **કમળાપતિ**, કમલા (લક્ષ્મી) નો પતિ; કૃષ્ણ. **રાહુ**, એક દૈત્ય. કશ્યપ ઋષિને તેની સ્ત્રી સિંહિકાથી થયલો પુત્ર. એને ચાર હાથ હતા ને એના શરીરનો નીચલો ભાગ પુછડીના આકારનો હતો. જ્યારે દેવ દૈત્યોએ સમુદ્ર મંથન કરી અમૃત કાઢ્યું ને વિષ્ણુએ મોહિની સ્વરૂપ લઈ દેવોને અમૃત આપવા માડ્યું ત્યારે એણે દેવતું રૂપ લઈ સૂર્યચંદ્રની વચ્ચે બેશી તે પીધું; પણ તરતજ સૂર્યચંદ્રએ વિષ્ણુને સંકેત કર્યો એટલે વિષ્ણુએ ચક્રવતી એનું માથું ને બે હાથ કાપી નાખ્યાં. એણે અમૃત પીધું હતું તેથી એ મુઓ નહીં; પણ ધડ ને ડોકું જીવતાં છુટાં પડ્યાં. પછી એને વિષ્ણુએ કહ્યું કે હવે તું દેવની પંક્તિમાં આવ્યો માટે રાક્ષસી બુદ્ધિ છોડી દે અને અમે તને આકાશમાં દેવની સાથે બેસવાની જગ્યા આપીએ છીએ. પછી એ આકાશમાં ગયો ને નવ ગ્રહમાં ગણાયો છે. એના ડોકાને રાહુ ને ધડને કેતુ કહે છે. સૂર્યચંદ્રએ સાન કરી એને વિષ્ણુને બતાવ્યો હતો તે વેર રાખી એ તેઓને અમાસે અને પુનમે અનુક્રમે કોઇક વાર રોકે છે, જેને ગ્રહણ કહેછે. એ કાળો અને ક્રોધી હતો.

૬૩૬. **સિંહિકાસુત**, સિંહિકાનો છોકરો; રાહુ.

૬૩૭. રાહુને પેટ ન હોવાથી જો કે ગ્રહણ વખતે ચંદ્રને ગળે છે છતાં તે પાછો બહાર નીકળે છે, પણ જો પેટ હોત તો એનાથી—ચંદ્રથી બહાર નીકળાત નહીં અને એ બળીને રાખ થઇ જાત.

૬૩૮. **જળપાત્ર**, જળથી ભરેલું વાસણ (મ. સ.). **વિષે**, માં **ઇંદુબિંબ**, ઇંદુ–ચંદ્રનું–બિંબ–પડછાયો. **સાન**, (सं. संज्ञा); ઇશારત; નિશાની.

૬૩૯. **ભોગળ**, બારણાની આડી. **રિપુ**, દુશ્મન, શત્રુ. અહીંઆં ચંદ્ર, દમયન્તીને તે વ્યાકુળ કરે છે તેથી. **પિષ્ટ**. (सं. पिष्=દળવું), લોટ.

૬૩૮–૩૯. પાણીથી ભરેલા વાસણમાં પડેલો ચંદ્રનો પડછાયો જોઇ તેજ ખરેખરો ચંદ્ર છે એમ માની દમયન્તીએ પોતાની સખીને

---

૩. 'સુધાકરને ગળી પેટમાં, બાળી કરત રાખોડી.' (પ્ર. ૪)

એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારૂણીને આવ્યો તાવ; ૬૪૦
અન્ન ન ભાવે નિદ્રા ન આવે, વાતતણો નહિ ભાવ.
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચરચે જેહ;
વાયુ વ્યાધના બાણ સરીખો, નિસરે સોંસરો દેહ.
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરીને પૂછે માતા, શું દુઃખ છે તને માડી. ૬૪૫
લાડકવાઈ ક્યાંથકિ જીવે, છે કર્મ અમારાં દોખી;

---

સાન દીધી કે ભોગળ લાવ, કે તેના પ્રહારથી આ શત્રુને મારીને ચુરેચુરા કરી નાખું.

૬૪૦. **એમ કરતાં**, આવી સ્થિતિમાં. **પ્રાતઃકાળ**, સવાર.

૬૪૧. **વાત...ભાવ**, વાતપર ભાવ નથી; વાત કરવી ગમતી નથી.

૬૪૨. **ટાઢક**, ટાઢી વસ્તુ; સીત ઉપચાર. **ચરચે**, લગાડે; ચોપડે. **અગ્નિ...જેહ**, જે જે ટાઢી વસ્તુ તેને શરીરે લગાડે તે તે તેને દેવતાના તણખા જેવી ગરમ લાગે.

૬૪૩. **વ્યાધ**, ( સં. व्यध्=વિંધવું ), શિકારી; પારધી. **સોંસરો**, આરપાર; ઠેઠ. **વાયુ...દેહ**, પવન વાતો હતો તે પારધીએ મારેલા બાણની માફક તેના શરીરની આરપાર નીકળી જતો હતો-તેના શરીરને વિંધી નાખતો હતો. નળ દમયન્તી માટે પીડાતો હતો તે વખતની તેની સ્થિતિ પણ આવીજ હતી. જુઓ લી. ૨૩૬.

૬૪૪. **દુખતું જાણી**, દુઃખ થતું હતું તે જાણી. **રાણી**, ભીમક રાજાની સ્ત્રી, વજ્રાવતી, દમયન્તીની મા.

૬૪૫. **માડી**, મા, પણ લાડમાં બોલાવતાં દીકરીને એ શબ્દ લગાડ્યો છે.

૬૪૬. **લાડકવાઈ**, લાડકી; લાડમાં ઉછરેલી; ઘણી વહાલી, દમયન્તી એકની એક દીકરી છે તેથી. **ક્યાંથકિ**, ક્યાંથી; કેમ. **કર્મ**, નસીબ. **દોખી**, ( સં दोषिन् ), દોષવાળાં.

૬૪૭. **અક્ષત**, ( સં. अ=નહીં+क्षत=ખાંડેલા ), ખાંડેલા નહીં તે; ભાત; ડાંગેર. **અક્ષત ઉતારવા**, ભૂત વગેરે આડાંનો સંદેહ આવ્યાથી શું છે, તે ગુણી પાસેથી જાણી લેવા સારૂ સપડાયલા માણસના માથા ઉપર અનાજના દાણા સાતવાર ફેરવવા ( ને પછી પોટલી બાંધી તે સુતું હોય ત્યાં માથાતળે મૂકવા, ) નો રિવાજ છે. **દૃષ્ટિ**, નજર. **મેલી ચોખી**, સારી નઠારી.

અક્ષત ઉતારો દૃષ્ટિ બેઠી હોય, કોઈની મેલી ચોખી.
પરણ્યાનો ઓરિયો નવ વીત્યો, જાત સાસરે સમોતી;
રત્ન દીકરી કયાંથી જીવે, ત્રણ ભાઈનિ બેહેન પનોતી.
આવડો તાવ તે તારૂણિને શો, દૈવને ઘેર વળ્યો ડાટ; ૬૫૦
કહે કુંવરી અંતરની આપદા, અમને થાય ઉચાટ.
મુખ મરડી દમયંતી બોલી, ઘરડાં માણુસ નઠોર;[4]
પરણ્યાં કુંવારાં કાંઈ ન બીછે, ફોકટ કરવો સોર.
હું સમાણિ જાય સાસરે, તેના જોને[5] ભોગ;
તેની પેરે મારે થાશે, આફુરો[6] જાશે રોગ; ૬૫૫

૬૪૬–૪૭. અમારાં નસીબજ ફૂટેલાં છે તો લાડકી દીકરી કેવી રીતે જીવે; જુઓ એને કોઈની સારી નઠારી નજર લાગી હોય તો દાણા વાળો, દાણા ઉતારી કોઈને દેખડાવો.

૬૪૮. **પરણ્યાનો**, પરણવાનો. **ઓરિયો નવ વીત્યો**, લહાવો ન લીધો. **સાસરૂં**, ( સં. શ્વાસુરમ્ ), સસરાનું ઘર. **સમોતી**, સુખરૂપ; સારીતાજી.

૬૪૯. **રત્ન દીકરી**, રત્ન જેવી દીકરી; રૂપાળી અને એકની એક હોવાથી મોંઘી. **પનોતી**, ભાગ્યશાળી. સરખાવો ' સઉ પરિવારે પનોતો રાવણ, લક્ષ્મી વૈભવ પૂરજી. ' ગી. રા. અ. ૪.

૬૫૦. **દૈવ**, ભાગ્યદેવી; નસીબ. **દૈવ...ડાટ**, દૈવને ત્યાં શું ખોટ પડી કે.

૬૫૧. **કુંવરી**, સંબોધન વિભક્તિ. **અંતરની આપદા**, તારા મનનું દુઃખ. **ઉચાટ**, ફીકર. જુઓ લી. ૫૩૭.

૬૫૨. **મુખ મરડી**, મ્હોડું મચકોડીને; મા આટલું સમજતી નથી તેથી પોતાનો ગુસ્સો અને કંટાળો બતાવવાને દમયન્તીએ મુખ મરડ્યું. **નઠોર**, શરમ વગરનાં; નિર્લજ.

૬૫૩. **બીછે**, જાણે; સમજે. **ફોકટ...સોર**, નકામી હોહા કરવાની ટેવ હોય છે.

૬૫૪. **હું સમાણી**, ( સં. સમાન ), મારા સરખી; મારી ઉંમરની. **ભોગ**, ( સં. ભુજ્=ભોગવવું ), સુખનો લહાવો.

૬૫૫. **આફુરો**, એની મેળે; એમને એમ.

4. ' ઢોર ' ( પ્ર. ૪ )
5. ' જો તું ' ( પ્ર. ૪ )
6. ' આફણીયે. ' ( પ્ર. ૪ )

બચન સુણીને સમજ્યાં શાણી, પુત્રી થઈ પરણનારી;
ભામનીએ જઈ કહ્યું ભીમકને, પુત્રી ક્યાંહાં લગી રાખશો કુંઆરી.
વાહાણું વાય ને દુખવા આવે, જો જીવે આ વારકી;[7]
કોહોને ભાએગે કાળથી ઉગરે, પરણાવી કરો પારકી.
દીકરી માણસ મોટી થઇ[8] ત્યારે, પીહેર નવ સોહાયે; ૬૬૦
સ્વયંવર કરીને પરણાવો, જાંહાં એની ઈચ્છાયે.
રાયે પુત્ર તેડાવ્યા પોતાના, કહ્યું બેહેનને પરણાવો;
દેશ દેશના જે રાજા, દૂત મોકલી તેડાવો.
અંન ધન તૃણ સામગ્રી, મંડપને રચાવો;[9]

૬૫૪–૫૫. દમયન્તી પોતાની માને કહે છે કે મારા જેવડી છોકરીઓ સાસરે જાય છે તે કેવી સુખી હોય છે તે તું જો; તેના જેવું મારે થશે ત્યારે મારો રોગ એની મેળે જશે.

૬૫૬. પરણનારી, પરણવા યોગ્ય.

૬૫૭. ભામની, સ્ત્રી.

૬૫૮. દુખવા આવે, દુઃખ થાય છે; તબીયેત બગડે છે. આ વારકી, આ વખત; હમણાં.

૬૫૯. ભાએગે, ભાગ્યે; નસીબે. કાળથી, મોતથી. ઉગરે, બચે. પરણાવી કરો પારકી, પરણાવીને બીજાને આપો. કન્યા પારકું ધન છે. દમયન્તી આપણે ઘેર રોજ માંદી રહે છે માટે એને પરણાવીને પારકું ધન કરો; કે કદાચ બીજાને નસીબે તે જીવે ને શરીરે આરોગ્ય રહે.

૬૫૮–૫૯. જો આ વારકી (તે) જીવે (છે તોપણ) વાહાણું વાય ને દુખવા આવે (છે માટે) પરણાવી પારકી કરો (કે). કોહોને ભાએગે તે કાળથી (મોતથી) ઉગરે.

૬૬૦. સોહાયે, શોભે. દીકરી...સોહાયે, સરખાવો "હાથી તે દરબારેજ શોભે ને દીકરી તે સાસરેજ શોભે."

૬૬૪. તૃણ, ઘાસ. સામગ્રી, સાહિત્ય; સામાન. અંન...રચાવો, સ્વયંવરમાં દેશ દેશના રાજા આવશે તેને સારૂ અન્ન ધન તૃણ વગેરે જોઇતો સામાન તૈયાર રખાવો અને સ્વયંવરને માટે મંડપ–માંડવો બંધાવો.

7. 'આ બાળકી.' (પ્ર. ૫, ૬)
8. 'મોટું થાય.' (પ્ર. ૬)
9. 'અન્ન ધન તૃણની સામગ્રી, મંડપ મોટા રચાવો.' (પ્ર. ૬)

ધવળ મંગળ ગીત નફેરી, અપછરા નચાવો. ૬૬૫
સ્વયંવરની સામગ્રી માંડી, મોટા મળ્યા રાજાન;[10]
નળને તેડવા ભીમકે મોકલ્યો, સુદેવ નામે પ્રધાન.

### વલણ.

પ્રધાન નૈષધ મોકલ્યો નારદે, કીધું હતું વિખાણુરે;[1]
દમયંતીએ પત્ર પાઠવ્યો, વાંચી નળે દીધાં નિશાણુરે.

### કડવું ૧૭ મું. રાગ સારંગ.

આવી સુદેવે આપ્યો કાગળ, હૃદયા ચાંપી વાંચે નળ; ૬૭૦
સ્વસ્ત શ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત પુણ્યશ્લોક નામ.[2]

---

૬૬૫. **નફેરી**, એક જાતનું વાદ્ય. **ધવળ મંગળ...નફેરી**, મંગળકારક-શુભકારક ધોળ તથા ગીત ગવડાવો અને નફેરી વગડાવો. **અપછરા**, અપ્સરા; નૃત્ય તથા ગાયન કરનારી સ્ત્રી. જુઓ લી. ૭૩૭.

૬૬૮. ( જ્યાં ) નારદે ( દમયન્તીનું ) વિખાણ કીધું હતું ( તે ) નૈષધ ( દેશ ) પ્રધાન મોકલ્યો. પ્રત ૬માં 'નારદે' ને બદલે 'હંસે' એવો પાઠ છે; એ પાઠ લેતાં હંસે જેનું વિખાણુ કીધું હતું તે નૈષધ ( દેશ ) પ્રધાન મોકલ્યો એવો અર્થ બેસે.

૬૬૯. **પાઠવ્યો**, મોકલ્યો. **દીધાં નિશાણ**, વાવટાવાળી નોબત વગડાવી. **દમયન્તી...નિશાણુ**, હંસના કહ્યા પ્રમાણે દમયન્તીએ કાગળ મોકલ્યો ને તે વાંચી નળે નિશાણુ દીધાં એટલે તૈયારી કરવા માંડી.

૬૭૦. **હૃદયા ચાંપી**, છાતી સરસો ચાંપીને. સરખાવો દયારામકૃત રુક્મિણી વિવાહમાં રુક્મિણીએ કૃષ્ણને લખેલી કંકોત્રી.

૬૭૧. **સ્વસ્ત**, સ્વસ્તિ; આશીર્વાદનો શબ્દ. **શ્રી...ગામ**, શોભાયમાન નૈષધપુર. **પુણ્યવંત**, પુણ્યશાળી, પુણ્યાત્મા.

---

૧૦. 'સ્વયંવર સામગ્રી સૂતે આરંભી, મળ્યા મોટા રાજન.' ( પ્ર. ૨ )
૧. 'પ્રધાન નૈષધ મોકલ્યો, હંસે કર્યું હતું વખાણ;
દમયન્તીયે પત્ર પાઠવ્યું, વાંચી નળે દીધાં માન રે.' ( પ્ર. ૬ )
૨. 'સ્વસ્તિશ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત ને પુણ્યશ્લોક નામ, ( પ્ર. ૪, ૫ )
સ્વસ્તિશ્રી નૈષધપુર ગામ, પુણ્યશ્લોકજિ પુણ્યવંત નામ.' ( પ્ર. ૬ )

છે. કાલાવાલાની કંકોતરી, લખીતંગ[3] દમયન્તી કિંકરી;
આંહાં આવી ગયા ખગપત, કેહે તે વારતા માનજો સત.
મેં તમને સમરપ્યું ગાત્ર, આ સ્વયંવર તે નિમિત્ત માત્ર;
મીનનીરની કરજો પ્રીત, માહારા સરખું કરજો[4] ચિત્ત. ૬૭૫
વાંચ્યો કાગળ ને હરખ્યો નળ, તત્પર કીધું જાનનું દળ;
અતિ શીઘ્રે સાંચરે રાય, શુકને મળી સવચ્છી ગાય.
કોરંગ કોરંગનીને સાથ, સાહામા ઉતર્યાં દક્ષિણ હાથ;[5]

---

૬૭૨. **કંકોતરી** (સં. कुंकुमपत्री ), શુભ અવસરે કંકુ છાંટી મોકલવામાં આવતો કાગળ. **છે...કંકોતરી**, આ આજીજી ભરેલી કંકોતરી છે. **લખીતંગ**, ( સં. लिखित=લખેલું ), લખીતંગ દમયન્તીનો અર્થ દમયન્તીએ લખેલી એવો થાય, પણ સાધારણ ભાષામાં તેનો અર્થ લખનાર દમયન્તી એવો થાય છે. **કિંકરી**, દાસી.

૬૭૩. **ખગપત**, ખગપતિ; હંસ. **સત**, ( સં. सत्य ), સાચી; ખરી.

૬૭૪. **સમરપ્યું**, સોંપ્યું; આપ્યું. **નિમિત્ત**, બહાનું. **મેં...માત્ર** હું તમને મારૂં શરીર સમર્પીને મનમાં વરી ચુકી છું, અને મારે ત્યાં જે આ સ્વંયવર થાય છે તે તો માત્ર બહાર બતાવવાને માટે છે.

૬૭૫. મીનની–માછલાંની. નીર–પાણી સાથે જેવી પ્રીતિ છે તેવી પ્રીતિ તમે મારે માટે ધરજો ને મારૂં ચિત્ત જેમ તમારા તરફ વળેલું છે, તેમજ તમે તમારૂં ચિત્ત મારા તરફ વાળજો.

૬૭૬. **દળ**, ટોળું; સમૂહ. **જાનનું દળ**, જાનમાં લઇ જવાના લોકો.

૬૭૭. **અતિ શીઘ્રે**, ઘણી ઝડપથી. **સાંચરે**, ( સં. सं + चर्=જવું), જાય; નીકળે. **શુકન** ( સં. शकुन=पक्षी ), શુભ અથવા અશુભસૂચક ચિન્હ. **સવચ્છી** ( સં. सवत्स ), વાછરડા સાથે.

૬૭૮. **કોરંગ**, (સં. कुरंग), હરણ. **કોરંગની**, ( સં. कुरंगी ), કુરંગની માદા; હરણી. **દક્ષિણ**, જમણો. **કોરંગ...હાથ**, હરણીની સાથે હરણ સામી દિશામાંથી આવી જમણા હાથ તરફથી ઉતર્યું–થઇને ગયું.

---

3. 'લખિતં.' ( પ્ર. ૬ )
4. 'રાખજો.' ( પ્ર. ૬ )
5. 'કુરંગ કુરંગણીની સાથ, આગળ ઉતર્યાં તે દક્ષિણ હાથ.' ( પ્ર. ૬ )

હંસ ભણે ભલા શૂકન, તું દમયંતી પામે રાજન.
વિદર્ભ જઇને સિધ કીજીએ, મને આજ્ઞા હવે દીજીએ;[૧] ૬૮૦
વળિ કો સમે આવિશ રાજન, તું છે મારો પ્રાણજીવન.
ભાઈ તુજને કહું વીનતી, દ્યૂત ના રમશો નૈષદપતી;
નવ કરશો સ્ત્રિનો વિશ્વાસ, એ બે થકી થાય વિનાશ.
ચાલ્યો ખગપતિ વિનતી કરી, નળરાજાએ આંખડી ભરી;
હંસ કહે સાંભળ રાજન, એમ કરિયે ન કાચું મન. ૬૮૫
માત પિતા સુત બાંધવ જેહ, સર્વે વેર સંબંધે મળ્યું તેહ;
તારે કાજે મેં રાજા એહ, ખગપતિનો ધાર્યો દેહ.
હું છું બ્રાહ્મણ ને તું છે ભીલરાય, પૂર્વજન્મની કહું કથાય;

---

૬૭૯. ભલા શૂકન, સારા-શુભ શુકન. ઉપર કહેલા બે શુકન શુભ ગણાય છે ને તેથી હંસ કહે છે કે હે રાજા, હવે તારૂં કાર્ય સિદ્ધ થશે.

૬૮૦. સિધ કીજીએ, (સં. સિધ્=ફતેહ પામવું), કાર્ય સિદ્ધ કરીએ; કાર્ય પાર પાડીએ. મને આજ્ઞા...દીજીએ, મને હવે જવાની આજ્ઞા -રજા આપો.

૬૮૧. પ્રાણજીવણ, પ્રાણનું જીવન; મને જીવાડનાર; ઉગારનાર.

૬૮૨. કહું વિનતી, વિનવીને કહું છું; માગી લઉં છું. દ્યૂત, જુગટું.

૬૮૩. વિનાસ, (સં. वि+नश्=નાશ થવો), હાનિ.

૬૮૨-૮૩. હંસની આ સલાહ પ્રમાણે ન ચાલવાથી નળરાજાને પાછળથી દુઃખ પડ્યું ને પસ્તાવો કરવો પડ્યો. જુઓ કડવું ૩૨ મું.

૬૮૪. નળ...ભરી, નળ રાજાની આંખમાં આસું ભરાઇ આવ્યાં.

૬૮૫. કાચું મન, પોચું હૈયું.

૬૮૬. વેર સંબંધે, વેરને લીધે; પૂર્વ જન્મમાં જેવો સંબંધ હશે અને જે દેવું લેણું હશે તે આપવા લેવાને માટેજ.

૬૮૭. એહ, એ; આ; દેહનું વિશેષણ છે. ધાર્યો, (સં. धृ=લેવું), ધારણ કીધો; લીધો.

૬૮૮. હું...ભીલરાય, પૂર્વ જન્મમાં હું બ્રાહ્મણ હતો ને તું ભીલનો રાજા હતો.

---

૧. પ્ર. ૨, ૪, ૫ માં લી. ૬૮૦-૭૧૩ નથી.

મારા ઘરમાં હું દુખિઓ થયો, કાશિ કરવત મૂકાવા ગયો.
એવો સમો મનમાં ધરી, ચાલ્યો વનમાં સમર્યા હરી; ૬૯૦
અઘોર વનમાં ભૂલો પડયો, તારે સ્થાનક આવી ચઢયો.
તેવા માંહે રજની થઇ, દ્વાદશ કોશમાં વસ્તિ નહી;
તેવા વનમાંહિ રહેતો તુંય, ત્યાં આવીને ચ્રઢિયો હુંય.
તારે સ્થાનકે આવી રહ્યો, ત્યાં તું પણ ચિંતાતુર થયો;
મારી આગતા સ્વાગતા કરી, પણ સૂવાની ચિંતા ધરી. ૬૯૫
નહાનિ હતી ગુફા છેક, આવ્યું માણસ માય ન એક;
તારી સાધવી નારી સુજાણુ, મારૂં આસન કર્યું નિર્વાણ.
તું તો વીરા બહાર રહિયો, રાક્ષસ આવી તને મારિયો;
માંસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું.

---

૬૮૯. કાશિ...ગયો, જુઓ લી. ૬૪૫.

૬૯૦. એવો...ધરી, એવો દુ:ખનો વખત મનમાં લાવી. સમર્યા, ( સં. સ્મૃ=યાદ કરવું ), યાદ કીધા; સ્મરણ કીધું. હરી, પરમેશ્વર.

૬૯૧. તારે સ્થાનક, ( સં. સ્થા=ઉભા રહેવું ), તારે રહેઠાણે; તારા મુકામપર.

૬૯૨. રજની, રાત. દ્વાદશ...નહીં, આસપાસ બારગાઉ સુધી ઉજડ હતું; આસપાસ ઘણે દૂર સુધી કોઇ માણસ રહેતું હોય તેમ દેખાયું નહીં.

૬૯૪. ત્યાં, તેવામાં; તે વખતે. ચિંતાતુર, ચિંતાવડે આતુર; મને પરોણા તરિકે ક્યાં રાખવો તેને માટે તું પણ ફીકરમંદ થયો.

૬૯૫. આગતા સ્વાગતા, આગત-આવેલાની સ્વાગતા-પરોણા ચાકરી. ( ષ. તત્. સ. ).

૬૯૬. આવ્યું, આવેલું. માય, સમાય; રહી શકે.

૬૯૭. સાધવી, ( સં. સાધ્વી, સાધ્=સાધવું ), પરલોક સાધનારી; પતિવ્રતા સ્ત્રી. આસન, બીછાનું; પથારી. નિર્વાણ, નક્કી.

૬૯૮. વીરા, ભાઇ. બહાર રહિયો, ગુફાની બહાર સુતો. બ્રાહ્મણ પ્રત્યે આદરભાવ તથા પરોણાઓની આગતા સ્વાગતા કરવાનો ગુણ ભીલ જેવા સાધારણ વર્ગના લોકમાં પણ હતો એવું કવિ બતાવી આપે છે. રાક્ષસ, દેવ મનુષ્યની સાથે શત્રુવટ રાખનાર તામસી સ્વભાવના મનુષ્ય યોનિમાંથીજ ઉત્પન્ન થયલા પ્રાણી.

૬૯૯ તારૂં માંસ તથા હાથ પગ એ સઘળું હેઠે જમીનપર પડી રહ્યું, અને પછી તેનું શું થયું તે હું જાણતો નથી; કારણ હું પણ તારી સ્ત્રી બળી મરી ત્યારે અગ્નિમાં પડી બળી મુઓ.

તારી સ્ત્રીએ તજ્યો ત્યાં પ્રાણ, કાષ્ટ ભક્ષ કરી નિરવાણ; ૭૦૦
મરતાં એવું બોલી સતી, એજ વર દેજો કમળાપતિ.
એવું જ્યારે સ્ત્રી બોલી વચન, ત્યારે મેં વિચાર્યું મન;
શું જીવું હત્યા લઇ[7] કરી, એને તું મેળવજે હરી.
એવું કહીને હું તે વાર, પડ્યો બળતા અગ્નિ મોઝાર;
તે માટે પંખી અવતાર, લીધો નૈષદમાં આ વાર. ૭૦૫
એવો બોલ ખગપતિયે કહ્યો, શીર નામીને ઉભો રહ્યો;
આજ્ઞા આપો તો તતપર થાઉં, અમો અમારે સ્થાનક જાઉં.
એવી વિનંતી હંસે કરી, નળરાયે આંખડિ ભરી;
એ શું બોલ્યો તું મારા વીર, તારા વિના ધરૂં કેમ ધીર.
આપ્યું તેં મને પ્રાણનું દાન, તું છે મારા બંધુ સમાન. ૭૧૦
હંસ કહે તેં ખરૂં કહ્યું વીર, પણ સાંભળ પરમ સુધીર.
તારૂં રૂણ છુટ્યો હું ભ્રાત, હવે રહેવાની કરિશ ન વાત.

---

૭૦૦. **કાષ્ટ ભક્ષ**, સળગતા લાકડામાં પડી બળી મરવું તે.

૭૦૧. **સતી**, (સં. अस्=હોવું), એક પતિના વ્રતવાળી; પતિવ્રતા.

૭૦૩. **શું...કરી**, મારે લીધે ભીલરાયને બહાર સુવું પડ્યું ને તેથી કરીને ભીલરાય અને તેની સતી સ્ત્રીના પ્રાણ ગયા, તેની હત્યા (પાપ) મારે શીર બેઠી તેથી જીવીને શું કરવું એવું મનમાં આવ્યું. **એને**, ભીલરાયને.

૭૦૪. **એવું કહીને**, આવતા જન્મમાં ભીલરાયના ઉપકારનો બદલો વાળવાને સારૂ મને તેની સાથે મેળવજે એમ કહીને.

૭૦૫. **અવતાર**, (સં. अव=નીચે+तृ=ઓળંગવું). જન્મ; દેહ. **આ વાર**, આ જન્મમાં.

૭૦૬. **નામી**, (સં. नम्=નમવું). નમાવીને.

૭૧૦. **આપ્યું...દાન**, દમયંતી સાથે વિવાહ મેળવી આપીને મારો પ્રાણ ઉગાર્યો. **બંધુ**; ભાઇ.

૭૧૧. **પરમસુધીર**, ભારે ધીરજવાળો.

૭૧૨. **રૂણ**, (સં. ऋण), પૂર્વ જન્મમાં કીધેલા ઉપકારના બદલા રૂપી ઋણ, દેવું.

---

૭. 'બે' (પ્ર. ૬)

એમ કહિને ઉડયો આકાશ, ત્યારે નળે મુકયો નિશ્વાસ.
નળ પોહોતો વિદ્રભા દેશ, તાંહાં મળ્યા મોટા નરેશ;
ચોહોફેર સબીરનાં ધામ, વસ્યા રાજા તેટલાં ગામ. ૭૧૫
સાગરમાં નાવ હોયે જેમ, ભીમકનું નગ્ર દીસે તેમ;
ગજદળ હયદળ ને માનવ, તેણે અંન થયું મોઘું સરવ.[૮]
રસકસ સાહામું નવ જોવાય, તૃણ જળ ટાંકે[૯] તોળાય;
રંક લોકની ચાલે અરજના, માગ્યાં મૂલ આપે ગરજના.
ભીમક લે સર્વનો તપાસ, જે જોઇએ તે ફેરવે દાસ; ૭૨૦

---

૭૧૩. **નિશ્વાસ** ( સં. नि=નીચું+श्वस्=દમ લેવો ), દિલગીરીમાં શ્વાસ નીચો મૂકવો તે; નિસાસો.

૭૧૫. **ચોહોફેર**, ચોમેર; ચારે બાજુએ. **સબીર**, ( સં. शिबिर ), તંબુ. **વસ્યા...ગામ**, દરેક રાજાની સાથે ઘણા માણસો હોવાથી પ્રત્યેક રાજાનો ઉતારો એકેકા ગામ જેવો થઇ રહ્યો હતો.

૭૧૬. **નાવ**, ( સં. नौ ), હોડી. **સાગર...તેમ**, સમુદ્રની વચમાં જેમ હોડકું હોય તેમ રાજાઓના તંબુઓની વચમાં ભીમકનું નગર દેખાતું હતું. જનસમૂહ જે શેહેર—નગરની ચારે પાસ એકઠો થયેલો તે જાણે દરિયો ઉલટ્યો, ને તેમાં ભીમકનું નગર તે જાણે નાવ.

૭૧૭. **ગજદળ**, હાથીઓનું ટોળું. **હયદળ**, ઘોડાનું ટોળું. **માનવ**, માણસો. **તેણે**, તેણે કરીને; તેથી. **મોઘું**, ( સં. महार्घ, महा=મોટી+अर्घ=કીમત ), મોટી કીમતવાળું; અગાઉ કરતાં વધારે મૂલે મળે તેવું.

૭૧૮. **રસકસ**, રસ–ઘી તેલ વગેરે; કસ–ઘઉં વગેરે ધાન્ય. **ટાંકે**, ( સં. टंक ) તોલથી. **રસકસ...તોળાય**, ચીજોના ભાવ એટલા બધા વધી ગયા હતા કે ઘાસ પાણી તોલબંધ વેચાતાં હતાં, તો રસકસ સામું કેમ જોવાય ( નહીં જોવાય ) એટલે કે તે તો ઘણાંજ મોઘાં હતાં.

૭૧૯. **રંક**, ગરીબ. **અરજના**, ( સં. अर्जन, अर्ज=કમાવું, મેળવવું ), કમાઇ; રોજી. **માગ્યાં...ગરજના**, ગરજાઉ હોવાથી મ્હોંડે માગેલી કીમત લોકો આપતા.

૭૨૦. ભીમકરાજા સઘળાની ખબર અન્તર રાખે છે, અને તેના દાસ–નોકરો જે જોઇએ તે ફેરવે છે–પૂરું પાડવા સારૂ લઇને ફરે છે.

---

૮. 'તૃન' ( પ્ર. ૪, ૫ )
૯. 'ત્રાંસે' ( પ્ર. ૪, ૬ ); 'કાંટે' ( પ્ર. ૪ ખ. )

નગર ભરાયું ખચખચી, રાયે મંડપ રચના રચી.
હીંડોળા-બાંધ્યા[10] ધારણે, કદળી સ્તંભ રોપ્યા બારણે;
ચિત્રામણ ચિતરિયાં ભીંત, નાના પ્રકારની કરી રીત.
મંડપ લીંપ્યો કનકની ગાર, સાહામા સાહામી આસનની હાર;
જેહેને જાંહાં બેઠાનો ઠામ, તાંહાં રાજાનાં લખિયાં નામ.[1] ૭૨૫
એ કથા એટલેથી રહી, એક નવીન વારતા થઈ;
નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જાંહાં બેઠા દેવ.
પૂજ્યા અરચ્યા પ્રીત અપાર, તવ ઈન્દ્ર પૂછે સમાચાર;
કહો રૂષિ પૃથ્વીની પેર, કો પુરૂષ ન આવે અમારે ઘેર.

---

૭૨૧. ખચખચી, ખીચોખીચ.

૭૨૨. હીંડોળા, ( सं हिन्दोला ), હિંચકા ખાવાનું સુંદર પાટીયું; આસપાસ કઠેરાવાળો હિંચકો;—હાલ આ શબ્દ ઠાકોરજીને માટે બનાવેલા ખાસ હીંચકાને માટે વપરાય છે. ધારણ, ભારોટીઓ. મંડપ...ગાર, સોનાની ગારવડે મંડપને લીંપ્યો; મંડપ ઘણો સુશોભિત કર્યો. સરખાવો દ્વારકાનું વર્ણન–' કનક ચોસલે બાંધ્યા ચોક, બહુ જાળી અટાળી બારી ગોખ,' પ્રે. ભા. અ. ૫૦ ક. ૧૪૨. ' લીપી ભીંતે સોનાની ગાર, ચળકે કામ તે મીનાંકાર,' પ્રે. ઓ. ક. ૨૦ મું. ' રાયે રચના કીધી સારી, લીંપ્યો મંડપ કનકની ગારી.' પ્રે. ઓ ક. ૪૧. આસન, બેઠક.

૭૨૫. જે રાજાને તેના દરજ્જા પ્રમાણે જ્યાં બેસવાનો અધિકાર હતો તે સ્થળે–તે આસને તેનું નામ લખ્યું.

૭૨૭. કલહ, કંકાસ; લડાઇ. નારદને લડાઇ કરવાની ટેવ છે. જુઓ, ક્ષી. ૯૨.

૭૨૮. પૂજ્યા અરચ્યા, ચંદન ફૂલ વગેરેથી પૂજા કીધી. અરચ્યા, ( सं. अर्च्=પૂજા કરવી ). પ્રીત અપાર, અપાર પ્રીતથી; ઘણા હેતથી. તવ, ત્યારે; પછી.

૭૨૯ પેર, રીત; સ્થિતિ; હકીકત. કો...ઘેર, ઇન્દ્ર પૂછે છે કે અમારે ઘેર એટલે સ્વર્ગમાં હાલ કોઇ આવતું નથી તેનું શું કારણ ?

---

૧૦. ' હિંડોળા ખાટ બાંધી. ' ( પ્ર. ૬ )

૧. ' જેને જ્યાં બેસવાનો ઠામ, આસન ઉપર લખિયાં નામ.' ( પ્ર. ૬ )

પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગ માંહે; ૭૩૦
અમરાવતીનો સુનો ઘાટ; જમપુરની વેહેછે વાટ.
જમપુર ભરાઈ વસ્યું; આહાં કો નાવે તે કારણ કશું;
કેહે નારદ સાંભળીએ સત્ય, હવડાં મનુષ્ય જાયે અવગત્ય.
દમયંતી દમયંતી કરતા મરે, તે સર્વ જમપુરી સાંચરે;[2]
જેણે દમયંતી દીઠી નથી, જીવતા મુવા તે સર્વથી. ૭૩૫
ત્યાં સ્વયંવર માંડચો આજ, મળ્યા છે પૃથ્વીના રાજ;
શું અપ્સરાના વોહોછો[3] વના, દમયંતીની દાસી દેવાંગના.
વિદર્ભદેશ ને કુંદનપૂર, જાઓ જોવા શું બેઠા સૂર;

૭૩૦. **પડતી...કાયે,** સાધુઓ દેહ છોડતા-મૃત્યુ પામતા.
૭૩૧. **સુનો,** (સં. शून्य), ખાલી; વસ્તી વગરનો. જુઓ 'સૂનો' લી. ૩૪. **ઘાટ,** ઓવારો; આરો; માર્ગ; રસ્તો. **જમપુર,** યમરાજાની નગરી.
૭૩૦-૩૧. પૃથ્વીપર જે ધર્મી લોકો મરતા તે સ્વર્ગમાં આવતા હતા, પણ હાલમાં અમરાવતી-સ્વર્ગનો ઘાટ-માર્ગ સૂનો થઇ ગયો છે; તેના રસ્તામાં કોઇ જણાતું નથી અને જમપુર-નર્ક તરફ સર્વે જાય છે.
૭૩૨. **કશું,** શું.
૭૩૩. **અવગત્ય,** (સં. अवगति), મુઆ પછી નઠારી દશાએ-સ્થિતિએ.
૭૩૪. ઋષિના કહેવાનો ભાવાર્થ એ છે કે, સઘળા મનુષ્યનું લક્ષ દમયન્તી તરફજ લાગેલું છે ને બીજું કંઇ તેમને સુઝતું નથી, વળી એ વિષે વિચાર કર્યા કરવાથી તેની અવગતિ થાય છે અને તેઓ નર્કે પડે છે.
૭૩૫. **સર્વથી;** સર્વથા. જુઓ લી. ૨૮૧. **જેણે...સર્વથી,** જેણે દમયન્તીને જોઇ નથી તે જીવતા છતાં ખરેખર મુઆ બરોબર છે.
૭૩૬. **સ્વયંવર મંડાયો,** સ્વયંવરનો સમારંભ થયો છે.
૭૩૭. **અપ્સરા,** સ્વર્ગમાં ગાયન નૃત્ય કરનારી સ્ત્રીઓ. એ સમુદ્ર મંથન કરતાં દાસી સાથે સમુદ્રમાંથી નીકળી હતી. એ રૂપ મોહિની ને ચાતુર્યથી સંપન્ન છે. **વોહોછો,** ખેંચાઓ છો, છેતરાઓ છો. **વના,** વિનય. સરખાવો 'વનો વેરીને વશ કરે.' **શું...દેવાંગના,** નારદજી દેવોને કહે છે કે તમે અપ્સરાના વિનયથી-હાવભાવથી શું લોભાઇ જાઓ છો. એ દેવાંગનાઓ-અપ્સરાઓ દમયંતીની દાસી જેવી છે. અથવા આ શાનો વખાણનો ભાર વ્યર્થ ઉપાડો છો, અપ્સરાના વખાણમાં શું વાજ આવો છો.
૭૩૮. **સૂર,** (સં. सुर), સંબોધન વિભક્તિ, દેવ. **વિદર્ભ...સૂર,**

૨. 'યે જન દમયન્તી કરતા મરે, તે જન જમપુરમાં સંચરે.' (પ્ર. ૨);
૩. 'વહોછો' (પ્ર. ૬)

કહી નારદ થયા અંતરધાન, છાના દેવ થયા સાવધાન.
સંભારી રૂપ મનમાં ફૂલતા, ચાર દેવને લાગી લૂલતા; ૭૪૦
ઈંદ્ર અગ્નિ વરૂણ ને જમ, ઉઠી ચાલ્યા જે જ્યમ ત્યમ.

**વલણ.**

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જુજવાં રૂપરે;
વિદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપરે.

**કડવું ૧૮ મું. રાગ સારંગ.**

નળને જોવા ઇંદ્ર રહ્યા છે,[4] એટલે આવ્યા જમજી;
અગ્નિ વરૂણ પૂઠેથી આવ્યા, પૂછે માંહોમાંહે કયમજી.

---

હે સુર, તમે અહીંઆં શું બેશી રહ્યા છો, વિદર્ભ દેશમાં આવેલી કુંદનપુર નામની ભીમકરાજાની નગરીમાં સ્વયંવરનો સમારંભ જોવા જાઓ.

૭૩૯. **છાના**, ક્રિયાવિશેષણ–એક બીજાને પોતાનો વિચાર કહ્યા વિના. **સાવધાન**, (સં. સ=સાથે+અવધાન=ધ્યાન, લક્ષ). જાગૃત; જવાને તૈયાર.

૭૪૦. **ફૂલતા**, અભિમાન ધરાવતા; હરખાતા. **લૂલતા**, લલુતા. લોભ, લાલચ.

૭૪૧. **જ્યમ ત્યમ**, જેવી સ્થિતિમાં બેઠા હતા તેવાજ; ખાસ તૈયારી કર્યા વિના; જેમના તેમ.

૭૩૯–૪૧. **છાના...જ્યમ ત્યમ**, ઉપર પ્રમાણે કહી નારદ ઋષિ અન્તર્ધાન થયા ને ઇંદ્ર, અગ્નિ, વરૂણ ને જમ એ ચારે દેવ પોતપોતાના મનમાં વિચાર કરી જવાને તૈયાર થઈ ગયા; તેઓને દમયન્તીને પરણવાનો લોભ લાગ્યો, અને ઘણો રૂપવાન છું તેથી દમયન્તી મનેજ વરશે એમ વિચારી દરેક મનમાં હરખાવા લાગ્યા ને પછી જેનાને તેવાજ ત્યાંથી ઉઠીને કુંદનપુર તરફ ચાલ્યા.

૭૪૨. **જુજવાં**, જૂદાં જૂદાં.

૭૪૩. **મનભંગ**, નિરાશ.

૭૪૪. નળનું રૂપ જોઇ ઇંદ્ર દિઙ્મૂઢ બની ગયા છે એટલામાં તો જમરાજા આવ્યા.

૭૪૫. **પૂછે...કયમ**, ત્યાં આવવાનું કારણ એક બીજાને પૂછે છે.

---

૪. ‘નળને જોઇ ઇન્દ્ર રહ્યા છે.’ (પ્ર. ૨)

અન્યો અન્યે ચોરી કરતા, બોલે જુજવાં કામજી;
ચારે દેવ-માંહોમાંહે છેતરે, ન લે પરણ્યાનું નામજી.
અગ્નિ કહે શું અધર્મ બોલવું, સર્વ દમયંતીના લોભીજી;
મનના મનોરથ રાખો મનમાં[5], નળ આગળ કાંતિ ન શોભીજી.
પછે તાળી દેઇ હસ્યા માંહોમાંહે, કપટ કીધું ત્યાગજી; ૭૫૦
સ્વયંવરમાં ચારે જઇ જોઈએ, કોહોનું ભળશે ભાગ્યજી.[6]
વરૂણ ભણે વૈદર્ભી વર્યાની, મૂકો મનની આશાજી;
પરણુશે નળ આપણે ફજેતી, છેદાશે અધરસું નાસાજી.
અગ્નિ કહે હો વાસવ રાજા, મૂકો હૈયાનો હર્ષજી;
દમયંતીને તમો ન પામો, જો તપો શત વર્ષજી. ૭૫૫

---

૭૪૬. **ચોરી કરતા**, વાત છુપાવતા. **જુજવાં**, જૂદાં; ખરાં કારણથી જૂદાં. **અન્યો...કામ**, એક બીજાથી તેઓ પોતાની વાત છુપી રાખીને ખોટાં કારણો આપવા લાગ્યા.

૭૪૭ **પરણ્યાનું**, પરણવાનું.

૭૪૮. **અધર્મ**, જૂઠું, અસત્ય. **દમયન્તીના લોભી**, દમયન્તીને મેળવવાને-પરણવાને આતુર.

૭૪૯. **મનોરથ**, ( સં. મનસ્+રથ ), મનરૂપી રથ; ઇચ્છા.

૭૫૦. **તાળી...માંહોમાંહે**, બધાજ દમયન્તીને પરણવા આવ્યા છે એ વાત પકડાઇ જવાથી હસાહસ કરી તેઓએ એક બીજાને તાળી આપી. **કપટ**, છુપો ભેદ.

૭૫૧. **કોહોનું**, કોનું; કોઇનું; આપણામાંથી એકાદનું. **ભળશે**, દમયન્તીના ભાગ્ય સાથે મળશે; ખુલશે; ઉઘડશે.

૭૫૩. **છેદાશે**, કપાશે. **અધરસું**, અધરની બરોબર. **નાસા**, નાક. **પરણુશે...નાસાજી**, વરૂણ કહે છે કે નળ પરણુશે ને આપણી આબરૂ જશે-આપણે ફજેત થઇશું, અને હોઠની બરાબર નાક કપાઇ જશે એટલે છેક છેક કપાઇ જશે.

૭૫૪. **હર્ષ**, ( સં. હૃષ્=ખુશી થવું ) હરખ; આનંદ.

૭૫૫. **દમયંતી...વર્ષ**, જો સો વર્ષ લગી તપ કરો તોપણ દમયન્તી તમને મળનાર નથી.

---

૫. ' મનના મનોરથ મનમાં રહ્યા. ' ( પ્ર. ૨ )
' મનના મનોરથ પણ રહ્યા મનમાં. ' ( પ્ર. ૬ )
૬. ' કેનું ભડે છે ભાગ્યજી. ' ( પ્ર. ૨ )

ભીમકસુતાને આલિંગન નહિ દે, અભાગિયાં આપણું ગાત્રજી;[7]
વિરસેનસુત આગળ વિષ્ણુ ન પામે, તો આપણ કોણ માત્રજી.
જદપી મનસા નળની મૂકી, આપણી મમતા કરેજી;[8]
ગુણ વોહોણી જો હોય દમયંતી, બલા આપણી વરેજી.
લક્ષણ વોહોણી દમયંતી છે, રૂપ યૌવન ઉનમત્તજી; ૭૬૦
ગોળ મુકીને ખોળને ખાયે, નોહે ચતુર પશુવતજી.[9]

---

૭૫૬. **અભાગિયાં**, કમનસીબ. **ભીમક...ગાત્ર**, આપણાં ભાગ્યહીન શરીર એટલે આપણે દમયન્તીને પરણી શકવાના નથી.

૭૫૮. **જદપી**, યદ્યપિ; જોકે. **મનસા**, (સં. मनीषा), ઇચ્છા; ઉમેદ. **મમતા**, વહાલ; હેત.

૭૫૯. **ગુણ**, સારું નરસું પારખવાની શક્તિ. **વોહોણી**, વગરની; વિનાની. **બલા**, પીડા કરતું ભૂત, ચેટક વગેરે. **બલા આપણી વરે**, આપણે તેની સાથે પરણવું નહીં.

૭૬૦. **લક્ષણ**, ગુણ; આચરણ. **ઉનમત્ત**, મદવાળી; મગરૂબ; અભિમાની.

૭૬૧. **ગોળ**, (સં. गुल), શેરડીના રસને ઉકાળીને બનાવેલો પદાર્થ; તે ઉપરથી અહીં સારી વસ્તુ એટલે નળ. **ખોળ**, તલ પીલ્યાનાં બાકી રહેલો કુચો; તે ઉપરથી અહીં હલકી વસ્તુ, એટલે દેવ પોતે. **નોહે**, ન હોય. **પશુવત્**, પશુ જેવી મૂર્ખ.

૭૫૮-૬૧. કદાપિ દમયન્તી નળની ઇચ્છા છોડી દઇને આપણાપર વહાલ કરે તો પણ જો દમયન્તી ગુણ વગરની છે તો તેને આપણી બલા પરણે; વળી દમયન્તી લક્ષણ વગરની છે ને પોતાનાં સ્વરૂપ અને જુવાનીને લીધે મદમાં છાકી ગયલી છે; ને જો નળરૂપી ગોળને છોડીને દેવરૂપી ખોળને પસંદ કરે તો એ ચતુર નથી પણ પશુવત્ છે.

---

૭. 'ભીમક સુતાસું આલિંગ નવ દે, અભાગીયાં આપણાં શરીરજી;
નળ આગળ વિષ્ણુ નહિ પામે તો, આપણે ન રખાય ધીરજી.' (પ્ર. ૪)

૮. 'કદાપિ નળને મૂકે માનની, આપણી મમતા કરેજી;
તોએ ગુણ વોહોણી દમયંતીને (એ) બલા આપણ (ને) વરેજી.' (પ્ર. ૨)
'જદપી મનસા નળની મુકી, આપણા ઉપર ધરેજી;
ગુણ વોહોણી જો હોય દમયંતી તો બલા આપણે વરેજી.' (પ્ર. ૪)

૯. 'ગોળને મેહેલી ખોળ (કુણ) ખાએ, તો એ ચતુરા પશુવતજી.' (પ્ર. ૨)
'ગોળ મુકી જો ખોળને ખાશે, એ ચતુરા પશુવતજી.' (પ્ર. ૬)

બેહુ પ્રકારે એહેને ન વરવી, માટે પાછા ફરવુંજી;
માણસ વરે ને દેવ ફરે એથી, આપે ભલું મરવુંજી.
શક્ર કેહે નળરાજાને, જમરાજ લો જમલોકજી;
આફ્ણીએ આપણને વરસે, થશે હંસનું કીધું ફોકજી. ૭૬૫

---

૭૬૨. બેહુ પ્રકારે...વરવી, દેવોએ નળનું રૂપ જોયું ત્યારથી દમયન્તી વરવાની તેમની આશા ભાંગી ગઇ હતી, તેથી અગ્નિ મન વાળવાને કહે છે કે પહેલાં તો તેજ આપણને વરનાર નથી અને બીજું કદાપિ એ આપણને પરણવાનું મન કરે તો તેના ઉપર ગણાવેલા દોષોને લીધે આપણે પરણવું નહીં, એટલે બેઉ રીતે એને વરી શકાય એમ નથી માટે સારો રસ્તો એ છે કે આપણે પાછા જવું. અથવા બીજો અર્થ આમ લેવાયઃ— અગ્નિ કહે છે કે દમયન્તી આપણી ગગતા ક્યારે કરે કે જો એ ગુણ વોહોણી હોય ત્યારે; કારણ નળ એવો રૂપવાન છે કે તેની આગળ વિષ્ણુ પણ લેખામાં ન આવે, તો આપણે તે કોણ માત્ર? તો એવા નળને છોડી દમયન્તી જદપિ આપણને વરવા ઉભી થાય તદપિ-તોપણ તેને ગુણની કદર નથી એવી જાણી આપણે તેને ન વરવી—એ એક પ્રકાર. વળી આખું જગત જાણે છે કે માણસ કરતાં દેવ ચઢતા છે ને દેવ જે આપણે તેને છોડી નળ જે માનવ તેને, ગોળ તજી ખોળ ખાવા તત્પર થનારની પેઠે લક્ષણ વોહોણી અને રૂપ યૌવનના મદવાળી હોવાથી દમયન્તી વરવા ઉભી થાય ને આપણે વીલે મ્હોંડે પાછા જવું પડે એ અપજશ કરતાં મરણ પણ ભલું—એ બીજો પ્રકાર; માટે ઉભય પ્રકારે આપણે તેને ન વરતાં પાછા ફરવું.

૭૬૩. નળ પરણે ને આપણે દેવ એમના એમ રહીએ તેના કરતાં આપણે મરવું બેહેતર છે.

૭૬૪. શક્ર, ઇંદ્ર. શક્ર...લોકજી, ઇંદ્ર યમને કહે છે કે હે યમરાજ, નળને તમે જમપુરીમાં લઇ લો, એનો કાળ આણીને આપણને આડ ખીલી છે તે દૂર કરો.

૭૬૫. આફ્ણીએ, એની મેળે; ન છુટકે. કીધું, કીધેલું; નળ તરફ દમયન્તીનું મન વાળી કીધેલો વેવીશાળ. થશે...ફોકજી, હંસની વાત દેવોને ખબર હોય એમ સંભવતું નથી. નારદે તેઓને કહ્યું ત્યારેજ સ્વયંવરની તેઓને જાણ થઇ. જો એઓને હંસની વાત ખબર હતી એમ માનીએ તો દેવ તરીકે એમને 'વિદર્ભ ગયા મન ભંગ થયા, દેખી નળનું રૂપરે' થાત નહિ. આ ઉપરથી જણાય છે કે કવિએ પોતાનું જ્ઞાન ઇંદ્રના મ્હોંમાં મૂક્યું છે. સરખાવો લી. ૫૧૩.

વરૂણ ભણે જે એ શી લલુતા, વણ ખુટે મરે કયમજી;[10]
એમ ચાલતું હોય તો લેઉં દમયંતીને, એમ કહેવા લાગા જમજી.
અગ્નિ કેહેરે ભલો શ્રમ કીજે, કદાપિ થાય સાચોજી;[1]
દમયંતી ભણી દૂત થૈ જાય, ચારે નળને જાચોજી.
પછે નળ પાસે આવ્યા સ્વર્ગવાસી, વેશ વિપ્રનો ધારીજી; ૭૭૦
ત્રિપુંડ તાણ્યાં પુસ્તક કરમાં, ગ્રહી સુંદર ઝારીજી.[2]
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા, આપ્યાં આદરમાનજી;[3]
આસન આપી પૂજા કીધી, પછે પૂછે રાજનજી.[4]
કામકાજ અમસરખું કહીએ, હરિ મોટા છે કરનારજી;

---

૭૬૬ વણખુટે, આવરદા ખુટ્યા વગર; આવરદા પૂરૂં થયા વગર.

૭૬૮. **અગ્નિ...સાચોજી**, અગ્નિ કહે છે કે ભલું શ્રમ-સારી પેઠે મહેનત-પ્રયત્ન તો કરિયે, કારણ કદાપિ આપણો શ્રમ સાચો-સફળ થાય.

૭૬૯. **જાચો**, વિનંતી કરો. **દમયંતી...જાચો**, દમયન્તીની પાસે આપણી તરફથી માગું કરવાને વાસ્તે દૂત તરીકે નળ રાજા જાય. એવી આપણે તેને વિનંતી કરીએ.

૭૭૦. **સ્વર્ગવાસી**, સ્વર્ગમાં વસે છે જે તે; ચારે દેવો. **વિપ્ર**, બ્રાહ્મણ. **વેશ...ધારી**, બ્રાહ્મણનું રૂપ લઇને.

૭૭૧. **ત્રિપુંડ**, (સં ત્રિપુण्ड्र), શિવમાર્ગીઓ કપાળે ત્રણ સેરનું તિલક કરેછે તે. **તાણ્યાં**, કીધાં. દેવોએ વેશ લીધો છે તેની મજાકમાં 'તાણ્યાં' શબ્દ વાપરેલો લાગે છે. **ઝારી**, નાસાવાળું અને પડધીવાળું પાણી પીવાનું પાત્ર-વાસણ.

૭૭૨. **નિર્મળ**, પવિત્ર.

૭૭૪. મારા લાયક કંઈ કામ હોય તો કહો, પછી થવું તો ઇશ્વરના હાથમાં છે.

---

૧૦. 'ધર્મ કહે એ શી લલૂતા, કહો વણ ખૂટે કયમ મારૂંજી;
ઇમ ચાલતું હોય તો લેઉં દમયંતીને, અર્થ મારો સારૂંજી.' (પ્ર. ૨)

૧. 'વિશ્વાનર કહે ભલું શ્રમ કરી જોઈએ, કદાપિ થશે સાચોજી.' (પ્ર. ૨)
'અગ્નિ કેહેરે ભલું શ્રમ કીજે, કદાપી થાય સાચુંજી';
'દમયંતી ભણી દૂત થૈ જાય, નળને જૈને જાચુંજી.' (પ્ર. ૪, ૫)

૨. 'ત્રીપુંડ તાણ્યાં પુસ્તક પાસે, હાથમાં ગ્રહી ઝારીજી.' (પ્ર. ૨)

૩. 'અંદર આપ્યાં આસનજી' (પ્ર. ૨) 'આદર કીધાં માનજી' (પ્ર. ૪, ૫)

૪. 'ભલે દર્શન દીધું પવિત્ર કીધાં હું રાંકને ભુવનજી.' (પ્ર. ૨)

વિપ્ર કેહે અમે આવ્યા છૈયે, તુંને જાણી ગુણ ભંડારજી.[5] ૭૭૫
નળ કેહે જે માગો તે આપું, માનજો અવશ્યમેવજી;
વચન લેઇ વિપ્રવેશ મુકીને, થયા પ્રત્યક્ષ દેવજી.
વજ્ર પાશ જવાળા ગ્રહી, જમે ગ્રહ્યો જમદંડજી;
જળહળ મંદીર થઈ રહ્યાં, જાણે ઉદયા માર્તંડજી.
ચકીત રાજા થઈ રહ્યો, કરતો દંડ પ્રણામજી; ૭૮૦
નળ વિનાં કો દેખે નહીંરે, દેવ રૂપનાં ધામજી

વલણ.

રૂપધામ તે દેવતા, વિનતિ નળરાયને કરેરે;
તું દૂત થઈ જા કન્યાને જો[6], દમયંતી અમને વરેરે.

---

૭૭૭. નળની પાસે ઉપર પ્રમાણે કામ કરવાનું વચન લીધા પછી દેવો બ્રાહ્મણોનો વેશ તજી પ્રત્યક્ષ થયા. તેઓએ પોતાનાં ખરાં રૂપ ધારણ કર્યાં.

૭૭૮. વજ્ર, ઇન્દ્રનું આયુધ. એ ઘણુંજ કઠણુ અને ધારવાળું છે. એ વડે ઇંદ્રે પર્વતોની પાંખો કાપી હતી. **પાશ**, વરૂણનું આયુધ. **જ્વાળા**, અગ્નિનું ચિન્હ. **જમદંડ**, જમનું ચિન્હ.

૭૭૯. **જળહળ**, પ્રકાશમાન; ઝગઝગાટવાળાં. **મંદીર**, રહેવાની જગ્યા; મુકામ; નળનો તંબુ. **ઉદયા**, ( સં. उत्+अय्=ઉપજવું ), ઉગ્યા. **માર્તંડ**, સૂર્ય.

૭૭૮-૭૯. ઇન્દ્ર વજ્ર સહિત, વરૂણ પાશ સહિત, અગ્નિ જ્વાળા સહિત, અને જમ દંડ સહિત, પ્રત્યક્ષ થયા, ત્યારે સૂર્ય ઉગે ને જેમ બધે પ્રકાશ થઇ રહે છે તેમ નળનું મંદિર ઝગાંઝળાં થઇ રહ્યું.

૭૮૦. **ચકિત થઇ રહ્યો**, છક થઇ ગયો, અચંબાથી સ્તબ્ધ બની ગયો. **દંડપ્રણામ**, દંડવત્ પ્રણામ; સોટાની પેઠે લાંબા પડી નમવું તે.

૭૮૩. **કન્યાને**, કન્યા કને; દમયંતી પાસે. **જો**, પ્રયત્ન કર.

---

૫. 'સત્ય ભંડારજી.' ( પ્ર, ૨, ૬ )
૬. 'જે.' ( પ્ર. ૪, ૬

## કડવું ૧૯ મું. રાગ બેહાગડો.

દેવ કેહે હો રાજા મિત્ર, પુણ્યશ્લોક પરમ પવિત્ર;[7]
કૃપા કરી કન્યા કને જાઓ, વેવીસાળીયા અમારા થાઓ. ૭૮૫
મહિલાને મારો મોહનાં બાણ, ચારે ચતુરનાં[8] કરજો વખાણ;
ભાગ્ય હોશે તેહેને વરશે, જેહેના કર્મનું પાનડું ફરશે.
નળ કેહે રક્ષક બળીયા હોય, મુને પેસવા નવ દે કોય;
દેવ કેહે જાઓ જોગીને વેખે, દમયંતી વિના કો નવ દેખે.
ચારે કરે નળને અણુસારા, બે ગુણ અદકા બોલજો મારા; ૭૯૦
એહેવું સાંભળી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય.
રૂપવંત નળનેરે જોશે, કન્યાનું મન સદ્યે મોહોશે;[9]

---

૭૮૪. મિત્ર, કામ કરાવવું છે તેથી દેવો મિત્ર શબ્દ વાપરે છે.

૭૮૫. કૃપા કરી, મહેરબાની કરી. વેવીસાળીયા, માગું કરવ જનાર.

૭૮૬. મહિલા, સ્ત્રી; દમયન્તી. મહિલા...વખાણ, અમાર ચારેનાં દમયન્તી આગળ વખાણ કરીને અમારે માટે મોહ લાગે એમ કરો.

૭૮૭. જેહેનાં...ફરશે, જેનું નસીબ ઉઘડશે.

૭૮૮. રક્ષક, રખેવાળ. પેસવા નવ દે, દમયન્તીના ઘરમાં જવ દે નહીં.

૭૮૯. જોગી, ( સં. योगी ), જુઓ લી. ૨૦૪. વેખે, ( સં. वेष ) વેષમાં, રૂપ ધારણ કરીને.

૭૯૦. અણુસારો, ઇસારો; સાન. ચારે...મારા, દમયન્તીના આગળ મારાં વધારે વખાણ કરજો, મારાં વધારે વખાણ કરજો, એમ ચારે દેવે નળને ઇસારાથી સમજાવ્યું.

૭૯૧. વિમાસણ થાય, ( સં. वि+मृष्=વિચાર કરવો ), વિચારમાં પડયા.

૭૯૨. સદ્યે, ( સં. सद्य ), તરતજ.

---

૭. 'દેવ કહે હો નળ મહા મિત્ર, પુણ્યશ્લોક રાજા પવિત્ર. ( પ્ર. ૨ )
૮. 'દેવના' ( પ્ર. ૨, ૪, ૬ )
૯. 'રૂપવંત દૂતને જોશે. કન્યાનું..................' ( પ્ર. ૨ )
'રૂપવંત એ નળને જોશે, કન્યાનું મન તેને મોશે'. ( પ્ર. ૬ )

વાત કહે નહીં આપણી વરણી, વેવીસાળીચો બેસશે પરણી.
દૃષ્ટે દૃષ્ટ જ્યારે મળશે, ગુણુ આપણા નવ સાંભળશે;[૧૦]
નળને લેવરાવ્યો જોગીનો વેષ, શીખવ્યું તેમ કરજો વિશેષ[૧].૭૯૫
રૂપ પાલટીને નળ પળીચો, દેવે અનુચર એક મોકલીઓ;
દૂતને દેખે નહીં નળરાય, આગળ પાછળ બન્યો જાય.
પેઠા ઘરમાં પાધરા દોર, કો નવ દેખે દિવસના ચોર;
જ્યાં દમયંતીનું અંતઃપૂર, ત્યાં આવ્યો નળરાય શૂર.
દીઠી દેવકન્યા જેવી દાસ, જે રમતી રાણીને પાસ; ૮૦૦

---

૭૯૩. **વાત...વરણી**, આપણું કામ પાર પાડવાને સારૂ આપણાં જોઇતાં વખાણ કરશે નહીં.

૭૯૪. **દૃષ્ટેદૃષ્ટ**, નજરોનજર. **દૃષ્ટે...સાંભળશે**, જ્યારે એ બેઉની નજર મળશે ત્યારે દમયન્તી આપણા ગુણનું વર્ણન સાંભળશે નહીં, કારણ નળ ઘણોજ કાન્તિવાન્ છે. પ્રત ૨ અને ૬ ના પાઠનો 'દમયન્તીનું રૂપ જોશે ત્યારે નળ આપણને યાદ કરશે નહીં' એવો અર્થ થાય.

૭૯૫. **વિશેષ**, બરોબર. **નળને...વિશેષ**, આ લીટી એક વાર લી. ૭૯૧ માં 'એવું સાંભળી ચાલ્યો નળરાય...થાય' વગેરે લખ્યા પછી સારી લાગતી નથી.

૭૯૬. **પાલટી**, બદલીને. **અનુચર**, (સં. अनु=પાછળ+चर्=જવું), પાછળ જનાર; દાસ; સેવક. **દેવે...મોકલીઓ**, નળની ચેષ્ટા જોવા સારૂ, નળ દમયન્તી આગળ આપણા શીખવ્યા પ્રમાણે આપણાં વખાણ કરે છે કે નહીં તે જોવા સારૂ.

૭૯૮. **પાધરા દોર**, સીધાને સીધા, અટકાવ વગર. **દિવસના ચોર**, ધોળે દહાડે રજા વગર દાખલ થયા તેથી.

૭૯૯. **અંતઃપૂર**, (સં. अंतःपुर), મહેલની અંદરનો સ્ત્રીઓને વિશેષે કરી રાણીઓને, રહેવાનો ભાગ; રણવાસ; જનાનો. **શૂર**, શૂરો.

૮૦૦. **દાસ**, દાસીઓ. **જે...પાસ**, દમયન્તી પાસે તેની ગમત સારૂ રહેનારી.

---

૧૦. 'દૃષ્ટા દૃષ્ટ ભાઇ જ્યારે મળશે, ગુણ નહીં આપણા સાંભરે.' (પ્ર. ૨).
'દૃષ્ટે દૃષ્ટ જ્યારે મળે, ગુણ આપણા નવ સાંભળે.' (પ્ર. ૪, ૫)
'દૃષ્ટિયે દૃષ્ટિ મળશે જ્યારે, ગુણ આપણા નહિ સંભારે.' (પ્ર. ૬.)
૧. 'શીખવ્યો તામસ કરજે તેષ.' (પ્ર. ૪, ૫)

કોઈ નાયકા તો ત્યાં નાહાતી, કોઈ કન્યાના ગુણ ગાતી.
કોઈ શામળી ને કોઈ ગોરી, કોઈ મુગ્ધા ને કોઈ છોરી;
કોઈ કામ કરતી હાલેમાલે,[૨] કો વસ્ત્ર બાંધે ધડી વાળે.
રેહે આપ આપણે સાજે, હાર ગુંથતી કન્યા કાજે;
એમ જોયો હેઠલો માળ, પછે બીજે ચઢયો ભૂપાળ. ૮૦૫
ત્યાં દાસીનું જુથ જોયું, પછે ચઢયો જ્યાં ત્રીસોયું;
વસેછે દમયંતી નારી, સહસ્ત્ર દાસી સેવા કરનારી.
કેટલી ગાન કરે સ્વર ઝીણા, કો નાચે વજાડે વીણા;[૩]
વાતે રીજવતી ચતુરસુજાણ, કેટલી કરતી કન્યાનું વખાણ.

---

૮૦૧. **નાયકા**, (સં. नायिका, नि–नय्=દોરવવું), રસશાસ્ત્રમાં વર્ણવેલી સ્ત્રી; પ્રીતિ, ક્રીડા વગેરેમાં પ્રવીણ સ્ત્રી; અહીંઆં જુવાન સ્ત્રી. **કન્યાના**, દમયન્તીના. **ગુણ ગાતી**, વખાણનાં ગીત ગાતી.

૮૦૨. **શામળી**, (સં. श्यामल), કાળાવર્ણની. **મુગ્ધા**, (સં. मुह्=મૂઢ હોવું), અજ્ઞાન, પ્રેમનો અનુભવ નથી એવી બાળક સ્ત્રી; મુગ્ધા, મધ્યા, અને પ્રૌઢા એ ત્રણ પ્રકારની નાયિકામાંની પહેલી. **છોરી**, છોકરી જેવી.

૮૦૩. **કો...હાલેમાલે**, કોઈ ધામધુમથી કામ કરતી મહાલતી હતી–હરફર કરતી હતી. **કો...વાળે**, કોઇ કપડાં બાંધવામાં ગુંથાઇ હતી ને કોઇ તો કપડાંની ધડીજ વાળી રહી હતી.

૮૦૪. **રેહે...સાજે**, સૌ પોતપોતાની તૈયારીમાં હતી; સૌ પોતપોતાને સોંપેલું કામ કરવામાં રોકાયલી હતી. **ગુંથતી**, (સં. ग्रथ्=બાંધવું), ગુંથાને બનાવતી.

૮૦૬. **ત્રીસોયું**, ત્રીજો માળ.

૮૦૮. **સ્વરઝીણા**, ઝીણે સ્વરે. **કો...વીણા**, કેટલીએક ત્યાં નૃત્ય કરી રહી હતી, ને કેટલીએક વીણા વગાડતી હતી.

૮૦૯. **રીજવતી**, (સં. रञ्ज्=ખુશી થવું), ખુશ કરતી. **ચતુરસુજાણ**, ચતુરસુજાણ દમયન્તીને કેટલીએક ખુશ કરતી હતી. કેટલીએક ચતુરસુજાણ દાસી પોતાની વાતથી દમયંતીને રીજવતી હતી એમ પણ લઇ શકાય.

---

૨. 'હેઠલે માળે.' (પ્ર. ૨. ૪, ૫)
૩. 'કેટલિક...ઝીણા, કોઈ કરમાં બજાડે વીણા.' (પ્ર. ૬)

એકાંત ત્યાં છે ઓરડી, હીંડોળે હીર દોરડી;[4] ૮૧૦
હરિવહની બેઠી હીંચે, દાસી કેશમાં ધૂપેલ સીંચે.
કિંકરી પાસે માથું ગુંથાવે, કેહે સેંથો રખે વાંકો આવે;
ભીંત માંહે જડીઆ ખાપ, વણુ ધરે દીસે છે આપ.[5]
આગળ દમયંતી પાછળ દાસી, સાહામાં પ્રતિબિંબ રહ્યાં પ્રકાશી;
મુખકમળ કન્યાનું ઝળકે, સામો ચંદ્ર બીજો જાણે ચળકે.[6] ૮૧૫

---

૮૧૦. **એકાંત**, ધામધુમથી દૂર. **ઓરડી**, ( સં. अपवरक ), નાનો ઓરડો. **હીંડોળે...દોરડી**, હીંડોળે હીરની-રેશમની દોરી બાંધેલી હતી.

૮૧૧. **હીંચે**, હીંચકે. **કેશમાં**, વાળમાં. **ધૂપેલ**, ( સં. धूपतेल, धूप्=રૂ-માળવું ), વાનાથી સુગંધીદાર કરીને ઉકાળેલું તેલ. **સીંચે**, ( સં. सिंच्, सिञ्च्=છાંટવું ). ઘાલતી હતી, નાખતી હતી.

૮૧૨. **માથું ગુંથાવે**, ગુંથાને ચોટલો વળાવતી હતી; માથું હોળાવતી હતી. **સેંથો**, ( સં. सीमन्त ), માથાના કેશની વચ્ચે સ્ત્રીઓ જે સીધી લીટી પાડે છે તે. **રખે...આવે**, સાધારણ રીતે સ્ત્રીઓ પોતાનો સેંથો સીધો રાખવાને ખંતી હોય છે.

૮૧૩. **ખાપ**, ( સં. कर्फर ), આરસો. **આપ**, શરીર. સરખાવો આપઘાત, આત્મઘાત. 'વ્યાકુળ અંગ પોતાતણું, અવની પછાડે આપ,' ક. ૩૪ મું; 'સતબળે દેઉં છું શાપ, ભસ્મ થાજો વ્યાધીનું આપ' કડવું ૩૯ મું. વળી, 'સઘ મુકાશે મારો શાપ, પછે ધર્યું મેં અહીનું આપ.' પ્રે ભા. અ. ૩૫ ક. ૧૦૦. **ભીંત...આપ**, ઓરડામાં ચારે બાજુએ આરસા જડેલા હોવાથી આરસી ધર્યા વિના પોતાનું શરીર જોઇ શકાતું હતું.

૮૧૫. **મુખકમળ**, મુખરૂપી કમળ; કમળના જેવું મુખ.

૮૧૪-૧૫. હીંચકાપર આગાડી દમયન્તી ને તેની પાછળ તેની દાસી, જે તેનો ચોટલો વાળતી હતી, તે બેઉની છબી સામા ભીંતે જડેલા આરસામાં દીપી-શોભી રહી હતી; અને દમયન્તીનું મુખકમળ શોભી રહ્યું હતું તે જાણે કે બીજો ચંદ્ર સામો પ્રકાશતો હોયની તેવું દેખાતું હતું.

---

૪. 'ત્યાં બાંધી હીંડોળે દોરડી.' ( પ્ર. ૨ ); 'હીંડોળો બાંધ્યો હીર દોરડી.' ( પ્ર. ૪ ), 'હીંડોળો હીર દોરડી.' ( પ્ર. ૫ ); હિંડોળે બાંધિ હિર દોરડી. ( પ્ર. ૬ )
૫. 'ભીંતે જડી ચોપાસે ખાપ, આકૃણીએ દીસે સઘળું આપ.' ( પ્ર. ૨ )
૬. 'સામ સામા ચંદ્ર જાણે ચળકે.' ( પ્ર. ૨ )
'જાણે ચંદ્ર બિંબ સહામું ચળકે.' ( પ્ર. ૪ )

શોભે નારી જોબન ધામ, મુખે નળ રાજાનું નામ;
એવું ભૂપતિએ રૂપ જોયું, મોહુબાણુ મનડું પરોયૂં.
અંગરંગથી આડો આંક, મોહ્યા દેવ તણો શો વાંક;
ચારમાં કોનું ભાયગ ભળશે, રત્ન આ કર કોને ચઢશે.
મુને પરણુત મનની રૂચે, અંત્રાઈ થયા દેવ આવી વચે;[૭] ૮૨૦
ભલું ભાવી પદારથ થયો, નળે વિવેક મનમાં ગ્રહ્યો.[૮]

**વલણ.**

ગ્રહ્યો વિવેક શોકને તજી, જ્ઞાન તે હૃદયે ધરે રે;
સત્ય પોતાનું પાળવા, દેવનું માગું કરે રે.

---

૮૧૬. નવયૌવના દમયન્તી શોભી રહી હતી અને મ્હોંડેથી નળ રાજાનું નામ જપતી હતી.

૮૧૭. **મનડૂં**, મન (લાડવાચક શબ્દ). **પરોયૂં**, (સં. प्र+वे=ગુંથવું); વિંધાયું.

૮૧૮. **આડો આંક**, હદ બતાવનારી નિશાની. **અંગ...વાંક**, તેના શરીરની શોભાથી હદ વળી છે, એવી સ્ત્રીપર દેવો મોહી ગયા તેમાં તેમનો શો વાંક-તેમાં શી નવાઇ.

૮૧૯. **રત્ન**, આ અમૂલ્ય વસ્તુ; આ અતિ કાન્તિવાન્ સ્ત્રી. **કર કોને ચઢશે**, કોને હાથ જશે; કોને મળશે.

૮૨૦. **મનની રૂચે**, મનની ઇચ્છાથી; ઘણી ખુશીથી. **અંત્રાઇ**, (સં. अन्तरायी, अन्तर=વચ્ચે+अय्=જવું). વચમાં આવનાર; અડચણ કર્તા; હરકત રૂપ.

૮૨૧. **ભલું**, ભલે; ખેર. **ભાવી**, (સં. भू=હોવું), થનાર; હોનાર. **ભાવી પદારથ**, થનાર વસ્તુ. **ભલું...ગ્રહ્યો**, દમયન્તીનું રૂપ જોઇને નળ મોહિત થઇ ગયો હતો અને પોતાનું પરણવાનું લગભગ નક્કી હતું તે દેવો વચ્ચે આવ્યાથી ભાંગી પડશે એવી ફીકર કરવા લાગ્યો, પણ અન્તે હોનાર વસ્તુ થઇ એવું વિચારી પોતાના મનને શાંત પાડ્યું.

૮૨૨. **શોક**, (સં. शुच् વિલાપ કરવો), દિલગીરી-દમયન્તી ખોવાના ભયથી થતી. **જ્ઞાન**, વિવેક; ડહાપણ.

૮૨૩. પોતાનું સત્ય સાચવવા દેવને આપેલું વચન પાળવાને દેવોની તરફથી માગું કીધું.

---

૭. મુને પરણુત તો માનુની રૂચે, અંતરાયી થયા દેવ વચે.' (પ્ર. ૨);

૮. 'નળે વિવેક હૃદેમાં લહ્યો' (પ્ર. ૨);

## કડવું ૧૨ મું. રાગ સામેરી.

બેઠી દમયંતી શીશ ગુંથાવા, સ્વયંવરને સાંતરી થાવા;[૯]
સામી ભીતમાં જડી છે આપ, વણુ ધરે દીસે છે આપ. ૮૨૫

### ઢાળ.

આગ દીસે વણુ ધરે, પ્રતિબિંબ જોતી દૃષ્ટ;
દાસી ને દમયંતી બેઠાં, નળ આવી રહ્યા છે પૂષ્ઠ.
પ્રતિબિંબ પડ્યું દર્પણુમાં, પ્રેમદાએ દીઠો પૂર્ષ;
ગઇ ખુણે નાહાસી, તેડી દાસી, શું બેસી રહી છે મૂર્ખ.
માધવી વળતું વદે બાઇ, શા માટે નાહાસી ગયાં; ૮૩૦
મેં કો ન દીઠું તમે દેખી, આવડું શું વિસ્મે થયાં.
ગેહેલી તાહારી મીટ મસ્તકમાં, મેં દર્પણુ રાખ્યું દૃષ્ટિમાં;

૮૨૪. **શીશ** ( સં. શીર્ષ ), માથું. **સ્વયંવરને**, સ્વયંવરને માટે—સારૂ. **સાંતરી થાવા**, તૈયાર થવા, સજ્જ થવા.

૮૨૬. દૃષ્ટ, દૃષ્ટિવડે.

૮૨૭. **નળ...પૃષ્ઠ**. નળપછાડી આવીને ઉભેલો છે.

૮૨૮. **દર્પણુ** ( સં. દૃપ્=પ્રકાશિત કરવું ), આરસો. **પ્રતિબિંબ...દર્પણુમાં**, કોઇનો-નળનો ઓળો દર્પણુમાં—સામે જડેલા આરસામાં પડયો. **પૂર્ષ**, પુરૂષ.

૮૨૯. આરસામાં પુરૂષનું પ્રતિબિંબ જોઇને દમયન્તી લજ્જાથી ખુણામાં નાસી ગઇ, અને હે મૂર્ખ, તું ત્યાં બેશી શું રહી છે એમ કહી પોતાની દાસીને બોલાવી લીધી.

૮૩૦. **માધવી**, દમયન્તીનો ચોટલો વાળતી હતી તે દાસી. **બાઇ**, બહેન.

૮૩૧. મેં તો કોઇને જોયું નહીં, અને તમે શું દીઠું કે આટલાં વિસ્મય પામ્યાં.

૮૩૨. **ગેહેલી**, મૂર્ખ. **મીટ**, દૃષ્ટિ; નજર. **ગેહેલી...દૃષ્ટિમાં**, તારૂં ધ્યાન મારો ચોટલો ગુંથવામાં હતું, અને મારી નજર તો આરસામાં હતી—હું આરસામાં જોઇ રહી હતી.

૯. 'સ્વયંવરમાં શીઘ્ર જાવા.' ( પ્ર. ૨ )

સ્વરૂપ દીઠું દિવ્ય નળનું, ન મળે બીજો સૃષ્ટિમાં.
વેશ છે વૈરાગનો જાણે, નાટક કોએક લાવ્યો;
શકે તો એ પ્રાણજીવન, નળરાય નિશ્ચે આવ્યો. ૮૩૫
સાહેલી કહે પ્રીછો તમો, કાં દીઠું છે જે ઝંખના;[10]
નળ આવીને કેમ શકે જ્યાં, ના આવે પ્રાણી પંખના.
કામની કહે તે પ્રીછીઉં, તું દાસી માણુસનો અવતાર;[1]
ન માને તો આવ કૌતક, દેખાડું બીજીવાર.
પુનરપિ ઊઠાં પૂઠ પૂઠે, દર્પણમાં મીટ જોડ; ૮૪૦
સ્વરૂપ[2] નળનું દેખાડ્યું, જેની કાંતિ કંદર્પ[3] કોડ.

---

૮૩૪. દમયન્તી કહે છે કે જાણે કોઈક નાટક કરવા આવ્યો હોય તેમ નળ વેરાગીનો વેશ લઈ આવેલો છે.

૮૩૫. **પ્રાણજીવન**, પ્રાણનો આધાર. દમયન્તી પોતે નળને મનથી વરી ચુકી છે માટે તેને પ્રાણજીવન કહે છે.

૮૩૬ **સાહેલી**, સખી. **પ્રીછો**, જુઓ. **ઝંખના**, મનમાં ઘુંટાયલા વિષયનું વારેવારે સ્મરણ થવું તે; ભાસ. **સાહેલી...ઝંખના**, સાહેલી કહે તમે જુઓ-વિચારો, કાં-શું તમે નજરો નજર દીઠું છે ? કે સ્વપ્ના-ની ઝંખના છે ?

૮૩૭. **પંખના**, પાંખવાળા.

૮૩૮. દમયન્તી કહે તે મેં પ્રીછ્યું-જોયું. તું દાસી માણસનો અવતાર તું શું સમજે. ( દાસી કહેવામાં, તેની સમજશક્તિ ઓછી છે એમ બતાવ્યું છે. )

૮૩૯. કૌતક, ( સં. कौतुक ), નવાઈ જેવી વાત; જોવા જેવો દેખાવ

૮૪૦. પૂઠપૂઠે, આગળ પાછળ. **મીટજોડ**, મીટજોડીને; આંખ રાખીને; ધ્યાન રાખીને.

૮૪૧. **કંદર્પ**, કામદેવ; મદન. **સ્વરૂપ...કોડ**, કરોડ કામદેવના

---

૧૦. ' દાસી કહે દમયંતી સાંભળો, તમને નળની જંખના;
નળ આવીને નવ શકે, જ્યાં ન આવે પ્રાણી પંખના.'

૧. ' કામની કહે કિંકરી, તુંને પતીત નથી લગાર.' ( પ્ર. ૫)
' કામની કહે તેં પ્રીછીઉં......................( પ્ર. ૫)
' કામની કહે પ્રીછો નહીં, દાસી માણસ અવતાર;'
' નવ માને તો આવ્ય દેખાડું, કૌતક બીજીવાર.' ( પ્ર. ૬)

૨. ' પ્રતિબિંબ.' ( પ્ર. ૨ )

૩. ' કામની.' ( પ્ર. ૪, ૫ )

દાસી રાણી થયાં બેઠાં, ઝણકારે ઝબકી વીજળી;[4]
દમયંતી કહે દાસીને કાં, મ્હારી વાત કેહેવી મળી.
પછે સ્તુતિ માંડી શ્યામાએ, અંતરપટ આડો ધરી;
દેવસ્વરૂપ થાઓ દેખતા[5], ત્યારે નળે દેહ પ્રગટ કરી. ૮૪૫
આપી આસન કરી પૂજન, પછે પૂછે કિંકરી;
કહો દેવપુરૂષ કાંહાંથી આવ્યા, વેશ જોગીનો ધરી.
નળ કેહે તું નીચ માણસ, કેમ વદું હું વૈખરી;[6]
દમયંતી પુછે તો બોલું, નહીંતર જાઉં પાછો ફરી.
દમયંતી કેહે દેવ જક્ષપી, પણ થઇ આવ્યા સંન્યાસી; ૮૫૦

---

જેવી જેની કાન્તિ છે તેવા નળરાયનું સ્વરૂપ—આરસામાં પડેલું પ્રતિબિંબ-દેખાડયું.

૮૪૨. રાણી, અહીં દમયન્તીને માટે. દાસી...વીજળી, વીજળીનો ચમકારો થયો હોય તેમ બંને એકદમ ઉઠી ગયાં. સરખાવો 'જેમ ઝબકે વિજળી આકાશેરે, આવી અબળા પ્રભુની પાસેરે.' પ્રે. ભા. અ. ૪૮ ક. ૧૩૮.

૮૪૩. કાં, કેમ. મળી, ખરી ઠરી.

૮૪૪. સ્તુતિ માંડી, ( સં. સ્તુ=વખાણ કરવાં ), પ્રાર્થના કરવા માંડી. અંતરપટ, ( સં. अन्तर्=વચમાંનું+पट=કપડું ), પડદો. આડોધરી, વચમાં ધરી.

૮૪૫. દેવસ્વરૂપ, દેવના જેવું સ્વરૂપ છે જેનું તે; દેવના જેવા સ્વરૂપવાળા. દેખતા, દેખાતા; પ્રત્યક્ષ; તમારા મૂળ રૂપમાં.

૮૪૬. કિંકરી, દાસી; માધવી.

૮૪૮. નીચ માણસ, હલકું માણસ; ચાકર માણસ. વૈખરી, પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ વાણીની ચાર સ્થિતિમાંની છેલ્લી; તે ઉપરથી સ્પષ્ટ ઉચ્ચારણ-ભાષણ. કેમ...વૈખરી, હું તારી સાથે કેવી રીતે ભાષણ કરૂં.

૮૫૦. સંન્યાસી, ( સં. सं+नि+अस्=ત્યાગ કરવું ), ગાયત્રીનો અધિકારી એવો જે પુરૂષ સંસાર ત્યાગ કરી સાધુ દીક્ષા લે તે; જોગી; વેરાગી.

---

૪. 'ઝબકારે અબળા થઈ ઝાંખી, જાણે ઝબકી વીજળી.' ( પ્ર. ૨ )
૫. 'હો દેવ સ્વરૂપ ઘોરે દેખા.' ( પ્ર. ૪ )
'હો દેવ સ્વરૂપ ઘોને દેખા.' ( પ્ર. ૬ )
૬. 'હિંકરી.' ( પ્ર. ૬ )

કપટરૂપને કન્યા કેમ પૂછે, માટે પૂછે દાસી.

વલણ.

દાસી સંન્યાસીજોગ છે, કેવળ નોહે અતીતરે;
વચન સુણીને નળ મન હરખ્યો, હરી લીધું ચીતરે.

## કડવું ૨૧ મું. રાગ મારૂ.

મન મોહ પામ્યો મહિપતિ, ધન્ય દેવ જે વરશે સતી;[7]
ભોગી ભૂપને ભામનિ ભોગ્ય, ઘટે દેવને અમે અયોગ્ય.[8] ૮૫૫
નારી પ્રત્યે નળ એમ કહે છે, જો તું જોગીરૂપને લહે છે;[9]
અમો ન જાઉં વિષયાની વાટે, અહિંયાં આવ્યો હું સાધવીમાટે.[10]

૮૫૧. કપટરૂપ, કપટવાળું રૂપ છે જેનું તે ( બહુ. સ. ); વેશધારી. **કન્યા**, દમયન્તી પોતાને માટેજ કન્યા શબ્દ વાપરે છે.

૮૫૦-૫૧. દમયન્તીએ કહ્યું કે અગર જો તમે દેવ હો તોપણ જોગી થઇને આવ્યા છો, અને એવા વેશધારીને મારાથી શી રીતે પૂછી શકાય, તેથી મારી દાસી તમને પૂછે છે.

૮૫૨. કેવળ, શુદ્ધ; ખરો. **અતીત**, ( सं. अतिथि ), જુઓ 'આતિથ્ય' લી. ૧૨૦. **દાસી...અતીત**. તમે શુદ્ધ-ખરા અતિથિ-જોગી નથી તેથી દાસીજ એવા સન્યાસી જોગ છે-દાસીજ એવા સંન્યાસી સાથે વાત કરવા લાયક છે.

૮૫૩. **હરી લીધું ચીતરે**, દમયન્તીએ નળનું મન હરી લીધું-વશ કરી લીધું.

૮૫૪. **ધન્ય...સતી**, આ સતી સ્ત્રીને જે દેવ પરણશે તે મોટો ભાગ્યશાળી થશે.

૮૫૫. **ભોગી**, ( सं. भुज्=ભોગવવું ), સંસારનું સુખ ભોગવનાર; વિલાસી. **ભોગ્ય**, ભોગવવા યોગ્ય; લાયક. **ભોગી...ભોગ્ય**, ભભાની અક્ષર સગાઇ.

૮૫૭. **વિષયા**, ( सं. विषय ), સંસારની માયા; કામવાસના; ઇંદ્રિય સુખ

૮૫૬-૫૭. દમયન્તીને નળ કહે છે કે તું જો, તું જોગી રૂપને લહે

૭. 'ધન્ય દેવ વરે એ સતી.' ( પ્ર. ૪ )
૮. 'ભોગી ભૂપને ભાવતી, નહી દેવ ઘટે એહેને પતી.' ( પ્ર. ૪ )
૯. 'નારી પ્રત્યે નળ એમ કેહે, તું શું જોગી રૂપને લેહે.' ( પ્ર. ૪ )
૧૦. 'આંહાં આવ્યો તું સાધવી માટે.' ( પ્ર. ૪ )

હું તો દૂત છું દેવતાતણો, પાળું છું આચાર આપણો;
તારૂં પૂર્વ જનમનું પુન્ય, ભાગ્યમાંહિ કાંઇ નથી ન્યૂન.[1]
જે દેવદૂત ઘેર[2] આવ્યો, મોદવર્ધન વારતા લાવ્યો; ૯૬૭
અળગું કરોને અંતરપટ, કરૂં વાત આણીને ઉલટ.
અમો રૂપ કોટાનકોટ ધરૂં, તજી સ્વારથ પરમાર્થ કરૂં;
સાંભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા.
પરિસ્વેદ મુક્તા રહ્યાં ટબકી, બહાર નીસરી વિજળિ ઝબકી;

છે-જાણેછે-જોયછે, એટલે હું જે તારા આગળ ઉભેલો છઉં તે જોગી છઉં; તેથી અગર જો હું અહીંઆં તારેજ માટે આવેલો છું છતાં હું વિષયાની વાટે જનાર નથી. 'નળ કહેછે કે ખરા જોગીનું રૂપ કેવું હોય તે તું સમજે છે ? અમે એવા જોગી છિયે કે વિષયની વાટે ન જઇએ; પણ તું સાધવી છે એમ જાણી તારી પાસે આવ્યો છું.'—આ પ્રસંગે પણ અર્થ લેવાય.

૮૫૮. **આચાર**, જુઓ 'આચરણ' ટી. ૫૨૨. **આચાર...આપણો**, મારો પોતાનો એટલે જોગીનો આચાર.

૮૫૯. **પૂર્વ જનમનું**, આગલા જન્મનું. **ન્યૂન**, મણા; ઓછું; ઉણું.

૮૬૦. **મોદવર્ધન**, ( સં. मोद, मुद्=ખુશ થવું. वर्धन, वृध्=વધવું ), આનંદ વધારે તેવી. **વારતા**, ( સં. वार्ता ), ખબર; સંદેશો.

૮૬૧. **અળગું કરો**, દૂર કરો; ખસેડી નાંખો. **ઉલટ**, હોંસ; ઊમંગ.

૮૬૨. **પરમાર્થ**, ( સં. परम=મોટું+अर्थ=કામ), મોક્ષ પ્રાપ્તિનું સાધન; તે ઉપરથી પરોપકાર, સ્વાર્થથી ઉલટું. **તજી...કરૂં**, મારો પોતાનો અર્થ સાધવાનું છોડી દઇને બીજાનું હિત થાય તેવું કામ કરું છું.

૮૬૩. **રસાળા**, ( સં. रसाल ), રસ-આનંદ ઉપજાવે તેવા; મધુર. **પટ**, અન્તરપટ; પડદો. **બહાર નીસરી**, બહાર આવી; અગાડી આવી.

૮૬૪. **પરિસ્વેદ**, ( સં. प्रस्वेद, प्र=વધારે+स्विद પરસેવો છુટવો ), પરસેવો. **પરિસ્વેદ...ટબકી**, દમયન્તીના પરસેવાનાં મોતી જેવાં બિંદુ

૧. 'ભાગ્યમાં નથી કાંઈ નુન્ય.' ( પ્ર. ૪ )
૨. 'બારણે.' ( પ્ર. ૪ )

હિડંતાં હાલે જયમ દ્રુમવેલી, નળ નિકટ ગઇ ગર્વઘેલી. ૮૬૫
તારૂણીનો પ્રતાપ ન માયો, ઝબકારે નળ ઝંખવાયો;[3]
દીઠી મદપૂરણ માતંગી, નળ તકિયે બેઠો ઉઠંગી.[4]
ઘુઘરિ ઝાંઝરની ઝણઝણતી, પગને અંગુઠે પૃથ્વી ખણતી;
કર દીધો છે ગળસ્થળે, એવી નારી દીઠી નળે.
પ્રેમે પ્રેમે થયાં બે ભેળાં, મોહ્યો મહિપતિ દેખી મહેલા; ૮૭૦
સત્યવાદિયે સત્યજ રાખ્યું, મનથી પરણવું કાઢી નાખ્યું.

---

તેના મુખપરથી નીચે પડતાં હતાં. **બહાર...ઝબકી**, તે વીજળી એકદમ પ્રકાશ સાથે બહાર આવી; દમયંતી પડદા બહાર નીસરી તે જાણે વીજળીનો ઝબકારો થયો હોય એમ લાગ્યું. સરખાવો 'જેમ ઝબકે વિજળી આકાશેરે, આવી અબળા પ્રભુની પાસેરે' પ્રે. ભા. અ. ૪૮ ક. ૧૩૮.

૮૬૫. **દ્રુમવેલી**, દ્રુમ—ઝાડની આસપાસ વિંટલાતી વેલી. એપરથી કવિએ નાજુકાઈ દર્શાવી છે. **ગર્વઘેલી**, જુઓ 'ગર્વઘેલડી' લી. ૫૬૪.

૮૬૬. **પ્રતાપ**, તેજ. **તારૂણી...ઝંખવાયો**, તે જુવાન સ્ત્રીનું તેજ નળથી ખમાયું નહીં,—સહેવાયું નહીં, ને તેના તેજના ઝબકારાથીજ નળરાજા ઝાંખો પડી ગયો.

૮૬૭. **માતંગી**, માતંગની માદા; હાથણી. **દીઠી...માતંગી**, જે હાથણીને મદ (જુવાનીને લીધે) ઝરતો હોય તે જેવી જુસ્સામાં હોય છે તેવીજ જુવાનીના મદથી—ગર્વથી માતેલી દમયન્તીને નળે દીઠી. **ઉઠંગી**, અઢંગીને, અઢેલીને.

૮૬૮. **ખણુતી**, (સં. खन्=ખોદવું), ખોદતી; ખોતરતી. **પગને... ખણુતી**, દમયન્તી નળના આગળ મર્યાદાથી ઉભી રહી હતી ને શું કરવું છે તે ન સુઝવાથી શરમથી નીચું જોઇ પગના અંગુઠાવડે ભોંય ખોતરતી હતી.

૮૬૯. દમયન્તીને પોતાને ગાલે હાથ દઇને—રાખીને ઉભેલી નળે જોઇ.

૮૬૪ મી લીટીથી તે ૮૬૯મી લીટી સુધીનું ઉત્તમ પ્રતિનું ચિત્ર ચિત્રી શકાય તેમ છે.

૮૭૦. **પ્રેમે પ્રેમે**, પરસ્પર પ્રેમથી.

૮૭૧. **સત્ય...રાખ્યું**, સત્યવાદી નળે પોતાનું સત્ય પાળ્યું.

---

3. 'તાપ તારૂણી તેજ ન ખમાયો ......' (પ્ર. ૨)
'તારૂણીનું તેજ ન ખમાય, ઝબકારે નળ ઝંખવાય.' (પ્ર. ૪)
'તારૂણીના તેજનો તાપ ન ખમાએ,ઝબકારે નળ ઝાંખો થાએ.'(પ્ર.૪ખ,ચ)
4. 'રહી ઉભી સર્વ હઠંગી.' (પ્ર. ૨)
'તકીએ ઉભી છે અઠીંગી.' (પ્ર. ૪)

રખે ઇંદ્રિ નારીને નરખે, નળ મન પાછું આકરખે;[૫]
બેઠો આસને આસન વાળી, માંડી વાત તે સત્ય સંભાળી.
પરમારથે દેવનિ વતી, ગોષ્ટિ માંડિ છે નૈષદપતી;[૬]
અહો લલિતા[૭] અંબુજલોચની, સુખવર્ધનિ દુઃખમોચની. ૮૭૫
બેસો આસને લજજા છાંડી, પુછું વાત કહો મુખ માંડી;
કન્યા કહે કોહો જે કેહેવું, મુને ઘટે છે ઉભાં રહેવું.[૮]

---

૮૭૨. ઇન્દ્રિ, ( सं. इन्द्रिय ), દૃષ્ટિ; નળ દમયન્તીને જોતો તો હતોજ, પણ પોતાના મનમાં વિષય વાસના પ્રબળ થાય અને એવી દૃષ્ટિએ દમયન્તી તરફ નજર કરાય એવા ભયથી તેણે પોતાનું મન પાછું ખેંચ્યું—મન કબજે કીધું. આકરખે, ( सं. आ+कृष्=ખેંચવું ), આકર્ષે, ખેંચે છે.

૮૭૩. આસને, બેઠકપર. આસનવાળી, (યોગાસનની ) પલાંઠીવાળી. ( જેથી પંચેન્દ્રિમાંથી કોઇપણ ઇંદ્રિ પોતાનું બળ બતાવી શકે નહીં. ) ક્ષત્રીઓ પલાંઠિ વાળી બેસતા નથી, છતાં જોગીરૂપ છે તેથી તે વેશ બરોબર બજવવો જોઇએ તેની ખાતર નળ આ પ્રમાણે બેઠો. માંડી...સંભાળી, પોતાના સત્યપર લક્ષ રાખી–સાચવીને પોતે જે કામને વાસ્તે આવ્યો હતો તે વાત શરૂ કીધી.

૮૭૪. ગોષ્ટિ, ( सं. गोष्ठि ), વાત; ગોઠ.

૮૭૫. લલિતા, લલિત–મનોહર સ્ત્રી. અંબુજલોચની, અંબુજ-કમળના જેવાં લોચન-નેત્ર છે જેનાં તે સ્ત્રી; કમળનયની ( બહુ. સ. ). સુખવર્ધની, સુખને વધારનારી છે જે તે ( બહુ. સ. ). દુઃખમોચની, દુઃખમાંથી મોચન કરે છે જે તે; દુઃખ દૂર કરનારી ( બહુ. સ. ). મોચની, ( सं. मुच्=છૂટું કરવું. ), છુટકો કરનારી.

૮૭૬. પુછું...માંડી, હું ( જે, વાત પૂછું ( તે તમે ) મુખ ( થી ) માંડી ( ને ) કહો.

૮૭૭. મુને...રહેવું, પારકા પુરૂષની સમક્ષ–આગળ મારે ઉભા રહેવું એજ યોગ્ય છે.

---

૫. 'વિષે ( વિષય ) ઇંદ્રિ નારી નીરખે, નળને પાછું આકરખે.' (પ્ર. ૨)
'વિષય ઇંદ્રીયે પોતે નવ નીરખે, નળ મન પાછું આકરખે.' (પ્ર. ૪ )
૬. 'પરમારથે દેવ નિમિત્તે, ગોષ્ટ માંડી નૈષધપતે.' ( પ્ર. ૨, ૪)
૭. 'હો લલિત' (પ્ર. ૨, ૪ )
૮. 'આ લીટી પછી પ્ર. ૪ માં 'નથી બેસવું ઘટતું અમને, વારતા સત કહું છૌં તમને' છે.

પર પુરૂષ બેઠાં કેમ બેસું, જાણે નળ તો કેહેશે એ શું;[૯]
વારૂ થયું જે તમે મળીયા, શું નૈષધનાથે મોકલીયા.
વળી કોહોને કહાવ્યું જેહ, સાંભળવા ઈચ્છું છું તેહ;[૧૦] ૮૮૦
વળતા બોલ્યા વીરસેનસુત, નહિ હું નળનો દેવનો દૂત.
નળ નળ મુખ શું ભાખે, તજી સુધા વિષ કાં ચાખે;
તજી સ્વજન શત્રુને કેમ મળીએ, મૂકી ચંદન કાં વળગે બાવળીએ.

૮૭૮. પર...બેશું, પરાયા માણસની આગળ હું કેવી રીતે બેશી શકું ? મતલબ કે મર્યાદા લોપ્યા વિના હું બેશી શકતી નથી; અને જો હું પારકા માણસ આગળ બેસું તે વાત નળ ( વિવાહિતને પતિ ગણીને-પતિવ્રતાનો ધર્મ શું છે તે દર્શાવે છે. ) જાણે તો કહેશે કે એ શું એટલે હું કેવી અમર્યાદ છું-એમ તેના મનમાં સ્વલ્પ પણ શંકા આવે નહીં ?

૮૭૯. વારૂ, ( સં. वरम् ), સારૂં, ઠીક. અહીંઆં ક્રિયા. વિ. જુઓ લી. ૨૨૨. શું...મોકલીયા, દમયન્તીએ આરસામાં પ્રતિબિંબ દીઠું ત્યારથીજ તે દીવ્ય નળનું સ્વરૂપ છે એવી તેને શંકા થઇ હતી, તેથી ખરીવાત કઢાવવાને સારૂ આ પ્રમાણે સવાલ પૂછે છે.

૮૮૧. નહિ...દૂત, હું નળનો દૂત નથી પણ દેવનો દૂત છું; આ પ્રમાણે કહીને આ લીટીથી નળ પોતાને વખોડીને દેવોનાં વખાણ કરે છે; અને તે હેતુથી પોતાને હલકી વસ્તુ સાથે અને દેવોને શ્રેષ્ઠ વસ્તુઓ સાથે અસર કરે તેવા રીતે સરખાવે છે.

૮૮૨. તજી...ચાખે, દેવરૂપી અમૃતને છોડીને નળરૂપી ઝેર ચાખવાની શા માટે ઇચ્છા કરે છે ? સરખાવો,

'મૂકી સાલને કુસકા ખાંડે. આચરે અન્યમાર્ગ તુજને છાંડે,
'મૂકી ગંગજળ કૂપનું આણે, મુકી ગજને મહીષ પલાણે.
'મૂકી દેવ દૈતને ધાય, પાળે અજા પરહરી ગાય;' પ્રે. ભા. આ. ૧૪ ક. ૫૦.

૮૮૩. સ્વજન, પોતાનો માણસ; મિત્ર. મુકી...બાવળીએ, દેવરૂપી ચંદન જેવા સુગંધીદાર અને સુખકારક વૃક્ષને મૂકીને નળરૂપી

૯. 'જાણે નળ તો એ કહેશે કશું' ( પ્ર. ૪, ૫ )
૧૦. 'મારે કથે કહાવ્યું છે શું, સાંભળવા ઈચ્છું છું હુંય.' ( પ્ર. ૨, ૬ )

તજી રત્ન કોડી કો આણે[1], તજી મદગળ મહીષ પલાણે;
તજી ધેનુ અજા કો બાંધે, તજી સાળ કુસકા કોણ રાંધે. ૮૮૫
માટે હું છોં તારો નેગીયો[2], દેવ તેજ પુંજ નળ આગિયો;[3]
ઘેલી નળ માનવ શા લેખે, અમરને તું કાં ઉવેખે.[4]
વાસવ વન્હી ને વરૂણરાય, જમ આદે વર્યાની ઇચ્છાય;
મોકલ્યો છોં મળીને ચારે, તો હું આવ્યો છોં માનવી દ્વારે.

---

બાવળ જેવા, વળી સુગંધી વનાના, વળી કાંટાવાળા–દુઃખકારક વૃક્ષને વળગવાનું શા માટે મન કરે છે.

૮૮૪. કોડી, ( सं. कपर्द ), એક જાતના દરિયાઇ જીવડાંનું ઘર; છેક હલકી નજીવી કીમતની વસ્તુ. કો આણે, કોણ લાવે ? કોણ લેવા જાય ? કોણ પસંદ કરે ? મદગળ, જુઓ ' મેગળ ' લી. ૨૩૯. મહીષ, ( सं. महिष ), પાડો. પલાણે, સ્વારી કરે.

૮૮૫. ધેનુ, ગાય. અજા, બકરી. કો બાંધે, કોણ પાળે–રાખે ? કોણ પસંદ કરે ? સાળ, ( सं. शालि ), ઉંચી જાતના ચોખા; સાળીચું. કુસકા, ભાત–ડાંગેરનાં છાલાં. તજી સાળ...રાંધે, દેવરૂપી સાળને છોડીને નળરૂપી છાલાંને ખાવાનું કોણ પસંદ કરે.

૮૮૬. નેગીયો, સ્નેહી; હિત ઇચ્છનાર. જુઓ 'નેગ ' લી. ૧૦. તેજપુંજ, તેજનો પુંજ–ઢગલો; સૂર્ય. આગિયો, ચળકતી પાંખવાળો પણ હલકો જંતુ; એ અંધારી રાત્રિએ ઝાડ ઝાડીમાં જણાય છે. માટે...આગિયો, હું તારો હિતેસરી છું માટે તને કહું છું કે દેવો તેજના પુંજ સૂર્ય જેવા છે અને નળ તો એક આગિયા જેવો છે.

૮૮૭. શા લેખે, શા હિસાબમાં; કોણ માત્ર. કાં ઉવેખે, ( सं. उपेक्ष, उप+ईक्ष्=ન ગણવું, અનાદર કરવો ), શા માટે અનાદર કરે છે; શા માટે તરછોડે છે.

૮૮૮. ઇંદ્ર, અગ્નિ, વરૂણ, જમ વગેરેને તને પરણવાની મરજી છે.

૮૮૯. ચારે દેવથી હું મોકલાયો છઉં, અથવા ચારે મળીને–ચારે

---

1. ' નાખી રત્ન કો સીસું આણે. ' ( પ્ર. ૪ )
2. ' વગિયો. ' ( પ્ર. ૪, ૫, ૬ )
3. ' દેવ તે રવિ ને નળ તે આગિઓ. ' ( પ્ર. ૨ )
' દેવ ભાનુને નળ આગિઓ. ' ( પ્ર. ૬ )
4. ' રખે અમરને તું ઉવેખે. ' ( પ્ર. ૨, ૬ )

તું ત્રિભોવનપતિને ભજ, નળ અલ્પ જીવને તજ; ૮૯૦
આગ અમરાવતીનો વાસ, અમર ઇક્ષુને નળ ઘાસ.[૫]
સુર પરણે તુંને નહીં મર્ત, નળ વરે દુઃખનું નહીં નિવર્ત્ત;
સુરસંગે ભોગવવા ભોગ, નળ અલ્પ આયુષ ભર્યો રોગ.
મનુષ્યને વ્યાધિ શત ને આઠ, મરિમરિ અવતારનો ઠાઠ;
મનુષ્યને વિજોગ પીડે, આયુષ ઉતાવળું હીંડે. ૮૯૫
મનુષ્યને ઘડીયે શત ઘાત, પીડે જ્વર શિત સનેપાત.

---

જણે મને મોકલ્યો છે તોજ–તેટલાજ માટે હું માણસને દ્વારે—તારે ઘેર આવ્યો છું–તોજ તું માનવી છતાં અહીં હું (અહીંઆં) આવ્યો છું.

૮૯૦. ત્રિભોવનપતિ, (સં. त्रिभुवनपति), त्रि=ત્રણ-ભુવનના પતિ—ધણી; ઇંદ્ર. ત્રિભોવન (દ્વિ. સ.), ત્રિભોવનપતિ (ષ. તત્. સ.). ભજ, પ્રીતિથી સેવ, ઇચ્છ. 'ભજવું'ના બીજા અર્થ માટે જુઓ લી. ૧૮૪. અલ્પ જીવ, હલકો જીવ-પ્રાણી.

૮૯૧. અમરાવતી, જુઓ 'અમરાપુરી' લી. ૫૨૯. ઈક્ષુ, શેરડી.

૮૯૨. સુર...મર્ત, દેવને પરણવાથી તને મોતનો ભય રહેશે નહીં. નિવર્ત્ત, છેડો; પાર.

૮૯૩. સુરસંગે, સુર–દેવની સાથે. ભોગવવા, ભોગવવાના છે; ભોગવાય–ભોગવી શકાય. અલ્પ આયુષ, અલ્પ આયુષવાળો; ટુંકા આવરદાવાળો ભર્યો રોગ, રોગથી ભરેલો; રોગને આધીન.

૮૯૪. શત ને આઠ, એકસો આઠ. ઠાઠ, દેખાવ; ડોળ. મરિમરિ...ઠાઠ, મરીમરીને અવતારનો ઠાઠ-દેહ ધારણ-કરવો પડે છે. ફરી ફરીને જન્મ લેવો પડે છે; જન્મ મરણના ફેરામાં અથડાયા કરવું પડે છે.

૮૯૫. ઉતાવળું હીંડે, જલદીથી ખપી જાય છે; ટુંકું છે.

૮૯૬. ઘાત, (સં. हन्=મારી નાખવું), મરવાનો જોગ. શિત, શરીરનું છેક ટાઢું થઇ જવું તે. સરખાવો, 'એને શીત આવ્યાં છે હવે બચવો કઠણ.' સનેપાત, (સં. संनिपात, सं+नि+पात, पत्=પડવું), વાત, પિત્ત અને કફ એ ત્રણમાં બગાડ થયેથી વચમાં લવારી–વચમાં બેભાનપણું સાથે તાવવાળી જે સ્થિતિ તે.

---

૫. 'હાસ' (પ્ર. ૨); 'હાસ્ય.' (પ્ર. ૬)

માનવ ભર્યાં હોય મળમૂત્ર, ઘેલી તે સાથે ઘરસૂત્ર.૬
ગંગાજળ તજી કૂપનું અણાવે, તજી કીર કો કાગ ભણાવે;
દેવ સુખ સમુહના[૭] દાતા, નવ ઓસરે અમૃત પાતા.
ઇંદ્ર મંદિર હીંડોળે હીંચ, તુંથી દેવાંગનાવૃંદ નીચ;૯૦૦
પી સુધા ભોગની વારૂણી[૮], થા ત્રૈલોકપતિની તારૂણી.
થઇશ અમર સુધાને પીતાં, પરણુ ઇંદ્રને જગ જીતાં;

---

૮૯૭. **મળમૂત્ર**, મળ તથા મૂત્ર. **ઘરસૂત્ર**, ( સં. गृहसूत्र ), ઘર સંસાર. **માનવ...સૂત્ર**, માણસ મળમૂત્રથી ભરેલાં હોય છે, તેની સાથે, હે ઘેલી સ્ત્રી, ઘરસંસાર તે શું માંડવો ?

૮૯૮. **ગંગાજળ**, ગંગાનું પવિત્ર પાણી કૂપ, કુવો.

૮૯૯. **સુખ...દાતા**, સુખનો ઢગ-ઘણું સુખ આપનાર. **ઓસરે**, ( સં. अप+सृ=પાછું ખસવું ), પાછા હઠે; પાછા પડે.

૯૦૦. **ઇન્દ્રમંદિર**, ઇન્દ્રના મંદિરમાં-મહેલમાં. **હીંડોળે હીંચ**, હીંડોળે હીંચકા ખા; ત્યાં મ્હાલ. **દેવાંગનાવૃંદ**, દેવાંગના-અપ્સરાનું વૃંદ-ટોળું. **નીચ**, ઉતરતું; હલકું.

૯૦૧. **વારૂણી**, મદિરા; દારૂ. **ત્રૈલોકપતિ**. ( સં. त्रैलोक्यपति ), ત્રણ લોકનો પતિ; ઈંદ્ર. **પી...તારૂણી**, તું ઇંદ્રની સ્ત્રી થા-ઇંદ્રને પરણ, અને ત્યાં અમૃતનું પાન કર, તથા ભોગની-ભોગ વિલાસની વારૂણી-મદિરા પી; ભોગની વારૂણી કારણ કે તેમાં એવો ગુણ છે કે સંસાર ભાન ભૂલી જવાય છે. જેમ વારૂણી એટલે મદિરા પાન કરવાથી પોતાના શરીરાદિકનું કંઇ ભાન રહેતું નથી તેમ ભોગવાસના પણ એવી છે કે તેમાં મગ્ન હોય તેને બીજા કશાનું ભાન રહેતું નથી.

૯૦૨. સુધા-અમૃત પીવાથી તું અમર થશે, માટે ઇંદ્રને પરણ અને જગ-જગત્ જીત, અર્થાત્ ઇંદ્રને પરણી અમર થઇ સંસાર જીત; ' મરિ મરિ અવતારનો દાઠ ' તેમાંથી તું છુટ.

---

૬. ' શું તે સાથે માંડીએ ઘરસૂત્ર. ' ( પ્ર. ૨ ).
' ઘેલી તે સાથે શું ઘરસૂત્ર. ' ( પ્ર. ૪ ).
૭. ' સુખ સંતોખના દાતા ' ( પ્ર. ૨ ).
૮. ' પી સુધાને ભોગની વારૂણી. ' ( પ્ર. ૨ )

છાસટ સહુસ્ર રંભા આદે, થઇ તૃપ્ત વાસવસંગ સ્વાદે.[૯]
ઇન્દ્રાણીને છે તાહારી બીક, રખે દમયંતી થાતી અધિક;
પરણી ઇંદ્ર સાચવ આ તક, જેની કલ્પવૃક્ષ પારિજાતક.[૧૦] ૯૦૫
રથ ઐરાવતનું સુખ લેરે, વરવા પાસવને હા કેહેરે;
કરી સણગાર સર્વાંગે, ઘટે રેહેવું ઇંદ્ર અરધાંગે.
વર વન્હીને હો બાળી, નહીં સમો આવે વળી વળી;
સર્વ દેવતાનું એ વદંન, અગ્નિરૂપ કોટી મદંન.

---

૯૦૬. રંભા, સ્વર્ગની એક અપ્સરા. તૃપ્ત, ( સં તૃપ્=સંતોષ પામ-વો ), સંતુષ્ટ. થઇ...સ્વાદે, ઇંદ્રના સંગના સ્વાદથી-ઇંદ્રની સાથે સુખ માણુવાથી સંતોખાઇ.

૯૦૪. ઇંદ્રાણી, ઇંદ્રની સ્ત્રી; શચી. થાતી અધિક, મારાથી ચ-ઢતી-ઇંદ્રને મારાથી વધારે પ્રિય.

૯૦૫. કલ્પવૃક્ષ, સંકલ્પિત-ઇચ્છિત-વાંછિત વસ્તુ આપનાર વૃક્ષ. એમ કહેવાય છે કે કલ્પવૃક્ષની તળે બેશી જે વસ્તુની ઇચ્છા કરીએ તે વસ્તુ મળે છે; એ પાંચ છેઃ-પારિભદ્ર અથવા લિમ્બ, મંદાર, પારિજાતક, સંતાન, હરિચન્દન. પારિજાતક, એક જાતનું સુગંધીદાર, લાલ દાંડી-વાળા ફુલનું ઝાડ. ખરો પારિજાતક સ્વર્ગમાંજ છે એમ પુરાણીક કથા છે.

૯૦૬. રથ, બેસવાનું વાહન. ઐરાવત, ઇંદ્રનો ધોળો હાથી. એને સાત સુંઢ ને ચાર દાંત છે. રથ...કેહેરે, હે દમયન્તી, તું આવા ઇંદ્રની સાથે પરણવાનું કબુલ કર, અને ઇંદ્રના ઐરાવત હાથીપર બેશી સુખ ભોગવ.

૯૦૭. ઘટે...અરધાંગે, ઇંદ્રની અર્ધાંગના સ્ત્રી તરીકે રહેવું તને ઘટે છે-યોગ્ય છે.

૯૦૮. વર...બાળી, હે બાળી-દમયન્તી તું અગ્નિને પરણ; ઇં-દ્રનાં વખાણ કીધા પછી હવે વન્હિનાં કરે છે. વળી વળી, ફરી ફરીને.

૯૦૯. વદંન, મુખ, દેવતાઓને આહુતિ એની મારફત મળે છે માટે કોટી મદંન, કોટી કામદેવ; કંદર્પ કોડ.

---

૯. 'છાસઠ સહસ્ર રંભા તું આપે, થાશો તૃપ્ત વાસવને સ્વાદે.' ( પ્ર. ૬ ).
૧૦. 'જેની કલ્પવૃક્ષ જે પારજાતક.' ( પ્ર. ૪ ).

વળી વરવા ઇચ્છે છે જમ, તેને ના કેહેવાશે કયમ; ૯૧૦
છે વરૂણને ઇચ્છા ઘણી, રઢ લાગી છે તમતણી.
મુકો બાળઅવસ્થાની ટેવ, ફરી માગું ન મોકલે દેવ;
હંસ મિથ્યા કરી ગયો લવ, રૂપહીણ છે નળ માનવ.

## વલણ.

નળ માનવ કદરૂપ[1] કાયા, નળ નિભ્રંછયો નળેરે;
પોતે પોતાનું આપ નિભ્રંછ્યું, તે દેવતાનો દૂત સાંભળેરે. ૯૧૫

## કડવું ૨૨ મું. રાગ રામગ્રી.

નળને નિંદ્યો પ્રેમદા દાધીજી, દૂતત્વ ન સીધ્યું[2] વિષ્ટિ ન વાધિજી;
બે દુઃખદાધી ગુણવંત ગોરીજી, વન્હી વિજોગનો મુકયો સંકોરીજી.

---

૯૧૧. રઢ, લ્હે: ધ્યાન.

૯૧૨. બાળ...ટેવ, બાળકની ટેવ-હઠ-જીદ.

૯૧૩. લવ, લવારો; બકવા.

૯૧૪. નિભ્રંછયો, વખોડયો. જુઓ 'નિભ્રંછા' લી. ૪૭૫.

૯૧૫. દાધી, (સં. दह्=બળવું), બળી; ઘણું દુઃખ લાગ્યું. દૂતત્વ, જુઓ 'દૂત' લી. ૫૧૯. સીધ્યું, (સં. સિધ્=પાર પડવું), પાર પડયું; ફળીભૂત થયું. વિષ્ટિ, (સં. विष्=છુટું પાડવું), એકાદા કામને માટે મોકલવું તે; સલાહનું કહેણ; કહેણ. અહીંઆ માગાનું કહેણ. વાધી, ફળી; પાર પડી. નળને...વાધી; જોગીએ નળની નિંદા કીધી તેથી દમયન્તી દુઃખથી બળવા લાગી, અને નળનું દૂતત્વ ફળ્યું નહીં ને તેના માગાનો હેતુ પણ પાર પડયો નહીં.

૯૧૭. બે દુઃખ, નળના વિયોગથી પીડાતી હતી તે અને તેવા સમયમાં જોગીએ આવી નળની નિંદા કીધી તે, એમ બે દુઃખથી. વિજોગ, હંસે વખાણ રૂપે ચિત્રેલા નળનો સંયોગ, અને હજુ સુધી નળને પ્રત્યક્ષ મળી નથી તેથી વિયોગ. મુકયો સંકોરી, (સં. સં+कृ=એકઠું કરવું-મૂકવું), જાગૃત કીધો; ઉશ્કેર્યો.

---

૧. 'કુબ્જ.' (પ્ર. ૪, ૫)

૨. 'દૂતત્વ કીધું.' (પ્ર. ૨, ૬)

## ઢાળ.

નિંદા કીધી નળ તણી છે, વિજોગ વન્હી પ્રથમ;
કોમળ કદળી કુહાડાના, ઘાવ સહે કહો ક્યમ.[3]
વિરહિણી ઘણી વિકળ[4] થઇને, પડી પૃથ્વીમાંહે; ૯૨૦
સાહેલી ચાંપે હદે ને, મુખે વદે ત્રાહે ત્રાહે.
આશ્વાસના કરતી કિંકરી, વળી શ્યામાને સાન;
દૂત પ્રત્યે કહે કન્યા, શું કરૂં સુરરાજાન.
અપ્રાપ્તિ અમને અમરની ને, અલ્પ માનવ કાય;

---

૯૧૮. **પ્રથમ**, પેહેલાંથી; મૂળથી.

૯૧૯. **કુહાડો**, ( સં. कुठार ), કુવાડો; ઝાડ કાપવાનું અથવા લાકડાં ચીરવાનું લાકડાના હાથાવાળું લોઢાનું હથિયાર. **ઘાવ**, ( સં. हन्=મારવું ), ઘા; પ્રહાર, માર. **સહે**, ( સં. सह्=ખમવું ), ખમે. **કોમળ...ક્યમ**, કેળ જેવી દમયન્તીની નાજુક કાયા જોગીએ કીધેલી નળની નિંદારૂપી કુહાડાના ઘા કેવી રીતે ખમી શકે, અર્થાત્ કે નજ ખમી શકે. સરખાવો ' જેમ કુવાડે કાપી કદલી, તેમ જસોમતી ધરણે ઢળી.' પ્રે ભા. આ. ૧૬ ક. ૫૫.

૯૨૦. **વિરહિણી**, વિયોગથી પીડાતી સ્ત્રી-દમયન્તી **વિકળ**, ( સં. विकल, वि=વિશેષ+कल=ગભરાયલું ), વ્યાકુળ; ગભરાયલી; મુર્છાવાળી. **પૃથ્વીમાંહે**, પૃથ્વીપર.

૯૨૧. **હૃદે**, હૃદય સાથે; છાતી સાથે; છાતી સરસી.

૯૨૨. **આશ્વાસના**, ( સં. आश्वासन ). જુઓ ' આસનાવાસના ' લી. ૨૮૨. **વળી**, પાછી આવી. **સાન**, ( સં. संज्ञा ), શુદ્ધિ; ભાન; ચેતના. **આશ્વાસના...સાન**, દાસીએ આસનાવાસના કરવાથી-દિલાસો આપવાથી દમયન્તી શુદ્ધિમાં આવી.

૯૨૩. **દૂતપ્રત્યે**, દૂતને. **સુરરાજાન**, દેવોમાં રાજા જેવા-શ્રેષ્ઠ; ઇંદ્ર, યમ, વરૂણ અને અગ્નિ.

૯૨૪. **અપ્રાપ્તિ**, ( સં. अ=નહીં+प्र+आप्=મેળવવું ); મેળવવાની જોગવાઈ ન હોવી તે; અયોગ્યતા. **અપ્રાપ્તિ...કાય**, દમયન્તી કહે છે કે

---

૩. ' ઘાય ખમે ભાઇ ક્યમ. ' ( પ્ર. ૪, ૫ )
' ઘા સેહેવાસે કેમ. ' (પ્ર ૪ ખ )
૪. ' વિધ્ર. ' ( પ્ર. ૨ )
' વિગ્રે. ' ( પ્ર. ૪, ૭, ૫ )

જઇ કોહો તમો દેવને જે, એ કારજ નવ થાય. ૯૨૫
ઉત્કૃષ્ટ અમર નિકૃષ્ટ નળ મેં, તમથી જાણ્યું આજ;
પણ નૈષધપતિને પિંડ સોંપ્યો, અન્યતણું નવ કાજ.
અકળ અજ ને અનંગઅરિ જો, વરવા આવે ત્રણ;
તોહે પણ મુકું નહીં[5] ચિત્ત, ચોહોટું નળને ચર્ણ.
વિરસેનસુતનો દૂત હંસ મેં, દીધી તેને આશ[6]; ૯૩૦

---

દેવને માટે અમારા જેવી અલ્પ–તુચ્છ માણસ જાત અયોગ્ય છે; દેવને અમે વરીએ એવી અમારી યોગ્યતા નથી.

૯૨૫. **એ કારજ**, નળને છોડી દઇ દેવોને પરણવાનું કામ.

૯૨૬. **ઉત્કૃષ્ટ** ઉત્કૃષ્ટ, ( સં. उत्=ઉંચે+कृष्=ખેંચવું ), શ્રેષ્ઠ; ચઢિયાતા. **નિકૃષ્ટ**, ( સં. नि=નીચે+कृष्=ખેંચવું ), હલકો; ઉતરતો. **ઉત્કૃષ્ટ... આજ**, દેવ ઉંચા છે ને નળ નીચો છે એ મેં આજેજ તમારી પાસેથી જાણ્યું.

૯૨૭. **પિંડ**, ( સં. पिन्ड्=ગોળો કરવો ), શરીર; દેહ **સોંપ્યો**, અર્પ્યો; સ્વાધીન કીધો. **પણ...કાજ**, હું તો મનથી નળરાજાને પરણી ચુકી છું એટલે હવે બીજા કોઇ સાથે વરવાની વાત થાયજ નહીં. ( વિવાહિત પતિવ્રતા સ્ત્રીધર્મ દર્શાવ્યો. )

૯૨૮. **અકળ**, ( સં. अकल्, अ=નહીં+कल्=વિચાર કરવો ), સમજી ન શકાય તેવો; વિષ્ણુ. **અજ**, ( સં. अ=નહીં+ज=જન્મેલો ), જેની બીજામાંથી ઉત્પત્તિ થઇ નથી તે; સ્વયંભૂ; બ્રહ્મા. **અનંગઅરિ**, અનંગ–કામદેવનો અરિ–શત્રુ; શિવ; રુદ્ર. જુઓ ' કામ' લી. ૫૮.

૯૨૯. **ચોહોટું**, ( કૃદંત વિશેષણ ) ચોંહોટેલું, લાગેલું.

૯૨૮–૨૯. મારૂં મન નળને ચર્ણે ચોંહોટેલું છે એટલે મેં મારૂં મન નળને સમર્પેલું છે, તે બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર પરણવા આવે તોપણ તે પણું–નીમ–ટેક મૂકું નહીં.

૯૩૦. **મેં દીધી તેને આશ**, મેં તેને આશા આપી છે; મેં વચન આપ્યું છે.

---

૫. ' તોહે હું ચૂકું નહીં. ' ( પ્ર. ૨, ૬ )
૬. ' .................................આશા ';
' ના કહું તો જનક જનુનીનું છેદાય ત્યાંહાં નાસા ' ( પ્ર. ૨ )
' ના કહું તો લાજે જનુની, થાય ભીમકનો નાસ.' ( પ્ર. ૪ ગ )
' ના...... ...............જનકનો હોય નાશ. ' ( પ્ર. ૪ ક, ખ, ચ, )
' ના કહું તો જનક જનુનીનું સત્ય થાયે નાશ ( પ્ર. ૬, )

ના કહું તો લાજે જનુની, જનમાં હોએ હાસ.
તમો પધાર્યા દૂત થઇને, દેવનું કરવા હેત;
શકે તો નળ વિષ્ટીને આવ્યા, સુરસું કરી સંકેત.
જથારથ બોલેર[૭] જોગી, ભોગી છો ભૂપાળ;
મનમાં છો તેવા દેખું છૌં, હંસે નાંખી મોહજાળ. ૯૩૫
સંન્યાસી કેહે સુંદરી, કોણ માત્ર નૈષધપત્ય;
દેવ વિના નોહે મનુષ્યને, અગોપ આવ્યાની ગત્ય.[૮]

---

૯૩૧. **જનુની,** ( સં. जननी, जन्, जा= પેદા કરવું ), જન્મ આપનારી; મા. **જનમાં,** લોકમાં; દુનિયામાં. **હાસ,** ( સં. हस्-હસવું ), ફજેતી, હાંસી; ગેરઆબરૂ **ના...હાસ,** હવે જો હું ફરી જાઉં તો મારી માની કુખને એબ લાગે અને લોકમાં હાંસી થાય.

૯૩૨. **હેત,** ( સં. हित ), હિત; ભલું.

૯૩૩. **શકે...સંકેત,** મને લાગે છે કે દેવોની સાથે સંકેત–ગોઠવણ કરીને નળજ અહીંઆં વિષ્ટિ કરવા આવ્યા છે.

૯૩૪. **જથારથ,** ( સં यथार्थ ), હોય તેવું; ખરૂં. **જથારથ...ભૂપાળ,** જોગી હમેશાં સત્ય બોલે છે, ને તમે સંસારી રાજા છો.

૯૩૫. **મનમાં...જાળ,** હંસે તમારી મોહજાળમાં મને નાખી છે; એટલે મારૂં મન તમારામાં લીન કરી નાખ્યું છે. તેથી હંસના વર્ણનથી મારા મનપર જેવી છાપ પડી છે તેવાજ હું તમને પ્રત્યક્ષ દેખું છું.

૯૩૬. **કોણમાત્ર,** શા હિસાબમાં; શી ગણત્રીમાં.

૯૩૭. **અગોપ,** ગુપ્ત, અદર્શ. ગુજરાતીમાં કેટલાએક સંસ્કૃત સાધિત શબ્દોની અગાડી અર્થમાં ફેરફાર થયા વગર **અ** ઉમેરાયલો જોવામાં આવે છે–અલોપ, અવરથા ( વૃથા, કડવું ૨૮ મું, નળાખ્યાન ) એ શબ્દો એવાજ પ્રકારના છે. નળાખ્યાનનાં કડવાં ૩૬ તથા ૪૭ માં, ચંદ્રહાસના ક. ૧૦ માં, 'અગોપ વાત મારા મનતણી, તે મદન પુત્રથી થાય' તથા બીજી જગ્યાએ પ્રેમાનંદે 'અગોપ' શબ્દ આ અર્થમાં વાપરેલો છે.

---

૭. 'બોલો'. ( પ્ર. ૨, ૪, ૫, ૭ )
૮. 'ગોહ આવ્યાની ગત્ય.' ( પ્ર. ૨ ) 'અગોચરની ગત્ય.' ( પ્ર. ૪, ૬ ) 'ગોપ્ય આવ્યાની ગત્ય.' ( પ્ર. ૬ )

બુધ્યહીણુ બાળા દેખીયે છે, માનવ ઉપર મોહ;[૯]
સ્વર્ગસદન મૂકીને કાં, ઇચ્છે નળઘર ખોહ.
તું નહીં વરે તો દેવ ચારે, કરશે બળાત્કાર; ૯૪૦
કલ્પવૃક્ષ તુંને તાણી લેશે, જો જાચશે સુર લગાર.
દમયંતી કેહે દેહ પાડું, જળમાં કરૂં જળસાઈ;
વરૂણ વસે છે નીરમાં તુંને, સદ્ય જાશે સાહી.
પાવક પ્રગટી કાષ્ટ સીંચી, માંહે કરૂં જંપાપાત;[૧૦]
વન્હી વરવા રહ્યો બેશી, વારૂ વેવાની[૧] વાત. ૯૪૫

૯૩૮. બુધ્યહીણુ, ( सं. बुद्धिहीन ), અક્કલ વગરની; મૂર્ખ બાળા, સંબોધન વિભક્તિ.

૯૩૯. સ્વર્ગસદન, સ્વર્ગમાંનું સદન; સ્વર્ગનું રહેઠાણ; સ્વર્ગનો મહેલ. સદન, ( सं. सद्=બેસવું ). ખોહ, ( सं. गुहा ), ગુફા. નળઘર ખોહ, નળના ઘરરૂપી ગુફા.

૯૪૦. બળાત્કાર, ( सं. बलात्कार ), જોરજુલમ.

૯૪૧. જાચશે, ( सं. याच्=માગવું ), યાચના કરશે, ઇચ્છા કરશે.

૯૪૨. ( એ લીટીથી તે ૯૪૯ મી લીટી સુધી દમયન્તી અને સંન્યાસી નળ વચ્ચે સંવાદ છે. એક લીટી દમયન્તી બોલે છે, ને તેનું છેદન નળ કરે છે ). જળસાઇ, ( सं. जलशाइ ), જળ-પાણીમાં શય્યા-શયન કરનાર. દમયંતી......જળશાઇ, દમયંતી કહે છે કે હું મારી દેહને જળમાં જળશાયી કરીને પાડું, એટલે પાણીમાં બુડીને મારો પ્રાણ કાઢીશ.

૯૪૩. સાહી, પકડી.

૯૪૪. પાવક, ( सं. पू=શુદ્ધ કરવું ), શુદ્ધ કરનાર; અગ્નિ; દેવતા. પ્રગટી, સળગાવી. કાષ્ઠ સીંચી, ચેહ ખડકી; ચિતા ખડકી. કરૂં જંપાપાત, ( सं. झंप्=કુદકો+आपात=પડવું તે ), કુદીને પડું; ઝંપલાવીને પડું.

૯૪૫. રહ્યો બેશી, બેશી રહ્યો છે; ટાંપી રહ્યો છે; ટમટમી રહ્યો છે. વારૂ...વાત, ઠીક ત્યારે એ તો વિવાહનીજ વાત થઇ-એટલુંજ જોઇએ છે.

૯. ' બુધહીન અબલા દીસેછે, તુને માનવ ઉપર મોહ;
સ્વર્ગસદન મઘવાનું મુકીને, કાં ઇચ્છે નળઘર ગોહ. ' ( પ્ર. ૨ )
૧૦. ' પાવક માંહી દેહ પ્રજાળું, હું કરૂં જંપાપાત. ( પ્ર. ૧ )
૧. ' વિચારી. ' ( પ્ર. ૧ )

કંઠપાશ કરૂં કે વિષ પીઉં, જેમ તેમ પાડું કાય;
તો અવગતે જમલોક પામે, સદ્ય વરે જમરાય.
અનશન વ્રતે તપ કરૂં, મરૂં ગુફામાં પેસી;
તે પુન્યે તું સ્વર્ગ પામશે, ઇંદ્ર રહ્યા છે બેસી.

**વલણ.**

બેસી રહ્યા છે સુરપતિ, તું મુંએ ન છુટશે ઘેલીરે; ૯૫૦
અંતે અમર વરે ખરા માટે, પરણ પ્રેમદા પેહેલીરે.

---

૯૪૬. **કંઠ પાશ કરૂં**, કંઠ-ગળામાં પાશ-ફાંસો કરૂં, એટલે ગળામાં ફાંસો ઘાલીશ. **જેમ...કાય**, ગમે તેમ કરીને એટલે જળ અથવા અગ્નિમાં પડ્યા વગર બીજી કોઇ રીતે મારો દેહ પાડીશ.

૯૪૭. **અવગતે**, જુઓ 'અવગત્ય' લી. ૭૩૩.

૯૪૮. **અનશન**, ( સં+अन्=નહીં+अश्=ખાવું ), જેમાં અશન-ખાવાનું નથી તે; ભુખ્યા રહેવાનું.

૯૪૦-૪૯. દેવોનો દૂત-નળ કહે છે કે તું દેવતાને પરણવાની ના કહેશે તો ચારે દેવ તને જોર જુલમથી ગમે તે પ્રકારે પરણશે; જો દેવ કલ્પવૃક્ષ આગળ જરાપણ ઇચ્છા કરશે તો તે તને તરત સ્વર્ગમાં ખેંચી લેશે. દમયન્તી બોલી કે તો હું પાણીમાં બુડી મરીશ. ત્યારે નળે કહ્યું કે પાણીમાં વરૂણ રહે છે તે તને તરત પકડીને પરણશે. દમયન્તીએ ઉત્તર આપ્યો કે તેમ છે તો હું ચીતા ખડકી બળી મરીશ. નળ બોલ્યો કે એમ કરશે તો ઘણી રૂડી વાત છે, કારણ વન્હિ વરવાને ટમટમી રહ્યો છેજ. દમયન્તીએ જવાબ વાળ્યો કે ભલે, ત્યારે હું ફાંસો ખાઇને, ઝેર પીને અથવા બીજી કોઇ રીતે આપઘાત કરીશ-પ્રાણ કાઢીશ; ત્યારે નળે સૂચવ્યું કે જો એમ કરશે તો તારી અવગતિ થશે અને તારે જમ લોકે જવું પડશે, જ્યાં જમરાજા તને પરણશે. આખરે આ બધાના હાથમાંથી બચવાને દમયન્તીએ બીજી યુક્તિ શોધી કાઢી કે હું ગુફામાં પેશીને ખાધા પીધા વગર તપ કરતી મરી જઇશ ત્યારે નળે તેને સમજાવ્યું કે જો એમ કરશે તો તું પુણ્યનો સંચય કરશે અને એવા તારા પુણ્યને લીધે તને સ્વર્ગ મળશે, જ્યાં ઈંદ્ર આશાભેર બેશીજ રહ્યો છે.

૯૫૦. **સુરપતિ**, સુર-દેવોનો પતિ ઈંદ્ર **છુટશે**, દેવતાઓના હાથમાંથી છુટશે.

૯૫૧. **ખરા**, નક્કી. **અંતે.....પેહેલી**, આખરે દેવ તને નક્કી પરણશે, માટે, હે સ્ત્રી, પહેલાંથીજ ( ડાહી થઇને ) તું તેને પરણ.

## કડવું ૨૩ મું. રાગ દેશાખ.

દૂત કેહે સાંભળ સુંદરી, અમર ન મૂકે પરણે ખરી;
તવ કન્યા કેહે જોગી જંન, તમારૂં નળના જેવું રે વદંન.[2]
જેવું હંસે રૂપ વર્ણવ્યું, તેવું તમારૂં દર્શન હવું;
નોહું નળ દેવનો દાસ, નારી કેહે ન આવે વિશ્વાસ. ૯૫૫
બ્રહ્મા કરે કોટી ઉપાય, નળ જેવો અન્ય નહીં નીરમાય;
જો સત્યવાદી હોતો સતને વદો, તાતના સમ જો મિથ્યા વદો.[4]
સાંભળી નળને આવ્યું હાસ્ય, દેખી દમયન્તી ગઇ પ્રભુ પાસ;
શીદ નાહાસોછો અરાંપરાં, પ્રીછયા સ્વામી તમે ખરા.
તોએ નળ સતથી નવ ચળે, તે સર્વ દેવનો દૂત સાંભળે; ૯૬૦

૯૫૨. **ખરી**, ખરા. પ્રાસને માટે 'ખરી' શબ્દ મૂક્યો છે.

૯૫૩. **જોગીજંન**, જોગી. જુઓ 'બાંધવજન' લી. ૫૭.

૯૫૪. **તેવું...હવું**, તેવાજ તમને જોયા.

૯૫૫. **નોહું**, ન હોઉં; હું નથી. **નોહું...વિશ્વાસ**, જોગી કહે છે કે હું નળ નથી પણ દેવનો દૂત છું, ત્યારે દમયન્તીએ કહ્યું કે મને એ બોલવા પર ભરોસો આવતો નથી.

૯૫૭. એ જોગી નળજ છે એવી દમયંતીની એટલી બધી ખાતરી થઇ ગઇ હતી, કે અંતે ન રહેવાયાથી બોલી ઉઠી કે, હે જોગી, જો તમે સત્યવાદી હો તો સાચું બોલો, ને જો તમે જુઠું બોલો તો તમને તમારા બાપના સમ છે.

૯૫૮. **આવ્યું હાસ્ય**, દમયન્તીએ આવી રીતે પકડી કહાડયો ને નળનું મ્હોડું બંધ કરી દીધું તેથી. **પ્રભુ**, ધણી; પતિ.

૯૫૯. **અરાંપરાં**, આમ તેમ. **પ્રીછયા**, ઓળખ્યા.

૯૬૦. **સતથી**, દેવને આપેલા વચનથી. **નવ ચળે**, (સં. चल्=જવું), ડગતો નથી. **દેવનો દૂત**, નળની પાછળ તેની ચર્ચા જોવાને દેવોએ જે દૂત મોકલ્યો હતો તે.

૨. 'કન્યા કેહે હો જોગી જંન, તું નળ સરખો દીસે રતંન'. (પ્ર. ૪ ચ)
'કન્યા કહે હો જોગી જન, તું નળ સરખો દિસે દરશન'. (પ્ર. ૬)

૩. 'નળ જેહેવી નીરમે નહીં કાય'. (પ્ર. ૪ ચ)

૪. 'જો સત્યવાદી હોયે સત્યજ વદે, તો તાતનો સમ તું રાખજે હદે'. (પ્ર. ૨)

ધસી દમયન્તી ગઇ પ્રભુપાસ, નળ અંતરધાન હુવો આકાશ.[5]
જારે મીટામીટજ ટળી, ત્યારે ભીમકતનયા ધરણી ઢળી;
મૂળ સ્વામીની લે છે સદા, મળી જાતાં વાધી આપદા.
દાસી પ્રતિબોધે છે સબળ, બાઇ તમને વરસે નળ;
વદે વૃહદશ્વ હો ધર્મરાય, નળ પેહેલો દૂત શિઘ્રે જાય. ૯૬૫
વદે સેવક ઇંદ્રને નમી, શે અર્થે રહ્યા છો ટમટમી;
નળનું કાંઇએ ન લાગુ કહેણુ, ન છુટે હંસે ઝાળ્યું પ્રેમરહેણ.[6]
કામિની કુંદન નળ હીરો સાર, જડનારો હંસ સોવ્રણકાર.
નળે દૂતત્વ મન મૂકી કર્યું, પણ કન્યાયે શ્રવણે નવ ધર્યું.

---

૯૬૧. **ધસી**, એકદમ જોરથી દોડીને.

૯૬૨. **મીટામીટ**, દ્રષ્ટિએ દ્રષ્ટિ; નજરે નજર. **જારે...ટળી**, જ્યારે નળને દમયન્તી જોઇ શકી નહીં ત્યારે.

૯૬૩. **મૂળ**, મૂળમાં; પહેલાંથીજ. **લે**, લ્હે; રઢ; એકાગ્રચિત્તથી એક વસ્તુમાં મન લાગવું તે. **મળી...આપદા**, મૂળમાં તો નળને માટે રોજની લ્હે છે, તેમાં તે મળીને જતો રહ્યો તેથી દમયન્તીને ઘણું દુઃખ થયું.

૯૬૪. **પ્રતિબોધે**, ( સં. प्रति+बुध-बोधू=જગાડવું ), સમજાવે છે; દિલાસો આપે છે.

૯૬૫. **નળ પહેલો**, નળની અગાડી. **શીઘ્રે**, ઝડપથી; ઉતાવળથી.

૯૬૬. **સેવક**, દૂત. **શે...ટમટમી**, શા માટે તલ્પી રહ્યા છો.

૯૬૭. **ઝાળ્યું**, ઝાળેલું; સાંધેલું. **પ્રેમરહેણ**, પ્રેમરૂપી રહેણ.

૯૬૮. **કુંદન**, સૌથી ઉંચી જાતનું સોનું, જે હીરો નંગ વગેરે જડતી વેળાએ તેની આસપાસ વાપરવામાં આવે છે. **સાર**, સારો; શ્રેષ્ઠ; અમૂલ્ય. **સોવ્રણકાર**, ( સં. सुवर्णकार ), સોનાના ઘાટ ઘડનાર; સોની.

**ન છુટે...સોવ્રણકાર**, દેવનો દૂત તેમને કહે છે કે હંસ સોનીએ નળરૂપી અમૂલ્ય હીરાને દમયન્તીરૂપી કુંદનમાં પ્રેમરૂપી રહેણુથી એવી રીતે ઝાળેલો છે–જડી દીધો છે કે તે કદી છુટવાનો નથી–નીકળી જવાનો નથી.

૯૬૯. **મન મૂકી**, ખુલ્લા મનથી; સંકોચ વિના. **શ્રવણે...ધર્યું**,

---

૫. ' ધસી દમયન્તી ગ્રહેવા હાથ, અંતરધાન થયો નળનાથ. ' ( પ્ર. ૨ )

૬. ' ત્રુટે હંસનું ઝાળ્યું રેણ. ' ( પ્ર. ૬ )

જેમ ગતી કરે બળીયો મારૂત, તેમ વર્ત્યે વીરસેનનો સૂત;[૭] ૯૭૦
નળને સત્યે મેઘ વૃષ્ટી કરે, નળને સત્યે ધરા શેષ ધરે.
નળ નોહે તો મેરૂ નિશ્ચે ડગે, ધર્મ રહ્યો નળરાય લગે;
તમે ન પરણો તો કરમનો વાંક,બાકી નળે વાળ્યો આડો આંક.
એહવે સમે રાય આવ્યા તહીં, અથઇતિ વારતા સહુ કહી;
સ્વામી માહારૂં કહ્યું મન ન ધરે, બીજો મોકલો જેનું કહ્યું કરે.[૮] ૯૭૫

કાનપર લીધું નહીં; સાંભળ્યું નહીં; દરકાર કીધી નહીં.

૯૭૦. **મારૂત**, મરૂત્, વાયુ; પવન. મારૂત–મારૂતી, મરૂતવાયુનો પુત્ર; હનુમાન; પણ ક. ૨૬મામાં ' ગતે કરીને જેવો વાય છે ' માટે મારૂત અહીંઆં વાયુ પવનના અર્થમાં છે. **વર્ત્યે**, વર્તવામાં. **જેમ...સૂત**, જેમ મારૂત–વાયુ ગતિ કરવામાં–ગતિમાં બળિયો–બળવાન છે તેમ વર્તવામાં નળ બળવાન છે. દમયન્તી આગળ તમારૂં માગું કરવામાં દૃઢ–અડગ રહ્યો હતો. પોતાનો સ્વાર્થ સધાય એવું હોવા છતાં તમને આપેલા વચન પ્રમાણેજ ત્યાં તે વર્ત્યો.

૯૭૧. **નળને સત્યે**, નળના સત્યવડે–સત્યને લીધે. **મેઘ**, વાદળ. **વૃષ્ટિ**, ( સં. वृष्–વરસાદ આવવો ), વરસાદ. **નળ...કરે**, નળ સત્યવાદી છે તેથીજ વરસાદ વરસે છે. **નળ...ધરે**, શેષનાગે ધરા–પૃથ્વીને પોતાની ફેણપર ધરી–રાખી છે, તે પણ નળના સત્યને લીધેજ.

૯૭૨. **નોહે તો**, ન હોય તો. ડગે, ખસે; ચળે. **ધર્મ...લગે**, લોકોમાં ધર્મ નળરાય લગી–એ છે ત્યાં સુધી રહ્યો છે–નળરાયને લીધે ટકી રહ્યો છે. ( એ ૯૭૧–૭૨મી લીટીથી નળનું સતવાદીપણું દર્શાવ્યું છે. )

૯૭૩. **કરમ**, ( સં. कर्म ), નસીબ. **વાંક**, દોષ. **વાળ્યો...આંક**, હદવાળી; કંઇ બાકી રાખ્યું નથી; જેટલું થયું તેટલું કીધું છે. **તમે... આંક**, નળે તો તમારે માટે મહેનત કરવામાં બાકી રાખી નથી; છતાં જો તમે ન પરણી શકો તો તો તમારા નસીબનો દોષ ગણાય–સમજવો.

૯૭૪. **રાય**, નળરાય.

૯૭૫. **સ્વામી**, હે દેવો. **કહ્યું**, કહેલું. **બીજો...કરે**, જેનું કહ્યું દમયન્તી માને તેવા બીજા કોઇને તેની પાસે દૂતત્વ કરવા મોકલાવો.

૭. 'જેમ ગત્ય કરી બળીઓ મારૂત, તેમ સતવાદી રાજા વીરસેન સૂત,' (પ્ર. ૨)
'જેમ ગતિ કરે બળિઓ મારૂત, તેમ સત્યે વીરસેન સૂત. ' (પ્ર. ૬)

૮. 'જેનું મન ધરે' (પ્ર. ૬)

માહારે વિષે લીનતા તો હવી, બીજી ન ગમે વારતા નવી;
ત્યારે દેવતા કરે વિચાર, ફરી જાતાં હસે સંસાર.
આપણો શ્રમ કેમ જાએ વૃથા, તે માટે વરવી સરવથા;
જો કન્યાને ગમ્યો નળભૂપ, તો આપણુ લીજે નળનાં રૂપ.
દેવ કહે સુણો નૈષધરાય, અમો ધરૂં તમારી કાય; ૯૮૦
પંચ નળ રહિયે એક હાર[૯], ભાગ્ય હોય તેને વરશે નાર.
નળ કહેરે કાં નહીં સ્વામ, મેં આવવું તમારે કામ;
માનવ કયાંથી સુરની સંગત, દેવ ચારની પામું પંગત.

---

૯૭૬. **લીનતા**, એકાગ્રચિત્ત થવું તે; લ્હે લાગવી તે. **માહારે... હવી**, મારામાં તે લીન થઇ ગયલી છે, મારે માટે તેને લ્હે–રઢ લાગી છે. **વારતા નવી**, મારા શિવાય બીજા કોઇના સંબંધની.

૯૭૭. **ફરી જાતાં**, એમને એમ પરણ્યા વગર પાછા જઇએ તો. **હસે સંસાર**, લોકમાં હાંસી–મજાક થાય.

૯૭૮. **વૃથા**, ( સં. वृथा ), નિષ્ફળ; ફોકટ.

૯૭૯. **લીજે**, લઈએ; ધારણ કરીએ.

૯૮૦. **ધરૂં**, ખરૂં જોતાં બહુવચન ' ધરિયે ' જોઇએ. **તમારી કાય**, તમારા જેવું રૂપ.

૯૮૧. **પંચનળ**, ચાર દેવ નળના રૂપમાં અને નળરાજા મળીને પાંચ. **રહિયે એક હાર**, એક હારમાં સ્વયંવરમાં ઉભા રહિયે. **નાર**, નારી–દમયન્તી.

૯૮૨. **સ્વામ**, સ્વામી; દેવો. **નળ...કામ**, નળ કહે છે હે સ્વામી, મેં તમારે કામે કાં નહીં આવવું–હે સ્વામી તમારા કામને અર્થે કેમ નહીં આવું ? મતલબ કે તમારી મરજી મુજબ કરવાને તૈયાર છું. સરખાવો ' કાં નહીં સ્વામી કહી થયા તત્પર, પવનને પરજંન '. પ્રે. ભા. અ. ૨૫ ક. ૭૪.

૯૮૩. **સંગત**, ( સં. सम्=સાથે+गम्=જવું ), સાથે જવું તે; જોડે રહેવું તે; સોબત. **માનવ...સંગત**, માનવ–મનુષ્યને સુરની સંગત કયાંથી મળે; અથવા માનવને સુરની સંગત કયાંથી હોય. **પંગત**, ( સં. पङ्क्ति ). હાર; ઓળ; સોબત. **દેવ...પંગત**, હું ચાર દેવની પંક્તિ પામું–પામીશ; તેઓની સાથે એક હારમાં ઉભા રહેવાનું મને માન મળશે તેથી ઇ૦.

---

૯. ' એક ઠાર ' ( પ્ર. ૪ )

બોલ બંધ કીધો નળ દેવ, કાલે એમ કરવું અવશ્યમેવ;
એ કથા કરી ધર્મ એટલે, હવે[10] કન્યાની કોણ થઇ વલે. ૯૮૫
ગઈ દમયંતી જાંહાં છે માત, તવ સ્વયંવરની કીધી વાત;
લાડ વચન કન્યાનાં ગમે, ઘરમાં ભીમક આવ્યા તે સમે.
પુત્રીને શીર મૂક્યો ભૂજ, કાલે વરને વરજે તુંજ;
ઝંખના તુંને છે જેહ તણી, તે આવ્યો છે નૈષધધણી.
પુત્રી મનમાં પ્રસન થઈ, પોતાને અંતઃપુર ગઇ; ૯૯૦
રાય ભીમક સભામાં આવ્યા, શત પડાદારને તેડાવ્યા.

---

૯૮૪. **બોલબંધ કીધો,** બોલથી બંધ-બાંધેલો કીધો; નળનાં પોતાનાંજ વચનથી તેને બાંધી લીધો. **બોલ......અવશ્યમેવ,** કાલે સ્વયંવરમાં એ પ્રમાણે નક્કી કરવું એવું વચન નળ પાસે દેવોએ લીધું.

૯૮૫. **ધર્મ,** ધર્મરાય; યુધિષ્ઠિર; સંબોધન વિભકિત. **એ...એટલે,** વૃહદશ્વ ઋષિ કહે છે કે હે યુધિષ્ઠિર, એ કથા એટલે (સુધી) કરી-આ કથા આટલી થઇ. **કન્યા,** દમયન્તી. **કોણ વલે,** શી વલે; શી દશા-અવસ્થા.

૯૮૬. **માત,** દમયન્તીની મા-વજાવતી.

૯૮૭. **લાડવચન,** લાડનાં વચન; લાડ ભર્યા શબ્દ-બોલ; પ્રીતિ ઉત્પન્ન કરે તેવા શબ્દ.

૯૮૮. **શીર,** (સં. शिरम्), માથું; મસ્તક. **પુત્રી...ભૂજ,** પુત્રી-દમયન્તીને માથે ભીમકે હાથ મૂક્યો અને આશીર્વાદ દીધો કે કાલે મન-પસંદ વરને પરણજે.

૯૮૯. **ઝંખના...જેહતણી,** જેનામાં તારૂં ધ્યાન લાગેલું છે; જેની તને લ્હે લાગી છે.

૯૯૦. **પ્રસન થઇ,** (સં. प्रसन्न, प्र + सद्-सीद्=ખુશ થવું), ખુશ થઇ; આનંદ પામી.

૯૯૧. **સભા,** પોતાની રાજસભા. **પડાદાર,** પડાવાળા; પડો વગાડનાર. **પડો,** (સં. पटह), ઢોલ; નગારૂં.

---

૧૦. 'એ કથા ધર્મ રહી એટલે, પછે......' (પ્ર. ૨, ૬)
૧. 'પડીઘ,' (પ્ર. ૪ ક); 'સુત બંધુજન.' (પ્ર. ૬)

આગન્યા દીધી વૈદર્ભ રાય, જાઓ વજાડો પડો સેન્યામાંહે;[2]
આવજો સભામાં રાજકુમાર, કાલ કન્યા આરોપશે હાર.
પ્રાણી માત્ર આવજો સજ થઇ, જાઓ પડો વજાડો એમ કહી;
જેણે શિબિર ઉતર્યા હોય ઘણા,[3] ત્યાં સેવક ફરે ભીમકતણા. ૯૯૫
ઠામઠામ પડા વાજતા, ક્ષત્રી સણગારે સાજતા;
મળસ્નાન કરે ને અંગ ઉલટ, ફરીફરી બાંધે મુગટ.
રાતમાં શીખે ચાતુરી ચાલ, રખે વીસરી જાતા કાલ;

---

૯૯૨. **આગન્યા,** ( સં.आज्ञा), હુકમ. **વજાડો,** વગાડો. **સેન્યામાંહે,** સ્વયંવર માટે આવેલા રાજાઓની છાવણીમાં.

૯૯૩. **સભા,** સ્વયંવરને માટે મળેલી સભા; સ્વયંવરનો મંડપ. **રાજકુમાર,** રાજાના કુમાર; રાજપુત્ર; રાજાઓ. **આરોપશે,** ( સં. आ+रुह= ચઢવું-आरोपय्=નાખવું ). પહેરાવશે. **હાર,** ફુલની માળા; વરમાળ; સ્વયંવરમાં વર પસંદ કરી તેને પહેરાવવા સારૂ કન્યા જે માળા લઇ જાય છે તે.

૯૯૪. **પ્રાણીમાત્ર,** બધાં પ્રાણી; દરેક જણ. **સજ થઇ,** સજ્જ થઇ; તૈયાર થઇ. **એમ કહી,** ઉપર પ્રમાણે બોલીને.

૯૯૫. **શિબિર,** ( સં. शिबिर ), તંબુ. **જેણે...ભીમકતણા,** જે તંબુઓમાં રાજકુમારો ઉતર્યા હતા ત્યાં ભીમકના ઘણા સેવકો-નોકરો ફરતા હતા.

૯૯૬. **ક્ષત્રી,** ક્ષત્રી રાજાઓ. **સણગારે સાજતા,** સણગાર વડે સજ્જ થતા; સણગાર સજતા; લૂગડાં ઘરેણાં પહેરતા.

૯૯૭. **મળસ્નાન,** મળ-શરીરનો મેલ સાફ કરવાને માટે સ્નાન. **અંગ ઉલટ,** અંગમાં ઉલટ-મનમાં ઉમંગ રાખતા. **મુગટ,** ( સં. मुकुट ), માથા ઉપરની પાઘડી અથવા પટકા ઉપર સજવાનો એક સણગાર. **ફરી...મુગટ,** માથે મુગટ બાંધતા તે પસંદ ન પડવાથી વારે વારે છોડીને બાંધતા હતા.

૯૯૮. **રાતમાં શીખે,** કેવી ચતુરાઇ અને કેવી ચાલ સ્વયંવરમાં રાખવી તેનું, પડો વગડાવ્યો તે રાતના, મનન કરતા.

---

૨. 'આજ્ઞા આપી વૈદર્ભરાય, પડો વજડાવ્યો સેના માય' ( પ્ર. ૬ )
૩. 'તંબુ શિબિર ઉતારા ઘણા. ' ( પ્ર. ૪ ચ )

આખી રાત થયા સાંતરા, ઢળી ઢળી પડે છે ઉજાગરા.

## વલણ.

ઉજાગરા આખી રાતના, સણગાર સજતાં થયું વાહાણું રે; ૧૦૦૦
સ્વયંવરમાં ભૂપતી મળીયા, કવી કહે શું વખાણું રે.

## કડવું ૨૪ મું. રાગ સોરઠી.

વૈશંપાયન કેહે રાજન,[4] સાંભળ સ્વયંવરનું વર્ણન;
પડો વાજ્યો શુણ્યો સર્વ રાતે, ઉઠ્યા ઉજમ થાતે પ્રભાતે.
શીઘ્ર જઇએ વર્યાની તકે, તેડાં મોકલ્યાં ભાઇઓ ભીમકે;
નોહેઅતિકાળકીધાનું કામ, માંડવેનવમળશે બેસવાનાં ઠામ. ૧૦૦૫
ભીડ ભરાઇ ગામ ભાગળથી, રંક જાએ રાય આગળથી;[5]

---

૯૯૯. આખી રાત તૈયાર થયા-તૈયાર થતાં આખી રાત લાગી, ને તેથી ઉજાગરાને લીધે ઝોકકા ખાતા હતા-ઝોકા ખાતાં વખતે અથડાઇ પડતા હતા.

૧૦૦૦. થયું વાહાણું, (સં. વિભાત ), સવાર પડી; પ્રભાત થયો.

૧૦૦૧. શું વખાણું, હું તેનાં શું વખાણ કરૂં; તેનું વર્ણન થઈ શકે તેમ નથી.

૧૦૦૨. વૈશંપાયન, જુઓ લી. ૪. રાજન, હે જનમેજય. બૃહદશ્વ ઋષિએ યુધિષ્ઠિર આગળ જે નળનું આખ્યાન કહેલું તે વૈશંપાયન જનમેજયને વનપર્વમાં સંભળાવે છે.

૧૦૦૩. પડો...રાતે, પડો વાગ્યો તે સર્વ લોકોએ સાંભળ્યો. ઉજમ, ઉજમમાં; ઉજમભેર; ઉમંગભેર. પ્રભાતે, ( સં. પ્ર+મા=પ્રકાશવું ), પરોઢીએ; મળશકામાં. થાતે પ્રભાતે, પ્રભાત થતાં.

૧૦૦૪. તકે, વખતે.

૧૦૦૫. અતિ કાળ, વિલંબ; ઢીલ. માંડવો, ( સં. મંડપ ), જુઓ 'મંડપ' લી. ૬૬૪.

૧૦૦૬. ભીડ, ગીરદી; મેદની; ઠઠ. ભાગળ, શેહેરનો દરવાજો; ઝાંપો. ભીડ...આગળથી, ગામને દરવાજેથી-ઠઠ ગામને ઝાંપેથી લોકોની

---

૪. 'બ્રહદશ્વ કહે છે વચન.' (પ્ર. ૬)
૫. 'રંકરાય જાય આગળથી.' (પ્ર. ૨, ૬)

મળે શુકન સાહામા તેડે, શુકન વંદે ને રથ ખેડે.[6]
કરે તિરસ્કાર સેવકપર રીસ, પડે મુગટ ઉઘાડાં શીશ;
જાયે અશ્વાર બહુ અલબેલા, હયં હીંડે જાણે જળના રેલા.
ભરાયે રથ માંહોમાંહે અટકે, ત્રાડે હસ્તી ઘોડા ભડકે; ૧૦૧૦
અસ્વાર પડે છે નીસરી, તે મળે કહીએ નવ ફરી.[7]
વાહન પડઘાનો ચાલ્યો છબ[8], ચરણ રેણુએ છાયો નભ;[9]

---

ગીડદી થવા લાગી અને સાધારણ રંક-ગરીબ લોકો અને રાજાઓ આગ-ગજથી-નિમેલા વખતની પહેલાં જવા લાગ્યા.

૧૦૦૭. ખેડે, હાંકે. સરખાવો, વહાણ ખેડવું, દરિયો ખેડવો. **મળે...ખેડે**, શુકન મળે માટે સાહામા તેડતા, અને શુકન વંદીને રથ ખેડતા; સારા શુકન થાય તે માટે જેના શુકન શુભ ગણાતા હોય તેવાને સામા બોલાવતા અને તે શુકનને નમી પોતપોતાનો રથ હાંકતા હતા.

૧૦૦૮. **કરે...શીશ**, માથાપરના મુગટ પડી જઇ તેમનાં માથાં ઉઘાડાં થઇ જતાં તેથી તેઓ પોતાના નોકરોને રીસ કરી ધમકાવતા હતા.

૧૦૦૯. **અશ્વાર**, ( સં. अश्ववार=ઘોડાનો પાળણ કરનાર ), ઘોડેસ્વાર. **અલબેલા**, ફાંકડા; ભપકાદાર; જુઓ 'અલબેલડી' લી. ૫૬૫. **હય ...રેલા**, પાણીનો રેલો જેમ અખણ્ડિત-તુટ પડયા વગર ચાલ્યો જાય છે તેમ ઘોડાઓ એકની પાછળ એક તુટ પડયા વગર ચાલ્યા જતા હતા. અથવા, જેમ દરિયાના સફેદ ઝીણા મોજા, જેને ઘોડા કહે છે, તે ઉછળી ઉછળી કિનારા ભણી ધસ્યા જાય છે તેમ તે અશ્વ પણ ઉછળતા ઉછળતા ધસ્યા જતા હતા.

૧૦૧૦. **ભરાયે...અટકે**, રથ માંહોમાંહે-એક બીજામાં ભરાતા અને રસ્તા વચ્ચે અટકી પડતા હતા.

૧૦૧૧. **અસ્વાર...ફરી**, ઘોડાપરથી અસ્વાર પડી જતા તે પાછા કેથાં ઘોડાને મળતા નથી.

૧૦૧૨. **વાહન**, ગાડી ઘોડાઓ. જુઓ 'વાહન' લી. ૨૮૫. પડ-

---

૬. 'શુકન વંદી શીઘ્ર રથ ખેડે.' ( પ્ર. ૨, ૬ )
૭. 'અસવાર પડે છે નીસરી, તે અશ્વને નહીં મળે ફરી.' ( પ્ર. ૨ )
'ખેડા અસ્વાર પડે નીસરી, તેહ મળે કહીં કજ ફરી.' ( પ્ર. ૬ )
૮. 'પડઘા પાળાનો ચાલ્યો છબ.' ( પ્ર. ૪ ખ, ચ )
'વાહન પડઘા ચાલ્યાનિ છબ' ( પ્ર. ૬ )
૯. 'અભ.' ( પ્ર, ૪, ૫ )

થઇ રહ્યું છે અંધારૂં ઘોર, પડી રહ્યો છે શોહોરા શોહોર.
બોલે દુંદુભીના બહુ ડંક, અકળામણનો વળ્યો અંક;
સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણીમાત્ર વર નહિ કો જાન. ૧૦૧૫
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળી મંડપ બારણે;
દ્વારે ઉભા છે જયેષ્ટિકાદાર, તેડે જેને જેવો અધિકાર.
ડાહ્યા થઇ મંડપમાં પેશે, નામ વાંચે ને આસને બેસે;
એક મંત્રી સેવક ખવાસ, ત્રણ ત્રણ સેવક રાયને પાસ.
કોણ રૂપ મંડપની રચના, વર્ણવી શકે શું એક રસના.[10] ૧૦૨૦

---

ઘો, ( સં. प्रतिध्वनी–प्रतिध्वान ), જોરમાં ઘા પડેથી અથવા શબ્દ નીકળેથી પાછો જે ઘોર એટલે અવાજ સંભળાય તે. ( દેહેરાં ટાંકા વગેરેમાં, માણસ ઘોડાનાં પગલાંનાં ). છબ, અવાજ. **ચરણરેણુ**, ચરણથી ઉડતી રેણુ (મધ્ય. સં. ). **નભ**, આકાશ. **ચરણ...નભ**, ઘણા લોકો તથા ઘોડા વગેરેના પગથી ઉડતી ધૂળથી આકાશ છવાઇ ગયું–આકાશમાં અંધકાર થઇ રહ્યો.

૧૦૧૩. **અંધારૂં ઘોર**, બીક લાગે તેવું અંધારૂં. **શોહોરા શોહોર**, બૂમાબૂમ; શહોર બકોર.

૧૦૧૪. **દુંદુભી**, ( સં. दुन्दुभि ), ઢોલ. **ડંક**, નગારા વગેરેથી થયલો શબ્દ; અવાજ. **અકળામણ...અંક**, ગભરાટનો પાર રહ્યો નહીં; ગભરાટની હદ આવી.

૧૦૧૫. **પ્રાણીમાત્ર...જાન**, માણસ નામે દમયન્તીને પરણવા સારૂ વર થયા હતા ને જાનૈયામાં કોઇ રહ્યું નહીં. જુઓ લી. ૭૩૪.

૧૦૧૬. **બારણે**, બહાર.

૧૦૧૭. **જયેષ્ટિકાદાર**, જેષ્ટિકાવાળો; છડીદાર; પ્રતિહાર. **જયેષ્ટિકા**, ( સં.,यष्टिका ), લાકડી; છડી. **તેડે**, બોલાવીને માન આપતા; આવકાર દેતા.

૧૦૧૮. **ડાહ્યા થઇ**, ડાહ્યા ડમરા થઇ; ગંભીર ચહેરે.

૧૦૧૯. **ખવાસ**, ખાસ હજુરિયો ચાકર. **એક...પાસ**, દરેક રાજાની સાથે એક મંત્રી, એક સેવક અને એક ખવાસ એવા ત્રણ ત્રણ નોકરોને મંડપમાં જવાદેવામાં આવતા હતા.

૧૦૨૦. **કોણરૂપ**, કેવી શોભિતી. **વર્ણવી...રસના**, સરખાવો લી. ૧૪૦ તથા ૫૨૭.

---

૧૦ ' કોણ મંડપ કેરી રચના, વર્ણવી શકું શું એક રસના. ' ( પ્ર. ૨ )
' કોણ-રીત મંડપની રચના, વર્ણવી શકે શું એક રસના:' ( પ્ર. ૪ ખ, ચ )

કદળી સ્તંભ રોપ્યા દ્વારે, માંડયાં આસન હારોહારે.
જસગીત બંદીજન બોલે, મહા ઉન્મત્ત મેગલ ડોલે;[1]
નાનાવિધ ચિત્ર ચિતરિયાં, જાણે દેવવૃંદ ઉતરિયાં.
ઉડે અબીલ ગુલાલના છંટા, વાજે ઢોલ ને ઘુઘર ઘંટા;[2]
સભા માંહે બેઠા મહા મુની, લાગી વેદશાસ્ત્રની ધુની. ૧૦૨૫
જતી જોગી બેઠા પાવંન, રાયનાં ભાટ ભણે ભાવંન;[3]
રાયને છત્ર ચામર ઢળે, મુગટે મણી જળહળે.

---

૧૦૨૨. **જસગીત**, યશનાં ગીત; વખાણનાં ગીત. **બંદીજન**, (સં. वन्दिन्+जन ), રાજાઓનાં વખાણ કરનાર ભાટ ચારણો. જુઓ 'બાંધવજન' લી. ૫૭. **જસ...ડોલે**, ભીમકના બંદીજન જાણે મોટા ઉન્મત્ત–મદવાળા હાથીઓ ડોલતા હોય તેમ ડોલતા ડોલતા જસનાં ગીત ગાતા હતા.

૧૦૨૩. **નાનાવિધ......ઉતરીયાં**, તરેહ તરેહનાં ચિત્રો મંડપમાં ભીંતપર ચીતરેલાં હતાં, તેથી જાણે દેવોનો સમૂહ પૃથ્વીપર આવ્યો હોય તેમ લાગતું, એટલે કે મંડપની ભીંતપર દેવોનાં આબેહૂબ ચિત્રો પાડેલાં હતાં.

૧૦૨૪. **અબીલ**, એક તરેહનો ખુશબોદાર સફેદ ભભરો ભૂકો. **ગુલાલ**, કેટલાક કંદના લોટને પતંગના લાકડાના ઉકાળામાં રંગી સુકવી કરેલો ભૂકો. **છંટા**, છાંટણા; છાંટવું અથવા ઉડાડવું તે. **ઘુઘર**, (સં. घर्घरी ), ઘુઘરા.

૧૦૨૫. **ધુની**, (સં. ध्वनि ), અવાજ. **લાગી...ધુની**, તે મહા મુનીઓ વેદશાસ્ત્ર મોટેથી ભણવા લાગ્યા.

૧૦૨૬. **જતી**, (સં. यति ), જૈન માર્ગનો અથવા શ્રાવક લોકનો ત્યાગી; ધર્મોપદેશક સાધુ. **રાય**, ભીમક. **ભાટ**, બ્રાહ્મણની એક જાત. તે રજપુતનું ગોરપદું કરે છે, ને તેના ગુણ ગાય છે. **ભાવંન**, વખાણ.

૧૦૨૭. **ચામર**, મોરપીછ અથવા હમામનાં રાતાં ધોળાં કુમળાં પીછાંનું અથવા ગાયનાં પુછડાંના વાળનું જે રાજચિહ્ન તરીકે ધરી રા-

---

૧. 'નહીં રાજા કો એને તોલે.' (પ્ર. ૧)
'ઉન્મત્ત તે હસ્તી ડોલે.' (પ્ર. ૪ ચ)
'ઉન્મત્ત ત્યાં મેગળ ડોલે.' (પ્ર. ૬)
૨. 'ઉડે અબીર કેસરના છંટ, વાજે ઢોલ ઘુઘરના ઘંટ' (પ્ર. ૨)
૩. 'જટીલ જોગી બેઠા પાવન, રાયના ભાટ ( ડ ) ભણે વદન.' (પ્ર. ૨)
'જટીલ જોગી બેઠા પાવન, રાયના ભાટ ભણે ભાવન.' (પ્ર. ૬)

અગર ધૂપ ત્યાં ઉવેખે, વાજીત્ર નાદ આવે [4] અલેખે;
નટુઆ ફરે છે નર્ત, ફરે ફુદડી કાહાડે સર્ત.
બોલે ઘુઘરીકેરા રણુકા, ગરવઘેલી નાચે ગુણકા; ૧૦૩૦
પગ પાનીએ શોભે ધરા, વાજે કંકણ ને ઘુઘરા.
ગીત ગાયે કોકીલસ્વરા, અનંગ વધારે અપછરા;
જાણે મંડપ નગરી અમરા, નાચે નારી નરચિત્તહરા.

---

ખવામાં આવે છે તે. ઢળે, માથા ઉપર રાખવામાં આવે છે. **જળહળે,** ઝગઝગે; પ્રકાશે.

૧૦૨૮. **અગર,** ( સં. अगुरु અથવા अगरु ), એક જાતનું હલકું સુગંધીવાળું લાકડું. અહીંઆં અગરબત્તી–અગરના લાકડાની બનાવેલી. **ધૂપ,** ( સં. धूप्=ગરમ કરવું ), કોઇપણ સુગંધીવાળી વસ્તુને બાળ્યાથી જે સુગંધીવાળો ધૂમાડો નીકળે છે તે, અથવા જે સુગંધ નીકળે છે તે. **ઉવેખે;** આગળ ધરે; સુવાસ પ્રસરાવે. સરખાવો ‘ કસ્તુરી કેસર છંટાણા અગર ધૂપ ઉવેખાણાં ’ શુકદેવ આખ્યાન; ‘ દીસે નારી અદભૂત રૂપ રે, આગળ દાસી ઉવેખે ધૂપરે ’ પ્રે. ભા. અ. ૪૮ ક. ૧૩૭. **વાજીત્ર નાદ,** અનેક વાજાઓના અવાજ. **અલેખે,** ( સં. अ=નહીં+लिख्=લખવું ), લેખાં વગરના; ગણત્રી વગરના; અગણિત.

૧૦૨૯. **નટુઆ,** નટુવા, ( સં. नट ), વેશ લઇને નાચનારા અને ખેલ કરનારા. **નર્ત,** ( સં. नृत्य, नृत्=નાચવું ), નાચ. **ફુદડી,** એક એકના હાથના પંઝા ઝાલીને ગોળ ચક્રરમાં ફરવાની એક રમત. **કહાડે સર્ત,** ચડસાચડસી કરે છે.

૧૦૩૦. **ઘુઘરીકેરા,** ગુણકાએ પગે બાંધેલી ઘુઘરીના.

૧૦૩૧. **પગ...ધરા,** પગની પાનીના રંગથી પૃથ્વી–મંડપની ભૂમિ શોભી રહી હતી.

૧૦૩૨. **કોકીલસ્વરા,** ( સં. कोकिलस्वरि ), કોકિલ–કોયલના જેવો મધુર સ્વર છે જેનો તેવી સ્ત્રી ( બ. સ. ). **અનંગ...અપછરા,** અપ્સરાઓ પોતાના હાવભાવથી કામોદ્દીપન કરતી હતી.

૧૦૩૩. **નગરી અમરા,** જુઓ ‘ અમરાપુરી ’ લી. ૫૨૯. **નરચિત્તહરા,** નર–પુરૂષનાં ચિત્ત–મન હરે છે–વશ કરે છે જે તે.

---

૪. ‘ થાય ’ ( પ્ર. ૨, ૪, ૫ )

ભીમક ભૂપને દેછે માન, આવી રહ્યા સરવ રાજાન;
ગાનારી[૫] ગાયે ગીત ગાથા, બાંધ્યાં તોરણ દેવાય હાથા. ૧૦૩૫
વસ્ત્રકેસરમાંહે ઝકઝોળ, બેસે આસને આરોગે તંબોળ;
વર થઇ બેઠા પ્રાણીમાત્ર, સમાં કર્યાં છે વરવાં ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ટનાં ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ;
બાળક યૌવન ને વળી વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
કોતો મોટા ઘરના કુંઅર, કો કહે આદ્ય અમારૂં ઘર; ૧૦૪૦

---

૧૦૩૪. **ભૂપને**, સ્વયંવરમાં આવેલા રાજાઓને.

૧૦૩૫. **ગાથા**, એક જાતની કવિતા; ગીત. **તોરણ**, ઘરને બારણે અથવા મંદિરને બારણે અથવા ચકલે આંબાનાં, આસોપાલવનાં પાંદડાંનો જે હાર શુભ કારજમાં અથવા દિવાળી હોળીને ટાણે બાંધવામાં આવે છે તે. **દેવાય હાથા**, કંકુવાળા હાથના છાપા મારવામાં આવતા હતા. **ગાનારી...હાથા**, સરખાવો ' કદળી સ્તંભ તોરણ હાથા, ગાય સોહોસણી ગીત ગાથા. ' પ્રે. ભા. અ. ૪૫ ક. ૧૨૩.

૧૦૩૬. **કેસર**, એક જાતના છોડના ફુલના પીળાશ પડતા રાતા રંગના સુગંધીદાર તંતુ. **ઝકઝોળ**, લચકા બોળ. **આરોગે**, ખાય. દેવ રાજા વગેરે મોટાઓના સંબંધમાં આ શબ્દ વપરાય છે.

૧૦૩૭. **સમાં કર્યાં**, સામા-ઠીકઠાક કર્યાં; સમાર્યાં. **વરવાં**, ( સં. विरूप ), કુબડાં; બદસુરત.

૧૦૩૮. **ક્ષુદ્ર**, નબળાં; દુર્બળ. **ખોડ**, લાકડું. સરખાવો ' સોડ તાણીને સુવાડશે ને, હૈયે મૂકશે ખોડ ' થોભણદાસ; તથા ' બાંધ્યા પલવટ રાજે રણછોડ, કુહાડે મારી ફાડ્યું ખોડ ' પ્રે. ભા. અ. ૯૫ ક. ૧૨૩. **કાષ્ટનાં ખોડ**, લાકડાનાં ખોખાં. **કોડ**, હોંસ. **શરીર...કોડ**, જેનાં શરીર દુબળાં અને ખખ જેવાં હતાં તેવાને પણ દમયંતીને પરણવાની ઇચ્છા હતી.

૧૦૩૯. **શ્રદ્ધા**, ભાવ; ઇચ્છા.

૧૦૪૦. **કો...ઘર**, કોઇ કહેતા કે અમારૂં અસલ જૂનું ખાનદાનનું ઘર છે.

---

૫ ' ગીતારી ' ( પ્ર. ૨ )

આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ધર્યા શિરપર.[6]
ઘરડા થયા નાહ્હાના વર, વતાં કરાવતાં વાગા છર;[7]
તન મન કન્યાને અરપણ, આગળથી નહીં ટાળે દરપણ.
કેટલાક કરે તિલકની રેષ, કેટલાક કરે માંહોમાંહે દ્વેષ;
કેટલાક કરે પૂછાપૂછ, હું કેહેવો કહી મરડે મૂછ. ૧૦૪૫
જેના મુખ માંહે નહીં દંત, તેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ડાચાં ગયાં મળી, તે બેઠા ટુંપાવી પળી.
જોશીની[8] પ્રણીપત્ય કરી, દેખાડે હાથ ને જનમોતરી;

---

૧૦૪૨. **વતાં**, ' વતું ' નું બહુવચન, હજામત. **વાગા**, વાગ્યા; લાગ્યા. **છર**, ( સં. ક્ષુર્ ), અસ્ત્રો. **ઘરડા...છર**, ઘરડાઓ પણ જુવાન જેવા બનીને આવ્યા હતા અને માથાં એટલાં છોલાવ્યાં હતાં-એટલે બાલ એટલા ઘસી ઘસીને લેવડાવ્યા હતા કે તેઓને અસ્રા લાગ્યા હતા.

૧૦૪૩. **આગળ...દરપણ**, પોતાના મ્હોં આગળથી આરસી ખસેડતા નહીં, એટલે હું કહેવો દેખાઉં છું તે જોયા કરતા અને પોતાનાં ગાત્ર સમાં કરતા હતા.

૧૦૪૪. **તિલક**, ધર્મપંથ દેખડાવા સારૂ અથવા શોભાને માટે કપાળે જે ચિહ્ન કરવામાં આવે છે તે. **રેષ**; રેષા; રેખા. **દ્વેષ**, ( સં. द्विष्=धिक्कारवुं ), અદેખાઇ. **કેટલાક...દ્વેષ**, બીજો રૂપવાન છે ને તેથી દમયન્તી એને વરશે તેવું ધારી કેટલાક એક બીજાની અદેખાઇ કરતા હતા.

૧૦૪૬. **ચંત**, ચિત્ત; મન; ઇચ્છા.

૧૦૪૭. **ડાચાં**, ગાલ. **ટુંપાવી**, ચીમટેવતી ધોળા વાળ કહડાવી નાંખી. **પળી**, ( સં. पलित ), ઘડપણથી અથવા નજલાથી પાકી ગયલા ધોળા વાળ; પળિયાં. **કેવળ...પળી**, જે છેક ઘરડા ખખ થઇ ગયા હતા અને જેના ગાલ બેશી ગયા હતા તે પણ પળિયાં ટુંપાવીને વરરાજા થઇને બેઠા હતા.

૧૦૪૮. **જોશી**, ( સં. ज्यौतिषिक ), જોશ જોનાર; મુહૂર્ત્ત જોનાર; ભવિષ્ય કહેનાર. **પ્રણીપત્ય**, ( સં. प्रणिपात, प्र+नि+पत्=લાંબા પડવું ),

---

૬. ' મુગટપર મૂકયાં પાર ' ( પ્ર. ૨. ) ' વાંકા મુગટ ને મુકયાં પર. ' ( પ્ર. ૪, ૫ )
૭. ' ઘરડા થયા તે નાહના વર, વતાં કરાવીને ભાગા છર. ' ( પ્ર. ૨ )
૮. ' જોશીને. ' ( પ્ર. ૨ )

જો દમયંતી મૂને પરણે, તો જોશી હું લાગું ચરણે.
જેનાં બેશી ગયાં ગળ સ્થળ, મુખમાં રાખ્યાં બબે ફોફળ; ૧૦૫૦
એમ ઉંચાં કરી ગલોઠાં,[૯] ઘેલા જુએ કાચમાં મોઢાં;
પુરણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય.

વલણ.

વાટ જુએ છે નળતણી, દાસીને કહે છે સતીરે;
હું મંડપમાં પછે આવું, પ્રથમ આવે નૈષધપતીરે.

કડવું ૨૫ મું. રાગ સારંગ.

મંડપમાંહે ભૂપતી મળીયાજી, અભિમાને ભર્યા રૂપ
બુદ્ધિ બળિયાજી;[૧૦] ૧૦૫૫

લાંબા છટ પડીને પ્રણામ કરવા તે; આજીજી-કાલાવાલા સહિત પ્રણામ. **જનમોતરી,** જે તિથિ વાર ઘડી નક્ષત્રમાં જન્મ થયો હોય તે ઉપરથી સાધી માંડેલા જે ગ્રહો–તે ગ્રહોના યોગથી આખા જન્મારામાં જે લાભ હાનિ સ્થિતિ થવાની તે બતાવનારૂં કાગળ–ઓળિયું. **દેખાડે...જન્મોતરી,** કોઇ પોતાના હાથનાં રેખાદિ ચિહ્ન બતાવી પોતાને લાભ થશે કે નહીં દમયન્તી–મળશે કે નહીં તે પૂછતા હતા.

૧૦૪૯. **હું લાગુ ચરણે,** હું તમારે પગે પડું.

૧૦૫૦. **ફોફળ,** સોપારી. જુઓ 'ફોફળી,' લી: ૨૨૯. **જેના...ફોફળ,** જેના ગાલમાં ખાડા પડયા હતા તેવાઓએ ગાલ ફુલેલા દેખડાવવા સારૂ બે બાજુએ બે સોપારી મ્હોમાં રાખ્યાં હતાં.

૧૦૫૧. **ગલોઠાં** ગાલ. **કાચ,** કલઇ દીધેલો કાચ; આરસી. **એમ ...મોઢાં,** ઉપર પ્રમાણે સોપારી રાખી પોતાના ગાલ ઉંચા કરી ફુલાવી દમયન્તી પરણવાના વિચારમાં ઘેલા બનેલા રાજાઓ પોતાનાં મ્હોડાં આરસીમાં જોતા હતા.

૧૦૫૨. **પુરણ...કોય,** દમયન્તી મનેજ વરશે એવી દરેકને સંપૂર્ણ આશા હતી. **વાટ...જોય,** રાહ જોતી હતી

૧૦૫૫. **રૂપ...બળીયા,** રૂપમાં તથા બુદ્ધિમાં બળિયા; ઘણા રૂપવાન અને બુદ્ધિશાળી.

૯. 'ગાલ હોઠા' (પ્ર. ૨) 'ગાલોઠા' (પ્ર. ૬)
૧૦ 'રૂપ બુદ્ધે અળિયાજી.' (પ્ર. ૪) 'રૂપ બુદ્ધ બળીયાજી' (પ્ર. ૪,૫)

તેડી કન્યાને ભીમક ઓચરેજી, વૈદર્ભી શણુગાર ધરેજીઃ

**ઢાળ.**

સણુગાર સજતી સુંદરી તે, શોભતી શ્રીકાર;
નળ નથી આવ્યો મંડપે, માટે લગાડે વાર.
કૃષ્ણાગર મર્દન વાસવર્ધન, મહીલા કરે મંજન;[1]
બહુ નાર આવે વધાવે, વરસે મુકતાપરજંન. ૧૦૬૦
શુભ વચન બોલે શકુન વંદે, ઉદયો હર્ષ અનંત;[2]
ભેરીનાદ થાયે ને ગીત ગાયે, બહુ કિંકરી[3] નાચંત.
માનપૂરણ માનુની, મહીપત મોહવા કાજ;[4]

---

૧૦૫૬. **સણુગાર ધરે**, સ્વયંવરમાં જવાને સારૂ લુગડાં ઘરેણાં પહેરેછે.

૧૦૫૭. **સજતી**, ધારણ કરતી; પહેરતી. **શ્રીકાર**, ( સં. શ્રી=શોભા + कार=કરનાર ), શોભાયમાન; સરસ; સુંદર. સરખાવો ' એક અમૃત ફળ શ્રીકાર, બીજું એક ફળ ભોમીભાર, ' સા. નં. બ.

૧૦૫૯. **કૃષ્ણાગર** ( સં. कृष्णागर ), એક જાતનું સુગંધીદાર લાકડું; મળીયાગર-કવિ દલપતરામ એમના કાવ્યદોહનમાં ' કસ્તુરી ' અર્થ આપે છે. **મર્દન** ( સં. मृद्=ઘસવું ), લગાડવું તે; ચોળવું તે. **વાસવર્ધન**, વાસ વધારનાર. **કૃષ્ણાગર...મંજન**, મહીલા-દમયન્તી વાસવર્ધન જે કૃષ્ણાગર તેનું મર્દન કરાવે છે ને મંજન કરે છે.

૧૦૬૦. **વધાવવું**, શુભ-કલ્યાણ થાઓ એ ભાવમાં-એવી ઇચ્છાથી કોઇનાપર ફુલ ચોખા વગેરે ઉરાડવું તે; અહીંઆં મોતીએ વધાવવું. **મુકતાપરજંન**, ( સં. मुक्तापर्जन्य ), મોતીનો વરસાદ; અસંખ્ય મોતી.

૧૦૬૧. **શુભવચન**, કલ્યાણવાચક શબ્દ; આશીર્વાદનાં વચન. **ઉદયો**, ઉત્પન્ન થયો ( સઘળાને ). **અનંત**, અંત વિનાનો; બેહદ.

૧૦૬૨. **ભેરી**, નોબત; મોટું નગારૂં. **ભેરીનાદ**, નોબતનો અવાજ. **નાચંત**, નાચતી હતી; હર્ષથી મ્હાલતી હતી.

૧૦૬૩. **માનપૂરણ**, અભિમાનની ભરેલી. **માનુની**, ( સં. मानिनी ),

---

1. ' બહુનાર આવે વધાવે, વરસે નળરાજન;
   ' કપુર અગર સુવાચંદન, મેહેલા કરે મર્દન. ' ( પ્ર. ૨ )
2. ' શુભ વચન શુકન વંદે, હૃદે હર્ષ અનંત. ' ( પ્ર. ૨ )
3. ' અવચ્છરા. ' ( પ્ર. ૨ )
4. ' મનપુરણ માનનીનું મહીપતિ મોહવા કાજ;
   ' સ્વયંવરના સુભટ માહા, જીતવા માંડ્યો સાજ. ' ( પ્ર. ૨ )

સ્વયંવરના સુભટ જીતવા, ધરે શ્યામા સાજ.
પ્રેમપાશ લીધો પ્રેમદા, નાખવા મંડપ ક્ષેત્ર; ૧૦૬૫
ભ્રકુટીધનુષ આકરશીઉં ને, બાણ બન્યો નેત્ર.
તારૂણીને તેડાં મોકલે, રાય ભીમક વારેવાર;[૫]
કુંવરી બાહેર નીસરો, કરમાં ગ્રહીને હાર.[૬]
વાજિત્ર વાજે ઘોષ ગાજે[૭], થાય કુસુમની વૃષ્ટ;

---

જેને માન-અભિમાન છે તે સ્ત્રી; સ્ત્રી-અહીંઆં દમયન્તી. **મહીપત,** ( सं. महीपति ), મહી-પૃથ્વીના રાજા; સ્વયંવરમાં આવેલા રાજા. **મહીપત ...કાજ,** રાજાઓને મોહ પાશમાં પાડવાને; તેમને મોહમાં નાખવાને માટે.

૧૦૬૪. **સાજ,** સણગાર.

૧૦૬૫. **પ્રેમપાશ,** પ્રેમરૂપી પાશ; જાળ. **મંડપ ક્ષેત્ર,** મંડપરૂપી યુદ્ધના ક્ષેત્રમાં; મંડપરૂપી રણભૂમિમાં.

૧૦૬૬. **ભ્રકુટીધનુષ્ય,** ભવાંરૂપી ધનુષ-કામઠું. **આકરશીઉં,** ( सं. आ+ कृष्=ખેંચવું ), ખેંચ્યું.

૧૦૬૪-૧૦૬૬. આ ત્રણ લીટીમાં સ્વયંવરમાં જતી વેળાનું દમયન્તીનું વર્ણન પ્રેમાનંદ કવિએ યુદ્ધકળાના શબ્દો વડે કરેલું છે. દમયંતી સ્વયંવરમાં આવેલા રાજારૂપી યોદ્ધાઓને વશ કરવાને સાજ સજીને તૈયાર થઈ; તે સ્ત્રીએ સ્વયંવરના મંડપરૂપી રણક્ષેત્રમાં નાખવાને સારૂ પોતાની સાથે પ્રેમરૂપી જાળ રાખી; વળી તેણે રાજારૂપી મંડપમાં ભરાયલા યોદ્ધાઓને ઘાયલ કરવા સારૂ-મોહવશ કરવા સારૂ પોતાનાં ભવાંરૂપી ધનુષ ખેંચી તેમાં દૃષ્ટિ રૂપી બાણ ફેંકવાની તૈયારી કરી રાખી.

૧૦૬૭. **વારેવાર,** વારંવાર; ઘડીયે ઘડીયે.

૧૦૬૮. **બાહેર નીસરો,** સ્વયંવરમાં આવો. **હાર,** વરમાળ.

૧૦૬૯. **વાજિત્ર...ગાજે,** વાજાં વાગે છે તે જાણે મેઘ-વાદળાની ગર્જના થતી હોય એવા ગંભીર ગાજે છે. **કુસુમની વૃષ્ટ,** પુષ્પવૃષ્ટિ; ફુલનો વરસાદ.

---

૫. 'મોકલે, તાત વારેવાર.' ( પ્ર. ૬ )
૬. 'કુંવરી બાહેર પરવરો, કરમાં ધરોને હાર.' ( પ્ર. ૨ )
'દીકરી બહારે પરવારો, કરમાં......' ( પ્ર. ૬ )
૭. 'ધુપ દાઝે.' ( પ્ર.૨, ૬ )

રાજા માત્ર જુએ બારણું, કેમ મળે દષ્ટેદષ્ટ.[8] ૧૦૭૦
ઓ કન્યા આવી ઓ કન્યા આવી, ઘોષ એવો થાય;[9]
શર શબ્દ વાજે ગાન થાએ, વાંકા વળી જુએ રાય.[10]

**વલણ.**

જુએ રાજા ફરી ફરી, કેહેવું હશે કન્યાનું રૂપરે;
એહવે સમે દેવ ચાર સાથે, આવિયો નળ ભૂપરે. ૧૦૭૪

---

૧૦૭૦. **રાજા...દષ્ટ,** કેમે કરતાં પણ દમયન્તીની સાથે નજરોનજર થાય એટલા સારૂ સઘળા રાજાઓ તેને અંદર આવવાના દરવાજા તરફ જોવા લાગ્યા.

૧૦૭૨. રાજાઓ વાંકા વળી વળીને જોતા હતા તેથી તેઓની પાછળ બાંધેલા ધનુષબાણનો અવાજ થતો હતો, અને મંડપમાં ગાયન ચાલતું હતું.

૧૦૭૪. **એહવે સમે,** રાજાઓ દમયન્તી આવે છે એવું ધારીને બારણા તરફ એકી નજરે જોઇ રહ્યા હતા તેટલામાં.

---

૮. 'દહો દષ્ટ' (પ્ર. ૬)
૯. 'ઉત્સાહ એવો હોય,' (પ્ર. ૨) 'સોર એવો હોય.' (પ્ર. ૬)
૧૦. 'શબ્દ બાણ વાગ્યાં, થાય આધાં, વાંકા વળીને જોય.' (પ્ર. ૨)
'શબ્દ બાણ વાગ્યા થયા આધા, વાંકા વળીવળી જોયં.' (પ્ર. ૬)



# પરિશિષ્ટ.

## અલંકાર વિચાર.

( કવિ નર્મદાશંકરના 'અલંકાર પ્રવેશ' તથા કવિ સવિતાનારાયણની 'અલંકાર ચંદ્રિકા' ઉપરથી. )

**અલંકાર** એ શબ્દ સંસ્કૃત ભાષાનો છે. **અલંકાર એટલે શોભા અથવા શોભા આપનારી વસ્તુ.** ઘરેણાં એ અલંકાર છે. જેમ ઘરેણાં શરીરને શોભાવે છે, તેમ અલંકાર બોલવા લખવાની કેટલીક ચમત્કારિક રીતિ —છટા ભાષા-લખાણને શોભિતાં–ખુશી અને અસર ઉપજાવનારાં કરે છે.

એક વિચાર સાદી સાધારણ ભાષામાં બોલવાના કરતાં અલંકારની ભાષામાં બોલીએ છૈયે તો આપણે આનંદ પામીયે છૈયે, એટલુંજ નહીં, પણ સામા ધણીને આનંદ પમાડી તેના ઉપર સારી પેઠે અસર કરી શકિયે છૈયે.

જેમ વ્યાકરણ શિખ્યા વિના પણ આપણે આપણી ભાષા શુદ્ધ બોલીયે છૈયે, તેમ અલંકારનાં નામ ભેદ જાણ્યા વગર પણ આપણા બોલવા લખવામાં ઘણા અલંકાર વાપરીયે છૈયે. અર્થાત્ એ કે અલંકારવાળું ભાષણ કરવું એ સ્વાભાવિક છે. એ કંઇ શિખવું પડતું નથી. દિલના જોસ્સા અને તુરંગો થકી અલંકાર આપોઆપ ઉત્પન્ન થાય છે. તો-પણ જેમ વ્યાકરણ શિખ્યાથી વિશેષ લાભ, તેમ અલંકારશાસ્ત્ર શિખ્યાથી પણ વિશેષ લાભ થાય છે.

એ ભાષાલંકારના બે ભાગ કર્યા છેઃ—**અર્થાલંકાર ને શબ્દાલંકાર.** વિશેષે કરીને વાક્યના અર્થની અથવા વાક્યના માંહેલા વિચારની ચમત્કૃતિ જ્યાં જોવામાં આવે ત્યાં અર્થાલંકાર જાણવો. એમાં શબ્દોના ફેરફાર કરીએ અથવા વાક્યનો એક ભાષામાંથી બીજી ભાષામાં તરજુમો કરીએ તોએ અલંકારની ખૂબી જતી રહેતી નથી. વિશેષ કરીને જ્યાં શબ્દની ચમત્કૃતિ જોવામાં આવે ત્યાં શબ્દાલંકાર જાણવો. એમાં શબ્દોનો ફેરફાર કર્યાથી અલંકારની ખૂબી જતી રહે છે. અર્થાલંકાર ને શબ્દાલંકાર એવા બે ભાગ કર્યા છે ખરા; તોપણ એ બેનો પરસ્પર ઘણો સંબંધ છે, માટે ઘણી વેળાએ તેઓ એક બીજામાં ભળી ગયલા જોવામાં આવે છે.

આ પરિશિષ્ટમાં સઘળા અલંકારનો સવિસ્તર વિચાર ચલાવી

શકાય તેમ નથી, માટે સાધારણ વ્યવહારમાં વપરાતા મુખ્ય મુખ્ય અલંકારો સંબંધી ટુંકમાં સમજુતી આપવામાં આવે છે.

---

## અર્થાલંકાર.

### ૧. ઉપમા. ( Simile. )

જ્યાં બે વસ્તુનું અથવા બે વિચારનું સરખાપણું મનને આનંદ પમાડતું હોય ત્યાં **ઉપમા** અલંકાર જાણવો.

ઉપમા અલંકારમાં ચાર વસ્તુ જોઇએ—જે વસ્તુને સરખાવવી હોય તે ( **ઉપમેય** ), જેની સાથે સરખાવવી હોય તે ( **ઉપમાન** ), જે વાત–ધર્મમાં તે બે વસ્તુ સરખી આવતી હોય તે ( **સાધારણ ધર્મ** ) અને સરખાપણાનું જે શબ્દથી જ્ઞાન થાય છે તે શબ્દ ( **વાચક** ). ઉપમામાં, ઉપમા દેખાડનારા–વાચક શબ્દ જરૂર જોઇએ. સરખાપણું જે શબ્દોથી જણાય છે તે આ છેઃ—જેમ, તેમ, જેવું, તેવું, પ્રમાણે, પેઠે, ક્રાણી, સમ, સરખું, તુલ્ય, જે રીતે, જે માફક, વગેરે. દાખલાઃ—

૧. આ સરોવરનું પાણી, અમરત સરખું મીઠું છે.

૨. જેનું વદન શશિ સમાન ઉજ્વળ અને જેના હાથ પલ્લવ સરખા કોમળ એવી જનકતનયાને વરવાને દેશ દેશના ભૂપ મિથિલાપુરીમાં આવ્યા.

૩. **ચંદ્રમુખી**, ચંદ્રના જેવું છે મ્હોડું જેનું એવી ( સ્ત્રી ); **મૃગલોચની**, હરણના જેવી છે આંખ જેની એવી ( સ્ત્રી ); આવા સામાસિક શબ્દો–જેમાં ઉપમા વાચક શબ્દો અધ્યાહાર છે તે પણ ઉપમાના દાખલા ગણાય છે.

નળાખ્યાનની નીચલી લીટીઓમાં આ અલંકાર છેઃ- ૫૮; ૪ ૪૨૭; ૫૨૮; ૫૭૮ ( ગળસ્થળ નારંગ કળશા); ૫૯૨ ( સ્કંધ પદ્મ ... કદળી સરખા ); ૬૪૯; ૬૭૫; ૮૦૦; ૯૫૭.

### ૨. પ્રતીપ.

ઉપમાન અને ઉપમેય એ બેની પરસ્પર સ્પર્ધાનું જે કથન તે પ્રતીપ અલંકાર. દાખલાઃ—

૧. હે હલાહલ ! સઘળા દારણ પદાર્થમાં હુંજ શ્રેષ્ઠ છું એવો ગર્વ મા કર, કારણ કે આ લોકમાં દુર્જનોનાં વચનો તારા સરખાં છેજ.

નળાખ્યાનની ૪૪૨ તથા ૫૨૯ મી લીટીમાં આ અલંકાર છે.

### ૩. દ્રષ્ટાંત.

જ્યાં બે વાક્યોના જૂદા જૂદા અર્થનું સાદ્રશ્ય-સરખાપણું હોય ત્યાં **દ્રષ્ટાંત** અલંકાર. એમાં, સરખા ધર્મથી એક-બાઝી ખરેખર જૂદાં એવાં ઉપમાન ઉપમેયના જે ધર્મો તે ધર્મોનું જૂદે જૂદે શબ્દે વર્ણન કર્યું હોય છે. એક વાતને બીજીનો દાખલો આપે છે, ને ઉપમાવાચક શબ્દ **જેમ** ગુપ્ત રાખે છે. દાખલાઃ—

૧. મેઘ વીજ વાયૂથકી, ડોલે નહિ ગિરિરાય;
 આધિ વ્યાધિ ઉપાધિથી, વતાળિ ચલિત ન થાય.

નળાખ્યાનની નીચેની લીટીઓમાં આ અલંકાર છેઃ-૬૮; ૧૪૧-૪૨; ૧૫૮; ૨૭૯; ૩૧૧-૧૨; ૩૭૫; ૪૭૦-૭૧; ૭૧૬; ૭૭૦.

### ૪. નિદર્શના.

જ્યાં સરખા વાક્યાર્થનું ઐક્ય-એકપણું વર્ણવવામાં આવ્યું હોય ત્યાં **નિદર્શના** અલંકાર. દાખલાઃ—

૧. મૂર્ખને ઉપદેશ કરવો એ પથ્થર ઉપર પાણી રેડવું છે.

૨. પ્રીત કરીને પછી વછોડવું ને દઝાડીને લુણ લગાડવું એ બરાબર છે.

### ૫. વ્યતિરેક.

કોઇએક અસાધારણ અન્ય ધર્મવડે ઉપમાન કરતાં ઉપમેયનો ઉત્કર્ષ અથવા અપકર્ષ વર્ણવવામાં આવે ત્યાં **વ્યતિરેક** અલંકાર. દાખલાઃ-

૧. સાધુ સંત ઊંચા ઘણા, મોટા પર્વત જેમ;
 પણ પ્રકૃતીના કૂમળા, હોય કુંપળિયાં તેમ.

૨. આ સ્ત્રીનું મુખ ચંદ્ર સરખું શોભે છે; પણ મિજાસી એટલું દેખાય છે કે રસિક જનને પ્રિય લાગતું નથી.

૩. નળાખ્યાનની ૪૪૩ મી લીટીમાં આ અલંકાર છે.

### ૬. રૂપક. ( Metaphor. )

જ્યારે એક વસ્તુનું વર્ણન બીજી વસ્તુના નામથી અથવા ધર્મથી અથવા નામ ધર્મ બંનેથી થાય છે ત્યારે **રૂપક** અલંકાર. જ્યાં ઉપમાન અને ઉપમેય અભેદે ( એકજ થઇને ) અથવા તદ્રૂપે ( સરખે રૂપે થઇને ) સાથે શોભી રહે છે ત્યાં **રૂપક** અલંકાર. વળી રૂપ, રૂપી અને બીજો, બીજી, બીજું એ વાચક શબ્દથી રૂપક ( તદ્રૂપ રૂપક ) ઓળખાય છે.

એ રૂપકો, અભેદ રૂપકોથી જરા કમી જોર રાખે છે. અસર કરવામાં પહેલે દરજ્જે અભેદ રૂપક, બીજે દરજ્જે ઉપમા અને ત્રીજે દરજ્જે રૂપીવાચક રૂપક છે. દાખલાઃ—

૧. સ્હેનમાં છુટા ફર્યા અગાઉ **પોપટો** પણ,
હાલમાં પડયાછ **પાંજરે** ગુમાવિને પણ;
વર્ષ તો વહી ગયાં ગયા પગો બંધાઇરે,
ના ગમે છુટું થવું ગયુંજ વીર્ય ભાઇરે.

એમાં હિંદુઓનું પોપટનાં નામ ધર્મથી વર્ણન કરેલું છે.

૨. **જિવતર વ્હાણૂં** વહિ જશે, ભણવે કંઇ ચિત રાખ;
ખરે **બપોરે** તલપિને, થઇશ બળીને ખાખ.

૩. **અજ્ઞાન રૂપી તમ નાશ કર્ત્તા,**
કલ્યાણ કારિ મતિ દે તું કર્ત્તા.

૪. આ ગવૈયો તો **બીજો તાનસેન** છે.

**મુખચંદ્ર** ( મુખના રૂપમાં ચંદ્ર, મુખ રૂપી-મુખ એજ ચંદ્ર ), આના જેવા સમાસ રૂપકના દાખલા છે.

નળાખ્યાનની નીચલી લીટીઓમાં રૂપક અલંકાર છેઃ-૮૨-૮૩; ૧૪૫; ૧૭૧ ( હસ્તકમળ ); ૩૨૭; ૪૦૨;૫૬૫; ૫૭૮ (આદિત્ય ઇંદુ અકોટી); ૫૯૬-૯૭; ૬૦૪; ૬૦૭; ૬૩૦; ૮૧૫; ૮૬૪; ૮૬૭-૬૮; ૧૦૬૫-૬૬.

### ૭. સજીવારોપણ. ( Personification. )

જે ચીજમાં જીવ નથી તેનામાં જીવ છે એવી કલ્પના કરી તેને સજીવન બનાવી તેની પાસે સ્રી પુરૂષનાં કામો કરાવવાં તે **સજીવારોપણ** અલંકાર. દાખલાઃ—

૧. અરર ધરતિ મોટી, માવડી માગ આલ;
ઝટ ઝટ ઝટ વ્હેલી, પેટમાં પાસ પાળ, ઇ૦

એમાં ધરતી જે નિર્જીવ છે તેને મા કહે છે.

૨. આકાશે તો ચક ચક થતો શ્વેત વાગો સજ્યોરે,
તારાઓ જે મુઝઇ રડતા, શોક તેણે તજ્યોરે; ઇ૦

એમાં શરદ ઋતુનું વર્ણન છે. ( વર્ષા ઋતુ જતે આકાશ સ્વચ્છ થાય છે ) આકાશને સફેત લુગડું પેરાવ્યું છે. તારાઓ જે રડતા ( ઝાંખા હતા ) તેઓએ શોક મૂકયો ( સારી પેઠે ચળકવા માંડ્યું ) વગેરે.

## ૮. ઉત્પ્રેક્ષા.

જ્યાં એક વસ્તુનું વર્ણન, બીજી વસ્તુને નામે અથવા ધર્મે, શંકા અથવા કલ્પના સાથે થાય છે ત્યાં **ઉત્પ્રેક્ષા** અલંકાર. ઉપમાનનો ધર્મ સંબંધ મનમાં રાખી ઉપમેય ઉપર ઉપમાનના સરખાપણાનો તર્ક અથવા સંશય હોય છે ત્યાં ઉત્પ્રેક્ષા.

શંકા છે-કરું છું, ધારૂં છું, લાગે છે, જણાય છે, કલ્પના કરૂંછ, માનુંછ, જાણે, આમ હશે, એમ હોયની શું વગેરે શબ્દો ઉત્પ્રેક્ષામાં છે. ઉત્પ્રેક્ષાના બે પ્રકાર છે. એક **વસ્તૂત્પ્રેક્ષા** અને બીજી **હેતૂત્પ્રેક્ષા.** વસ્તૂત્પ્રેક્ષામાં વસ્તુને નામે-ધર્મે તર્ક કર્યો હોય છે અને હેતૂત્પ્રેક્ષામાં કારણ બતાવવામાં તર્ક કર્યો હોય છે. દાખલા:—

૧. આડો જાતો બહુ પવનથી મેઘ ઉંચેથી જોવો;
   એ તો લાગે ધુળ ઉડી રહી વા દીસે ધુમ્ર ગોટો.

૨. ચપળ નેત્ર ઝીણું અંજન, જાણે જાળે પડયાં ખંજન.

આ વસ્તૂત્પ્રેક્ષાના દાખલા છે.

૩. કોમળ તારાં ચરણ જાણે જમીનપર ચાલવાથીજ રાતાં થયાં હોયની !

૪. જટાની શોભાથી અતિ શરમાઇ શિવ ઉઠયા;
   જઠાને સંકેલી વડ તજિ ગિરિયે જઇ રહ્યા.

એમાં કબીર વડની જટા જોઇને શિવ શરમાઇ ગયા કે મારી જટા એની આગળ કંઇજ નથી-એ કલ્પિત કારણ છે.

આ બે હેતૂત્પ્રેક્ષાના દાખલા છે.

નળાખ્યાનની નીચલી લીટીઓમાં આ અલંકાર છેઃ— ૧૪૩-૪૪; ૧૪૬; ૧૫૯-૭૨; ૧૭૪; ૧૭૮-૧૮૪; ૧૯૧; ૧૯૭; ૧૯૯; ૪૦૫; ૪૩૬-૩૭; ૪૪૪-૪૫; ૪૪૭-૪૫૯; ૫૬૬; ૫૬૯-૫૭૭; ૫૭૯; ૫૮૪-૮૫; ૫૮૯; ૬૦૯-૧૦; ૬૧૪-૧૫; ૭૭૯; ૮૧૫; ૧૦૦૯; ૧૦૨૩; ૧૦૩૩.

## ૯. દૃષ્ટાંતરૂપક, અપ્રસ્તુતપ્રશંસા, અથવા અન્યોક્તિ. (Allegory).

જ્યાં વર્ણન કરવાની વસ્તુનું, તેનું પોતાનું છતું નામ ન લેતાં હરકોઇ બીજાના દાખલાથી ભેદમાં વર્ણન કરેલું હોય ત્યાં **દૃષ્ટાંતરૂપક** અલંકાર.

એ રીતના વર્ણનમાં અર્થ બહારથી લાગે કોઇને, ને અંદરથી ખરે-ખરો લાગુ પડતો હોય કોઇને. પુરાણોમાં આખ્યાનો છે તે ઘણાંખરાં

દૃષ્ટાંતરૂપક છે. પંચોપાખ્યાન. ઇસપનીતિ વગેરે વારતાઓ દૃષ્ટાંત રૂપક છે. વારતા જનાવરની હોય પણ લાગુ પડે માણસને. એ અલંકારનો હેતુ ઘણું કરીને સારો બોધ કરવાનો હોય છે.

નવી મ્હોરનું ચલણ બહુ, ચાલ્યું થોડીવાર;
પણ પછિ તે ખોટી ઠરી, જૂનીનો વ્હેવાર.

અંદરનો અર્થ-નવા કારભારીએ થોડી વાર તો અમલ ચલાવ્યો પણ પછી તેનું ગાડું અગાડી ચાલ્યું નહીં ને પાછું જૂના કારભારીનું જોર અસલ પ્રમાણે ચાલતું થયું.

### ૧૦. અપન્હૂતિ.

એકના સરખી બીજી વસ્તુ જોઇને પહેલીનો નિષેધ કરી બીજીને નામે વર્ણન કરવું તે **અપન્હૂતિ** અલંકાર. દાખલા:—

૧. ચંદ્રને જોઇને કોઇ કહે છે કે ' એ ચંદ્ર નથી-એ તો આકાશ ગંગાનું કમળ છે.

૨. આ ચંદ્ર નથી તો પ્રિયાનું મુખ એજ ચંદ્ર છે.

### ૧૧. અતિશયોક્તિ. ( Hyperbole. )

જ્યાં વસ્તુ ખરેખરું હોય તેના કરતાં ઘણું વધારીને વર્ણન કરેલું હોય ત્યાં **અતિશયોક્તિ** અલંકાર. પછી વધારે સારું કીધું હોય કે વધારે નરસું કીધું હોય. સાધારણ વાતમાં છેકજ મોટી અતિશયોક્તિ વાપરવી નહીં, કેમકે તેમાં પછી ચમત્કૃતિ રહેતી નથી. દાખલા:—

૧. ધ્રુજ્યો ધ્રુવ ને મેરૂ ડગિયો, ખળભળિયાં પાતાળ,
સાગરે મરજાદ મૂકી, ડોલ્યા દશ દિગપાળ.

એમાં શિવ અને કૃષ્ણના યુદ્ધનું વર્ણન છે.

નળાખ્યાનની નીચેની લીટીઓમાં આ અલંકાર છે:—૬૪; ૧૧૧; ૧૪૦; ૧૯૩; ૨૦૦-૨; ૪૨૦; ૪૬૬-૬૭; ૬૧૨-૧૩; ૭૭૧-૭૨.

### ૧૨. રૂપકાતિશયોક્તિ.

જ્યાં ઉપમેયનું નામ ન લેતાં કેવળ ઉપનામ વડેજ ઉપમેયનું વર્ણન કરવામાં આવે ત્યાં **રૂપકાતિશયોક્તિ**. દાખલા:—

૧. બે નીલ કમળમાંથી તીક્ષ્ણ એવાં બાણ નીકળે છે તે જો.

આ દાખલામાં નેત્ર અને કટાક્ષ જે ઉપમેય તેમનું નામ ન લેતાં કેવળ તેમાંના નીલ કમળ અને તીક્ષ્ણ બાણ જે ઉપનામ તે વડેજ તેમનું

વર્ણન કરવામાં આવ્યું; તેમજ કમળમાંથી બાણનું નીકળવું અસંભવિત છતાં પણ તે વર્ણન કરવામાં આવ્યું તેથી એ રૂપકાતિશયોક્તિ.

નળાખ્યાનની નીચલી લીટીઓમાં આ અલંકાર છેઃ-૫૮૦-૮૧; ૫૯૦-૯૧; ૯૧૯.

### ૧૩. પરિસંખ્યા.

કોઇ પદાર્થનો એક સ્થળમાં નિષેધ કરી તેનું અન્ય સ્થળમાં સ્થાપન કરવામાં આવે ત્યાં **પરિસંખ્યા** અલંકાર. દાખલાઃ-

૧. દીપકમાં સ્નેહનો ક્ષય થયો, પરંતુ મૃગનયનીનાં હૃદયમાં નથી થયો.

૨. ખાશી ધરે ફક્ત ચોપટમાં રહે છે,
આદર્શમાંજ ઉલટી પકડો દિસે છે;
છે વર્ણશંકર વિચિત્ર પટો વિષેજ,
આ આપના નગરમાં ભય પાપનેજ.

એ કોઇએક રાજા પ્રત્યે કોઇ કવિની ઉક્તિ છે.

નળાખ્યાનની ૫૩૭ મી લીટીમાં તથા ૬૪ મા કડવામાં ( નળના રાજ્યમાં બંધન નામે...કમાડને વિજોગજી ) આ અલંકાર છે.

### ૧૪. વ્યાજસ્તુતિ. ( Irony ).

જ્યાં ઉપરથી નિંદા કરીને અંદરથી સ્તુતિ કરી હોય અથવા ઉપરથી સ્તુતિ કરીને અંદરથી નિંદા કરી હોય ત્યાં **વ્યાજસ્તુતિ** અલંકાર. દાખલાઃ-

૧. કોઇ પ્રભુને કહે છેઃ-'ઓ પ્રભુ કેવો તારો અવિચાર કે પાપીઓને પણ મોક્ષ આપે છે.' એમાં ઉપરથી નિંદા અને અંદરથી સ્તુતિ છે.

૨. ડાપણમાં તુજ નહિ મણા, માણે મોટી મોજ;
વાઃ વા ભઇ વાઃ વા તને અગળા મારે રોજ.

એમાં ઉપરથી વખાણ છે અને અંદરથી ઠપકા જેવું છે. નળાખ્યાનની ૬૦૫ મી લીટીમાં આ અલંકાર છે.

### ૧૫. વિરોધાભાસ.

જ્યાં વિરોધનો આભાસ હોય એટલે જ્યાં પ્રથમ તો અર્થનો વિરોધ દેખાય છે, પણ પછી કોઇ કારણને લીધે તે વિરોધ જતો રહે છે ત્યાં **વિરોધાભાસ** અલંકાર. દાખલાઃ-

૧. શિવ શૂલધારી ( શૂલ નામનો રોગ નહીં પણ શૂલ નામનું શસ્ત્ર ) છે તથાપિ નિરામય ( નિરોગી ) છે.

૨. જે સુશીલ પુરૂષ છે, જેને પોતાનું પારકું નથી તેને અગ્નિ જળ-રૂપ, વિષ અમૃત જેવું, સમુદ્ર નદી નાળાં સરખો અને સાપ માળા સરખો થાય છે.

એમાં અગ્નિ પાણીનો વિરોધ દેખાય છે, પણ પછી સુશીલ મનુષ્યને કોઇ દુઃખ દેનાર નથી એવો જે સ્વભાવ તેથી તે વિરોધ જતો રહે છે.

## ૧૬. શ્લેષ. ( Pun ).

અનેક અર્થના પદ વડે અનેક અર્થનું વર્ણન કરવું તે **શ્લેષ** અલંકાર. વર્ણ્ય અને અવર્ણ્ય એવા શબ્દમાં ને પછી વાક્યમાં નાના પ્રકારના અર્થ થતા હોય ત્યાં **શ્લેષ**. દાખલા:—

૧. ફુંકે શંખ પણ નવ કંઇ, ઉતરે તેનો નાદ.

અર્થ–પેલો માણસ શંખ ફુંકે છે પણ તેનો અવાજ ઉતરતો નથી –તેનાથી શંખ વગાડાતો નથી–એ એક અર્થ. તેણે શંખ ફુંક્યો એટલે તે પોતાના કામમાં પાર ન પડ્યો, તેણે હાથ ધોયા, દેવાળું કાઢ્યું, એવા અર્થ થાય છે. દેવાળું કાઢે છે તોપણ તેનો મિજાજ–અહંકાર ઉતરતો–ઓછો થતો નથી–એ બીજો અર્થ.

૨. રાજા મૃદુલ કરે લોકોનાં હૃદય હરણ કરે છે.

રાજા=ચંદ્ર તથા નરપતિ; મૃદુલ=નવાં તથા અલ્પ; કર=કિરણ તથા આલ્રધન.

---

એક વાક્યમાં ઘણાં અલંકાર આવે છે પણ તેમાં એકનું પ્રાધાન્ય હોય છે ને બાકીનાનું ગૌણત્વ હોય છે. માટે જેનું પ્રાધાન્ય હોય તેને નામે તે અલંકાર ઓળખાય છે.

---

# યુનિવર્સિટી સ્કૂલ ફાઈનલની પરીક્ષામાં આપેલા નળાખ્યાનના પ્રશ્નપત્ર.

*Friday*, 6*th December*, 1889.

CHIMANLAL HARILAL SETALVAD B. A., LL. B.

1. Paraphrase in Gujarati the following lines:— 14

પૂજ્યા નારદ આદર આણી......તુજને ક્યાંથી પરણે (લી. ૯૭ થી ૧૧૨ ).

2. Explain, giving fully the context:— 18

મધ્યાન્હે ઘરમાંથી નીસરે જોતા જોતા જોશ; એધાણ રાખે એટલું જે મારે નામે નામ; પણ પૃથ્વીમાં અવતારી નહીં, ભરથાર એવા પાખી; રૂપે રતિ તો સંભ્રમે બુડી; મારે મરવું ને એને ભક્ષ; જેવું જમિયે તેવી દેહ; અક્ષ્યા ગારૂઓ થઇ શું ગાઠો; દેલ રહેશે અંત્રિક્ષ ઉભા, નવ મળે મેષોનમેષ; સકંપ એક ધ્વજાજી; જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી રહ્યો આકાશ; સિંહિકાસુતને શરીર હોત તો મુજને ચિંતા થોડી; સાગર મધ્યે નાવડું જેમ, ભિમક નગરી તો દીસે તેમ; અશ્વત્થ અશ્વ મારે આંગણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે; જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચન; પ્રેમ રેણશું પ્રીતડી જડી.

3. Explain accurately the following:— 18

( *a* ) નળ દીઠો નહીં તે રોઝ, સાંભળ્યો નહીં તે પણ ઢોર્જ;
નવ જોયો તેનાં નેણ કેવાં, મોરપીછ ચાંદલા જેવાં.

( *b* ) જુગ્મ રવિસુત રૂપ આગળ; જાય નાંખી વાટ;
ગંભીરતાએ વરણવું, પણ અરણવમાં ખારાટ.

( *c* ) વિદ્યા મૂકાવી નીશાચરની, તે શીખ્યા દીશાચર કામજી;
જુગ્મ કપાટ વિજોગ પુરમાં, જુઆં રહે અષ્ટ જામજી.

( *d* ) ભૂપ મેં દીઠી ગર્વ ઘેલડી, સખી એ મધ્ય અલબેલડી;
કદળી સ્થંભ જુગ્મ સાહેલડી; વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

( *e* ) સામ સામા રહ્યા શોભે, વ્યોમ ભોમ્ય બે સોમ;
ઇંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડગણ ભોમ્ય.

( *g* ) ગિરિ તરૂવર કે ધાતુ ફળ, કે કુસુમ નળ તે શુંય;
પ્રાણ નળ કે ઉદર નળ, કે જળ નળ ગ્રેહનો.

4. Enumerate the different words used to denote Arjun and the moon, and give their meanings. 10
5. Give the meanings of the following:—
ચખાર; અર્ધપાદ; નિદાન; વિરંચી; વેસર; લોધ; મેગળ; નિધન; રૈરવ; ભાખી; અંબુજ; મીઢવું; તાલાવેલી; ખગેશ.
6. Give fully in Gujarati the description of Damayanti given by Narada to Nala and that of Nala given dy the હંસ to Damayanti, showing how Narada and the હંસ explain many physical phenomena and even the habits and actions of gods, animals, and others by a reference to the extreme beauty of the subjects of their description. 20
7. Give a short life of the author of Nalakhyana and enumerate some of his other works. 10

---

*Wednesday, 3rd December,* 1890.

CHIMANLAL HARILAL SETALAVAD B. A. LL. B.

1. Paraphrase into Gujarati the following lines:- 16
બુદ્ધિ પ્રમાણે માનનીનું કરૂં છું વરણન..........ભરેથાર એવા પાખી ( લીટી ૧૦૬૧ થી ૧૫૪ )

2. Explain giving the context:— 12
દુખિયાનું દુઃખ સાંભરતામાં ભાગે મનની વ્યથાય; મુજ થકી વાધ્યો પિતરાઇ; તે ઇંદ્રને ઇચ્છે નહીં તો, તુજને કયાંથી પરણે; નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દિશ અનુક્રમી; તારી સ્ત્રી એમ કરજે વિલાપ; પ્રાણ દાન આપે મુજને તો કોઇ કરીશ ઉપકાર; નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી; ઉચ્ચાટ એક અધર્મીને વર્તે; જેવું ધન તેવો દાતાર; તેને હું શું વરણવું, વરણવી ન શકે શેષ; આવ્યું માણસ માય ન એક; મને આજ્ઞા હવે દીજીએ; અમરાપુરીનો સૂતો ઘાટ; નારદને કલહની ટેવ.

3. Explain fully the meaning of the following words:— 9
પુણ્યશ્લોક; અશ્વત્થ; વીણાપાણી; સુધાકર; વિરંચી; કળાધર.

4. State fully in Gujarati (1) everything that passed between Nala, the હંસ and the હંસણીઓ at the time when he captured the હંસ and (2) the story related by the હંસ when he left Nala, about their connection in former life. 16

5. How many different meanings does the word ભજવું bear in your

text ? Give those meanings, referring to the lines where they occur.

6. Explain accurately the following:— 158

( *a* ) તારી આશા સુતરને તાંતણે, પ્રાણ રહેશે વળગી;
વીવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી.

( *b* ) પગ પાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો.

( *c* ) શીતળતાયે શશી હાર્યો, મૂકી કળા પામ્યો કષ્ટ;
તેજ થકી આદિત્ય હાર્યો, ફરે છે મેરૂને પૃષ્ટ.

( *d* ) કુરંગ મીનની ચપળતા, શું ખંજન જાળે પડિયાં;
નેત્રઅણી અગ્રે શ્રવણ વીધ્યાં, સોય થઇ નીમડીયાં.

( *e* ) વનિતા વદન વિધિયે કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્ર નાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.

7. What was the trick adopted by Damayanti to catch the ? હંસ 5

8. Discuss the following estimate of Premanand's poetry, especially in connection with your text-book:—

" પ્રેમાનંદની કવિતા એ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગૂજરાતીઓ પોતાનાં રોવાં હસવાં દુઃખં સુખના પ્રતિબંધ જોઇ જોઇને નિવૃત્તિ આનંદમાં રહે છે."

---

*Wednesday, 9th December*, 1891.

CHIMANLAL HARILAL SETALVAD B. A., LL. B.

1. Paraphrase in Gujarati the following:— 20

જેમ નદીમાં ભાગીરથી,...કામજ્વર થયો વન્હિ સમાન. ( લીટી ૧૯૮ થી ૨૧૧. )

2. Explain fully the following, giving the context:— 20

આધી વ્યાધી નહીં જરા, નહીં સંકટ ને શોક; જેવું ધન તેવો દાતાર; ઉઘાડે બાર ખાતર નવ પડે; જ્યમ સાગરમાંથી ચાંચ જળની ભરે પક્ષીજન; જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટ્યો, શું એથી રહ્યો આકાશ; વેદ જેને વરણે; વખાણ ભાવ ન પોહોંનો; એના ગુણની ગાઉં હું ગીતા; શું પૃથ્વીમાં કન્યાનો દાટ; સંસાર સર્વનું સાર લીધું; એજ વર દેજો કમળાપતી; તેના જોને ભોગ; પરણાવી કરો પારકી; ત્રીશ દહાડા ત્રીશ જુગ પરમાણ; હું રિસાવાનું નહીં પુતળું.

3. Explain fully the meanings of the following words:— 12

વિણાધારી; ભજવું; શરવરીપતી; પારથ; ગાંજીવપાણિ; પાખી.

4. Annotate accurately the following:— 5

( *a* ) વાયે ઓઢણી રહી છે ઉડી, ખળકે કંકણ ને કર ચુડી;
રૂપે રતી તે સંભ્રમે બૂડી, એવી કોઇ મળે નહીં રૂડી.

( *b* ) અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસ રૂંધન કરિયો;
દ્રુમ થડ પુંઠે નળ ભડ આવ્યો, બેશી આઘો ચાલ્યો,
લાંબો કર કરી લઘુ લાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો.

( *c* ) ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.

( *d* ) પંખી ધીરે કમળને કાજે, મને હાથ આપ્યા મહારાજે;
જોગવાઇ જગદીશે મેલી; મારી કમળ જેવી હાથેલી.

( *e* ) હીમસુતાને હર લેઇ નાઠા, જઇ રહ્યા વનવાસ;
સહસ્ત્ર આંખ્ય ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય;

5. Give in Gujarati a short, but accurate summary of the description of Damayanti's beauty given to Nala by the હંસ on his return from Damayanti. 15

6. Give in Gujarati the conversation that passed between Yudhishthira and Brihadashva which led the latter to narrate the story of Nala and Damayanti. 9

7. Enumerate some of the other works of Premanand.
What other poet has written Nalakhyan? Discuss the merits of your text-book in comparison with that work. 10

---

*Wednesday, 7th December,* 1892.

NAGINDAS TULSIDAS MARPHATIA B. A., LL. B.
JAMIETRAM NANABHAI B. A., LL. B.

1 Paraphrase (in Gujarati) the following:— 20

ભાઇ તુજને કહું વીનતી,.........કાશી કરવત મૂકાવા ગયો. ( લીટી ૫૮૨ થી ૫૮૯ )

તારે સ્થાનકે આવી રહ્યો,......લીધો નૈષધમાં આ વાર. ( લીટી ૬૯૪ થી ૭૦૫ )

2. Explain fully the following, giving the context:—

( *a* ) દુખ ઘણું સાલે હૃદયમાં માટે કરૂંછું રૂદન. ( *b* ) ચંદ્ર પેહેલી ચતુરા સંદેહ મનનો ટળીઓ. ( *c* ) શું પ્રગટયું મારૂં પાપ. ( *d* ) તતક્ષણ તજશે પ્રાણ તે સઉ, મારૂં બંધન જાણી. ( *e* ) બોલ્યું વાક્ય ન પાળીએ કાગ કરતાં શો અંત્ર. ( *f* ) પણ નળની જોડે મીઢવું, એવો મહિતળમાં કોઇ નહીં. ( *g* ) આપૂરો આવી રહેશે ઉભો, વેલો સરવથી પેહેલો. ( *h* ) દેવ રહેશે અંતરિક્ષ ઉભા, ન મળે મેષોનમેષ. ( *i* ) શેષ છેક પામે નહીં રતપલાં, શું કરૂં જીભ્હા એક. ( *j* ) વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતી કરે.

3. Fxplain દમ્યું જગત સ્વરૂપ હદે કરીયું, માટે દમયંતી નામ ધરિયું. 6
Has the poet in the lines read by you given a different derivation of her name ? If so, what ? What reason does he give for the appellation નળ ?

4. Comment upon and explain the following:— 24

( *a* ) દુખિયાનું દુખ સાંભળતામાં, ભાગે મનની વ્યથાય.
( *b* ) આસન બેસવું નારિ વિણ, તેનો મોટો દોષ.
( *c* ) હંસને પણ થઇ ચટપટી, ચાલ ગોરીની આગળ મટી.
રામા અંગની રોમાવાળી, વનસ્પતિ દવે મરે છે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં જળહળી, દેખી આભમાં પેસે વીજળી.
( *d* ) જોગી થઇ તજ્યું હશે સર્વસ્ત, તીર્થ નાહ્યા હશે સમસ્ત,
ગાળ્યાં હશે હીમાળે અસ્ત, તે ગ્રહશે દમયન્તીનો હસ્ત.
( *e* ) જે કોઇ થાશે સ્થાનક ભ્રષ્ટ, પંખિણિ સાંભળોરે;
મારી પેઠે પામશે કષ્ટ, અહિંથિ પાછાં વળોરે.
( *f* ) તારૂં રૂણ છૂટયો હું ભ્રાત, હવે રહેવાની કરિશ ન વાત.

5. Explain fully the meanings of the following words:— 14

આદરૂં; પ્રાતઃસામગ્રી; વરણાગી; ગાંજીવપાણી; અથઇતિની કથાય; નિષકંટક; પાણીગ્રહણ; વીણાપાણી; ઉપમા; કાકવંઝા; બ્રહ્મચર્યવ્રત; વિમાસવું; રઢીયાળું; વિહંગમ.

6. Give in Gujarati at some length the comlpaint made by Yadhishthira against Bhima, Nakula and Sahadeva and comment briefly so as to show that you understand their moral deficiencies. 8

7. (a) Quote or give the substance of the passage in the portion of Nalakhyan read by you which conveys ideas similar to :— 8

નળને સત્યે વૃષ્ટા મેઘ કરે, નળને સત્યે ધરા શેષ ધરે,

નળને સત્યે મેરૂ નવ ડગે, ધર્મ રહ્યો છે નળરાય લગે.

(b) Discuss in Gujarati the results, as mentioned by the poet of observing the dictates of સત્ય and ધર્મ.

---

*Wednesday*, 6*th December*, 1893.

JAMIETRAM NANABHAI B. A., LL. B.

DAMUBHAI DAYABHAI MEHTA M. A., B. Sc., LL. B.

1. Paraphrase (in Gujarati) the following:— 20

નળને આપ્યું રાજ્યાસન,......દારૂણ વનમાં પોતે પળ્યો (લીટી ૫૯ થી ૭૮).

2. Explain fully the following, giving the context:— 20

(*a*) તેને હું શું વરણવું, વરણવી ન શકે શેષ. (*b*) શકે ગિરી કરીને ભંગ, સ્તન મધ્યે વહે છે ગંગ (*c*) તારી સ્ત્રી આમ કરજો વિલાપ. (*d*) આકાશ અવની એક થાય તોય, મિથ્યા ન બોલવું વચન. (*e*) જેમ કો અંધ આનંદ પામે, ફરિ આવે લોચન. (*f*) પંખી ધીરે કમળને કાજે, મને હાથ આપ્યા મહારાજે. (*g*) સૂર્ય બિહિતો ઝાંખી કાઢે કોર, સાંજે વહાણે ટાઢે પહોર. (*h*) નળ અમરમાં વેરો શો છે, ઓળખાવું તે ભેષ. (*i*) અક્ષત ઉતારો દૃષ્ટિ બેઠી હોય, કોઇની મેલી ચોખી. (*j*) કોને ભાગ્યે કાળથી ઉગરે પરણાવી કરો પારકી.

3. Comment upon the ideas conveyed by, and explain fully, the following:—

(*a*) જે કાંઇ લખ્યું હશે બ્રહ્માય, પંખિણિ સાંભળોરે;

તે અક્ષર નવ ધોવાય, અહિંથી પાછાં વળોરે.
કેમ છુટિયે કર્મના બંધ, પંખિણિ સાંભળોરે;
આપણો એટલો હશે સંબંધ, અહિંથિ પાછાં વળોરે.

*b*. પ્રતિજ્ઞા પાળી પોતાની, તને વાલા હશે ભગવંત;...
બોલ્યું વાક્ય ન પાળિયે, કાગ કરતાં શો અંત્ર.

4. Give the meanings of the following words:— 16

કુબડું; માનસિરાજ્ય; અર્ધપાદ; રસના; કુંજર; એળે; નિરખ્યું; અનગ; અનુક્રમી; વિમાસે; રૂપનિધાન; અકળિત; અંબુજ; મણડોજ; મીઠ્ઠું; રેણશું.

5. Discuss in Gujarati, generally the advice given by હંસ when he took leave of નળ with particular reference to the consequences of disregarding it as depicted by the poet.

6. In what different ways does the poet derive the appellations નળ and દમયંતી ? 6

7. Give a short account of the lives of નળ and હંસ so far as they came into contact during their previous existence. 10

Explain and comment upon the idea conveyed by the parting words uttered by હંસ "તારૂં રૂણ છુટો હું ભ્રાત, હવે રહેવાની કરીશ ન વાત."

8. Describe the condition of the people of Kundanpura as related by હંસ to નળ. 6

---

*Wednesday, 5th December*, 1894.

JAMIETRAM NANABHAI B. A., LL. B.

DAMUBHAI DAYABHAI MEHTA M. A., B. Sc., LL. B.

1. Paraphrase (in Gujarati) the following:— 14

ધર્મ કહે સાંભળિયે સ્વામી,...હું તો પારથ પાપી. (લીટી ૧૯ થી ૩૪)

2. What is સ્વયંવર ? What other forms of marriage prevailed amongst Hindus and which of them are now observed ? 6

3. Give a short outline of the argument of Nalakhyan and state in brief the moral lessons the poet conveys by the whole poem, dwelling particularly on those included in the part prescribed for the Examination. 10

4. How does the poet explain the coming together of Nala and Hansa, their friendship, the willingness and zeal of Hansa to get Nala married to Damayanti, and Damayanti's ardent desire to marry Nala ? 5

5. Describe the condition of the people of Naishadha.
6. State fully and comment upon (in Gujarati) the advice and the reasons for it, given by Hansa to his wives when he was caught by Nala. 10
7. Quote or give in Gujarati the substance of the passages (in the part of Nalakhyan prescribed for your Examination) expressing ideas more or less similar to some or to all ideas conveyed by the following:— 18

નળ રાજા રાજ્ય માંહે પુસ્તકનેજ બંધનજી;
દંડ એક શ્રીપાતને હાથે, ધન્ય વીરસેન તનજી.
કંપારા ધ્વજાને વરતે, પવન વસે આકાશજી;
કર્મ ત્યાગ પારધિયે કીધાં, ન કરે જીવનો નાશજી.
ભયંકાર તસ્કરને વરતે, કમાડને વિજોગજી;
દ્યુત રમે દંપતી લગ્નદિન, ત્યાગ વ્યસનનો ભોગજી.
ચારે વરણ તે સરવે શૂરી, જ્ઞાન ખડગની ધારજી;
દેવગૃહ મધ્યે ષટ તસ્કર, તેને ખડે તે વારજી.
પતિવ્રતા વ્રત પાળે નારી, ગુપ્ત કરે બહુ દાનજી;
યાજન અધ્યાપન અધ્યયન, સેવામાં સાવધાનજી.
નળ રાજાના રાજ્ય માંહે, અકાળ મૃત્યુ ન થાયજી;
માગ્યા મેહ વરસે વસુધામાં, દૂધ ઘણું કરે ગાયજી;
માતા પિતા ગુરૂ વિપ્ર વૈષ્ણવની, સેવા કરે સૌ કોયજી;
પરનિંદા પરનારી પરધન, કુદૃષ્ટિએ નવ જોયજી.

8. Explain fully the following giving the context where necessary:— 16

( *a* ) જઇ સેવ્યું પર્વતનું શૃંગ, તળે વહે છે નિર્મળ ગંગ. ( *b* ) રસના વાની સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ. ( *c* ) હું તો નહિ કરવાનો નાશ, અહિંથિ પાછાં વળોરે. ( *d* ) અરે નળ રાજા હું શંકતું, તેં સુતનું સુખડું ખોયું. ( *e* ) પીઠી ચોળજો નળરાજા તમે, તત્પર કરજો જાન. ( *f* ) ચતુર ભીમકની કુમારી, તેણે અકળિત વાત વિચારી. ( *g* ) મરકલડું કરી મહીપતિ, મિત્ર શું બોલ્યો વીનતી. ( *h* ) દમયંતી કહે ઉડી કાં ન નાઠો, અલ્યા ગારૂવો થઇ શું ગાઠો ( *i* ) મધ્યાને નળ જાય ઘરમાં, માટે

9. Comment upon the ideas conveyed by and explain fully (in Gujarati) the following:— 12

( *a* ) ગુહ્ય વાત તે મિત્રને કહિયે, વાલાંની હોય ચોરી. ( *b* ) બાહુજને કહું, વીનતી, ધુત ના રમશો નૈષધપતિ; નવ કરશો સ્ત્રીનો વિશ્વાસ, એ બે થકી થાય વિનાશ. ( *c* ) દીકરી માણસ મોટું થાય ત્યારે, પીયરમાં ન સોહાય. ( *d* ) એણીપેરે માંડયું રાજ્યાસન, અચાલતે વશ કીધું મન.

10. Give the meanings of the following words:— 12

રાતે રાતે, સૂનો, નિષ્કંટક, બત્રિશલક્ષણુ, નિદાન, ખટરસ, મેગળ, આડે, વેણી, અલેતી, ગોત્ર, નફેરી, ગાર.

---

*Wednesday, 4th December*, 1895.

RATIRAM DURGARAM DAVE, B A.;

MARKAND NANDSHANKAR MEHTA, B. A., LL., B.

1 (*a*) Paraphrase ( in Gujarati ) the following:— 15

ચતુર ભીમકની કુમારી,......મુઆ તેં મને નહીં ઓળખી ( લીટી ૨૯૮થી ૪૧૧ ).

(*b*) Parse fully the words underlined in the above passage.

( ધીરે; કર્યા; ગણપતી; બેસતામાં; મુઆ. )

2. Write, in Gujarati, an essay of about 25 lines on any one of the following:— 15

( *a* ) માતપિતા સુત બાંધવ જેહ, સર્વ વેર સંબંધે મળ્યું તેહ.

( *b* ) જે કાંઇ લખ્યું હશે બ્રહ્માય, તે અક્ષર નવ ધોવાય.

3. (*a*) Explain fully with reference to the context:— 15

( 1 ) અશ્વત્થ આશ્વ માહારે આંગણે, દ્રુમ પ્રતિહાર ઉભા બારણે;
ભુંડ હસ્તિ પૃથ્વી પરસંગ, એ રાજ્ય મારૂં ન થાશે ભંગ.
*v. l.* પરજંગ.

( 2 ) ભીમક સુતાનું વદન સુધાકર, દેખી તે શોભાય;
*v. l.* દેખી નવ સોહાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.

( 3 ) જુગ્મ રવિસુત રૂપ આગળ, જાય નાખી વાટ.

ગંભીરતાએ વર્ણવું પણ, અર્ણવમાં ખારાટ.
( 4 ) વિદ્યા મુકાવી નિશાચરની, તે શિખ્યા નિશાચર કામજી.

*v. l.* દિશાચર.

જુગ્મ કપાટ વિજોગપુરમાં, જુઆં રહે અષ્ટ જામજી;
( 5 ) સ્કંધ વદનને કદળી સરખા, ખટતો યજતો એ પાખે.

*v. l.*

સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે;
શુદ્ધ બુદ્ધ નવ રહી મારી, હું બોલી ઉઠચો અભિલાખે.
( 6 ) રસ કસ સાહામું નવ જોવાય, તૃણ જળ ટાંકે તોળાય.

(*b*) which of the readings in (1), (2), (3), (4), (5), do you prefer, and why?

(*a*) Narrate briefly the life of Premanand, mentioning the principle works written by him. 10

(*b*) From what source does the poet derive his materials for નળાખ્યાન and what circumstances occasion the narration of the episode?

" Premanand " writes a critic, "translates the people into higher forms of society and sentiments, where it is not children that are married by custom, but men and women who are drawn into sacred wedlock by spontaneous union of hearts." Illustrate this remark by a short narration of a courtship between Nala and Damayanti. 9

(*a*) What mythological allusions are referred to in the following:— 7

( 1 ) તેને હું શું વર્ણવું, વરણવી ન શકે શેષ.
( 2 ) ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી.
( 3 ) સહસ્ત્ર આંખ ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય.
( 4 ) સિંહિકા સુતને શરીર હોત તો, સુજને ચિંતા થોડી.

(*b*) Mention some of the references made by the poet in the portion you have read to (1) popular beliefs and superstitions among the Hindus and (2) the theory of the transmigration of souls.

Name and dissolve the following compounds :— 7

પુણ્યશ્લોક; ગાંજીવપાણી; પશુપતાકાસ્ત્ર; પાણીપંકજ; કમળાપતિ; ગીજ્ઞાન; and દ્વિજજે.

8. Give the derivation and meaning of the following words:— 7

કાષ્ટવૃક્ષ; વ્યતિરેક; લઘુલાઘવી; કાકવંઝા; અર્ધપાદ; પ્રાતઃસામગ્રી; and મેગળ.

9. (a) What distinguishing features are mentioned by હંસ to દમયંતી to enable her to identify the real નળ from the gods in the guise of નળ ?

(b) What reply does Narad give to the following questions put to him by Indra ? :—

પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગમાંહે;
અમરાવતીનો સુનો ઘાટ, જમપુરની વહે છે વાટ. 6

10. Write grammatical notes on the following:— 6

( a ) ભુંડા એમ શું મને નિભ્રંછો, આપણે મિત્રાચાર.

( b ) વેવિશાળ મળ્યું, દૂત ફળ્યું તેમાં કાંઇ સંદેહ નહિ રે.

( c ) વજાવતી નામ નિદાન.

---

*Wednesday, 9th December*, 1896.

MARKAND NANDSHANKAR MEHTA B. A., LL. B.;
MANCHHARAM MAYARAM BHAT, B. A., LL. B.

1. ( a ) Paraphrase ( in Gujarati ) :— 18

કામનીનો પરિમળ એહેકે,..............શું
લાગો મેગળ પૂઠે. ( લીટી ૫૭૨ થી ૫૮૯ )

( b ) Name the different Alankaras in the above passage.

2. What place does Premanand occupy among the poets of Gujarat ? 8

3. Explain fully with reference to the context ( in Gujarati ) :— 15

( a ) સૂરજ ઝાંખી કહાડે કોર, વાહાણું સાંજ તેણે ટાઢાડે પોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચંત ભાનુ તપે મધ્યાન્હ.

( b ) ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઇ ભૂત.

( c ) વયણુ પંખી રયણુ બોલે, ડોલે રાજા ગીરજી.

( d ) પ્રાણ નળ કે ઉદર નળ, કે જળ નળ ગ્રેહનો;
રહે ભુજ મળ્યો કાંતિ કમળે, એ વરણ તેની દેહનો.

( e ) પર અગ્ર વૃશ્ચિક આંકડો, ભેદ્યું નિજ ભુજતળ;
શકે તારા નાથનિ એવી, કાયા છે કોમળ

( f ) કચસમૂહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢયો ઠેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો.

4 Write an essay ( in Gujarati ) of about 20 lines on:— 15

જે થાએ સ્થાનક ભ્રષ્ટ, તે પામે માહારી પેર કષ્ટ.

5. What is the character given to Narad in Hindu mythology ? How far has Premanand adopted it in his Nalakhyan ? illustrate your answer with references from the portion you have read. 8

6. State all that you know of the following:— 12

શંભૂસુત; પાંડવ; ભાગીરથી; અશ્વનીકુમાર; રૂમે;
હીમસુતા; સ્વાહા and અનંગ.

7. What passage in the portion of the Nalakhyan you have read do you consider the best ? Give reasons for your preference 8

8. Give the meanings of the following words and derive those that are underlined:— 10

નફેરી; દોણી; અલેતી; અટાળી; ભીઆ; વામણો;
સાવજું; કુગડું; ચખાર and આતિથ્ય.

9. Name the sixteen Sangars ( શણગાર ) of Damay... ...ribed by Narad before Nala. 6

---

*Wednesday, 8th December, 1897.*

MARKAND NANDSHANKAR MEHTA, B. A., LL., B /
MANCHHARAM MAYARAM BHAT, B. A, LL. B.

1 (a) Paraphrase ( in Gujarati ) the following:— 15

જેણે દમયંતી નવ જોઇ,................બ્રહ્મચર્ય વ્રત.
મારૂં ભાગે. ( કડી ૧૯૬ થી ૨૦૯ )

( b ) Give the different derivations of Nala and Damayanti as given by the poet.

2. Describe ( if possible in the words of the poet ) the love-sickness of Nala and Damayanti. 7

3. Write, in Gujarati, an essay of about 20 lines on:— 15

બોલ્યું વાયક પાળીએ નહીં તો, કાગ ને અમો શો અંત્ર.

4. (a) Describe the modes adopted by Nala and Damayanti for catching the Hansa.

(b) How does the Hansa account for his having a golden body and a jewelled beak? 7

5. Explain, in Gujarati, with reference to the context:— 15

(a) દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરૂં તો, ચંદ્રનું ઘર છે સાહામું.

(b) વરણથી ચંપક નવ ભજીયો, માટે મધુકરે તેને તજીયો.

(c) અન્યોન્ય કાઢી લે તંબોલ, મુખે વાણી કરતાં કલ્લોલ.

(d) ન થાય તો તમે પામો ખેદ, લાજે ઘેર નાવો વાયક વેદ.

(e) વૃદ્ધની વાત કરી જાઓ છો, નથી કીધી ન્હાને છૈએ.

(f) રટણ રસનાયે કરે બાંધી, એવો વરણ નિપૂણ.

(g) કેળ શાખાએ જલજ જુગમ ચઢયાં, ગજ એથી પામે ખેદ.
યુગમ અંબુજ તાંહાં મળીઆં, મળ્યા મધુકર વેદ.

6. How does the poet describe the condition of the people of Kundanpura under the sway of Bhimaka? Compare it with the condition of the people of Naishadha under the rule of Nala. 8

Illustrate your answer by quotations.

7. State fully what you know of the following:- 9

વૈશંપાયન; પ્રજાપતિ; રતિ; આદિત; સિદ્ધિબુદ્ધિ and કિન્નરી.

8. (a) Describe in the words of the Hansa the combination which the extraordinary beauty of Nala created among the several gods and demigods.

(b) In describing the personal beauty of Nala and Damayanti how does the poet account for the creation of the sun, the moon, and the stars?

9. (a) Name and dissolve the following compounds:— 10

કળાધર; જોબનધામ; મોહવારૂણી; and શરવરીપતિ.

(b) Give the meaning and derivation of the following:—

પિતરાઇ; કાકવંઝા; રૈરવ; કોડી; ગોપવી and જાગ.

